गु० व० सोसाइटी प्रबंधमाळा.

# अकबर चरित्र.

રચનાર

રા. સા. મહીપતરામ રૂ. નીલકંઠ, સી. આ. ઈ.

THE GUJARAT VERNACULAR SOCIETY'S SERIES.

# LIFE OF AKABAR.

COMPILED BY

R. S. MAHIPATRAM RUPRAM NILKANTH, C. I. E.
*Principal, Gujarat Training College,*
*Honorary Secretary, G. V. Society,*
&c. &c. &c.

Third Edition.—1000 Copies.

AHMEDABAD.

THE GUJARAT VERNACULAR SOCIETY'S OFFICE.

Samvat 1946—A. D. 1889.



---

*Price Eight Annas.*

૪૨૦૦

ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી પ્રબંધમાળા.

# અકબર ચરિત્ર.

રચનાર

રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ, સી. આઈ. ઈ.

પ્રિન્સિપાલ, ગૂજરાત ટ્રેનિંગ કૉલેજ,

ગૂ. વ. સોસાઈટીના ઑનરરી સેક્રેટરી,

વગેરે, વગેરે, વગેરે.

આવૃત્તિ ત્રીજી—નકલ ૧૦૦૦.

અમદાવાદ,

ગૂજરાત વર્નાક્યુર સોસાઈટીની ઑફીસ.



કાર્તિક, સંવત્ ૧૯૪૬.——નવેંબર, સને ૧૮૮૯.

કિંમત આઠ આના.

# ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તક.

| અંક. | પુસ્તકનું નામ. ગ્રંથકર્તા અથવા પ્રસિદ્ધકર્તા. | કિંમત | પોસ્ટેજ. |
|---|---|---|---|
| ૧ | અકબર ચરિત્ર. મહીપતરામ રૂપરામ. | ૦॥ | ૦)–॥ |
| ૨ | અંગકુધારનો ઝગડો. કવિ દલપતરામ ડાહ્યાભાઈ. | ૦)૧ | ૦)૦॥ |
| ૩ | મહાન આલફ્રેડનું ચરિત્ર. ચુનીલાલ બાપુજી મોદી. | ૦।– | ૦)– |
| ૪ | ઉત્સર્ગમાળા. શાસ્ત્રી વ્રજલાલ કાળિદાસ. | ૦॥ | ૦)–॥ |
| ૫ | કથનાવળી. શાહ મગનલાલ વખતચંદ. | ૦। | ૦)– |
| ૬ | કવિતાવિલાસ. કવિ દલપતરામ ડાહ્યાભાઈ. | ૦॥। | ૦)–॥ |
| ૭ | કચ્છગરબાવળી. કવિ દલપતરામ ડાહ્યાભાઈ. | ૦।= | ૦)– |
| ૮ | કન્યાઓની અછત. મયારામ શંભુનાથ. | ૦।≡– | ૦)–॥ |
| ૯ | કિમિયાગર ચરિત્ર. એક વિદ્વાન. | ॥ | ૦)– |
| ૧૦ | કેટલી વસ્તુનું વર્ણન. વિઠ્ઠલદાસ ધનજીભાઈ. | ૦।– | ૦)– |
| ૧૧ | કેળવણી. બુલાખીદાસ ગંગાદાસ. | ૧ | ૦)=– |
| ૧૨ | ખેતીવાડીના સુધારા વિષે નિબંધ. બાપાલાલ ભાઈશંકર ભટ. | ૦॥। | ૦)–॥ |
| ૧૩ | ગૂજરાતી ભાષાનો ઇતિહાસ. શાસ્ત્રી વ્રજલાલ કાળિદાસ. | ૦। | ૦)– |
| ૧૪ | ગૂજરાતના ભીખારીઓ. વિઠ્ઠલદાસ ધનભાઈ. | ૦। | ૦)– |
| ૧૫ | ગૂજરાતનો ઉત્કર્ષ થવાનાં સાધન વિષે નિબંધ. વિઠ્ઠલદાસ ધનજીભાઈ. | ૦॥ | ૦)– |
| ૧૬ | જમણવાર વિષે નિબંધ. મોહનલાલ કલ્યાણજી. | ૦॥ | ૦)– |
| ૧૭ | જાદવાસ્થળી. કવિ દલપતરામ ડાહ્યાભાઈ. | ૦)૦॥ | ૦)૦॥ |
| ૧૮ | તાર્કિક બોધ. કવિ દલપતરામ ડાહ્યાભાઈ. | ૦। | ૦)– |
| ૧૯ | દુકાળ વિષે નિબંધ. એદલજી જમશેદજી ખોરી. | ૦॥– | ૦)–॥ |
| ૨૦ | દૈવજ્ઞદર્પણ. કવિ દલપતરામ ડાહ્યાભાઈ. | ૦। | ૦)– |
| ૨૧ | નારીશિક્ષા ભાગ ૧ લો. કૃષ્ણરાવ ભોળાનાથ. | ૦।≡– | ૦)– |
| ૨૨ | એજ ભાગ ૨ જો. ,, | ૦॥–) | ૦–॥ |
| ૨૩ | નીતિમંદિર. બળવંતરામ મહાદેવરામ. | ૦॥। | ૦)–॥ |
| ૨૪ | પ્રાણીવર્ણન ભાગ ૧ લો. ,, | ૦॥ | ૦)–॥ |
| ૨૫ | એજન ભાગ ૨ જો. ,, | ૦॥ | ૦)–॥ |
| ૨૬ | એજન ભાગ ૩ જો. ,, | ૦॥ | ૦)–॥ |
| ૨૭ | પુનર્વિવાહ પ્રબંધ. ,, | ૦।– | ૦)– |
| ૨૮ | ફાર્બસવિરહ. કવિ દલપતરામ ડાહ્યાભાઈ. | ૦)– | ૦)૦॥ |
| ૨૯ | ફ્રાન્સ દેશ માંહેલી રાજ્યની ઉથલપાથલનો ઇતિહાસ. ચુનીલાલ બાપુજી મોદી. | ૦॥। | ૦)–॥ |
| ૩૦ | બાળવિવાહ નિબંધ. કવિ દલપતરામ ડાહ્યાભાઈ | ૦। | ૦)– |
| [illegible] | ભિક્ષુક વિષે નિબંધ. મોરેશ્વર ગોપાળ દેશમુખ. | ૦॥ | ૦)– |
| ૩૨ | ભૂત નિબંધ. કવિ દલપતરામ ડાહ્યાભાઈ. | ૦।≡– | ૦)– |

| | | | |
|---|---|---|---|
| ૩૩ | માતાપિતાની સ્તુતિ. કવિ દલપતરામ ડાહ્યાભાઈ | ૦)૦। | ૦)૦॥ |
| ૩૪ | મિથ્યાભિમાન નાટક. ,, | ૦।= | ૦)–॥ |
| ૩૫ | રાજવિદ્યાભ્યાસ. ,, | ૦)– | ૦)૦॥ |
| ૩૬ | વિક્ટોરિયા મહારાણીજીના છંદ. ,, | ૦)૦। | ૦)૦॥ |
| ૩૭ | લક્ષ્મી નાટક. ,, | ૦)= | ૦)– |
| ૩૮ | વચનવિવેકબાવની. ,, | ૦)૦॥ | ૦)૦॥ |
| ૩૯ | વિદ્યાબોધ. ,, | ૦। | ૦)– |
| ૪૦ | વેણીસંહાર નાટક. બળવંતરામ મહાદેવરામ મેહેતા. | ૦॥ | ૦)–॥ |
| ૪૧ | વનસ્પતિશાસ્ત્રનાં મૂળતત્વો. ,, | ૦॥– | ૦)–॥ |
| ૪૨ | શામળસતશાઈ. કવિ દલપતરામ ડાહ્યાભાઈ. | ૦)= | ૦)– |
| ૪૩ | સંપલક્ષ્મીસંવાદ. ,, | ૦)– | ૦)૦॥ |
| ૪૪ | સ્ત્રીસંભાષણ. ,, | ૦)–॥ | ૦)૦॥ |
| ૪૫ | સ્ત્રીનીતિધર્મ. વિઠ્ઠલદાસ ધનજીભાઈ. | ૦॥ | ૦)–॥ |
| ૪૬ | સેવિંગબેંકની અગત્ય. મયારામ શંભુનાથ. | ૦।= | ૦)– |
| ૪૭ | સીતા અને દમયંતીનાં આખ્યાન. પુરાણી નાગેશ્વર જેષ્ટારામ | ૦)= | ૦)– |
| ૪૮ | સ્થાનિક સ્વરાજ્ય. કેશવલાલ મોતીલાલ. | ૦॥ | ૦)–॥ |
| ૪૯ | સત્સંગવિષે નિબંધ. મણિશંકર પ્રભુરામ પંડિત. | ૦)=॥ | ૦)– |
| ૫૦ | હુન્નરખાનની ચઢાઈ. કવિ દલપતરામ ડાહ્યાભાઈ. | ૦)– | ૦)૦॥ |
| ૫૧ | જ્ઞાતિ વિષે નિબંધ. ,, | ૦।– | ૦)–॥ |
| ૫૨ | ગરબાવળી ભાગ ૧ લો. ,, | ૦)– | ૦)૦॥ |
| ૫૩ | બુદ્ધિપ્રકાશ. પુ૦ ૨–૩–૪ દરેકના. | ૧) | ૦)–॥ |
| ૫૪ | એજન પુ૦ ૧૧ મું. | ૧)= | ૦)= |

**બુદ્ધિપ્રકાશ.** નીતિ, સાંસારિક સુધારા, સાહિત્ય, વગેરે વિદ્યા-હુન્નરના વિષયોવાળું માસિક. વર્ષે ૨૧॥. ટપાલ ખર્ચ માફ.

ઉપરના પુસ્તક ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફિસમાંથી મળશે. દશ રૂપિયા અથવા વધારેનાં પુસ્તકો સામટાં રોકડેથી લેનારને દશ ટકા પ્રમાણે વળતર તથા ટપાલ ખર્ચ, અને એજ પ્રમાણે પચીશ કે તેથી વધારે રૂપિયાનાં પુસ્તકો લેનારને વીશ ટકા પ્રમાણે વળતર અને ટપાલખર્ચ મળશે.

એ સિવાય બીજા પ્રસિદ્ધ કરનારના પુસ્તકો પણ ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફિસમાં મળેછે. પરંતુ તે પુસ્તકોપર વળતર નહિ મળે, તેમજ ટપાલખર્ચ જુદો પડશે.

વિશેષ હકીકત માટે અર્ધાઆનાની ટિકિટ (ટપાલખર્ચની) મોકલાવી વેચવાના પુસ્તકોની સવિસ્તર યાદી નીચેને શીરનામે લખી મંગાવવી;—

**'આસિસ્ટંટ સેક્રેટરી, ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી,' અમદાવાદ.**

# अनुक्रमणिका.

**ઉપોદ્‌ઘાત. પૃષ્ઠ ૧—૧૦.**

મુગલ રાજ્યની સ્થાપના વેળા ભરતખંડની અવસ્થા.—બાબર.—હુમાયું.

**પ્રકરણ ૧ લું. પૃષ્ઠ ૧૦—૧૫.**

અકબરનો જન્મ.—બાલ્યાવસ્થામાં હુમાયુંનો ઈતિહાસ.—હિંદ ઉપર સ્વારી અને ફતેહ.—હુમાયુંનું મૃત્યુ.

**પ્રકરણ ૨ જું. પૃષ્ઠ ૧૫—૨૭.**

બેહેરામખાનનો કારભાર

**પ્રકરણ ૩ જું પૃષ્ઠ ૨૭—૪૩.**

બેહેરામખાનનો બળવો અને પરાજય.—ઇલાહી વર્ષ નવમા લગીનો હેવાલ.—માળવા, ખાનદેશ, ચુનારગઢ, વગેરેપર સ્વારીઓ; અને અમલદારોનાં બંડ.—યુદ્ધમાં પકડાયલા બંધીવાનને ગુલામ કરવાની મના.—જાત્રાળુ કરની માફી.—જજીઆ વેરાની માફી.

**પ્રકરણ ૪ થું પૃષ્ઠ ૪૩—૫૮.**

૧૦ મું વરસ.—હાથીનો શિકાર.—આગ્રાગઢ.—અલીકુલી, ખાનજમાન, વગેરે ઉઝબેક સરદારોનાં બંડ.—૧૧ મું વરસ.—આસફખાનનું બંડ.—કાબુલના મીરજાં હકીમની લાહોરપર ચઢાઇ.—મીરજાંનો બળવો.—૧૨ મું વરસ.—ખાનજમાનનો છેલ્લો બળવો અને નાશ.—કુરૂક્ષેત્રમાં જોગી અને સંન્યાસી લોકનું યુદ્ધ.—ચિતોડગઢનો ઘેરો.—૧૩ મું વરસ.—વાઘનો શિકાર.—રણથંભોરપર સ્વારી.—૧૪ મું વરસ.—ફાથપુર.—કાલિંજરનો રાજા.—સલીમનો જન્મ.—૧૫ મું વરસ.—મારવાડ અને વાંકાનેરના મહારાજાનું તાબે થવું.—ગધેડાનો શિકાર.—૧૬ મું વરસ.—ટાટા ઉપર સ્વારી.

**પ્રકરણ ૫ મું પૃષ્ઠ ૫૮—૭૩.**

ઇલાહી વર્ષ ૧૭ મું તથા ૧૮ મું.—ગૂજરાત વિજય.—બંડખોર મીરજાંઓનો નાશ.—નગરકોટ ઉપર સ્વારી.—રાજા બીરબલ.—ગૂજરાતમાં બળવો.—ખેડુતોનું રક્ષણ.

**પ્રકરણ ૬ ઠું. પૃષ્ઠ ૭૩—૯૩.**

૧૯ મા વર્ષથી ૨૯ મા વર્ષ સુધી.—બહાર અને બંગાળાનો

વિજય.—રાણા કીકાનું બંડ.—બીજાં બંડ તથા પરચૂરણ—ધર્મચ-
ર્ચા.—વસ્તિપત્રક.—કેટલાક કરની માફી.—બંગાળા અને બહારમાં
ફરીને બંડ.—મીરજાં હકીમની સ્વારી.—સતીનો અટકાવ.—મહાભા-
રતનું ભાષાંતર.—ગૂજરાતમાં બળવો.

**પ્રકરણ ૭ મું. પૃષ્ઠ ૯૩—૧૦૫.**

અકબરશાહના ધર્મ સંબંધી ફેરફાર.—ફૈઝી, અબુલ ફ-
ઝલ, બીરબલાદિ અકબરના મિત્રો.—દારૂ પીવાની મનાઈ, વગેરે.—
સલીમનું લગ્ન.—બંગાળાના બંડની સમાપ્તિ.

**પ્રકરણ ૮ મું. પૃષ્ઠ ૧૦૬—૧૧૭.**

૩૦ મા વર્ષથી ૩૭ મા વર્ષ સુધી.—મીરજાં હકીમનું મરણ.—
કાશ્મીર દેશ જીતી લીધો.—રોશનીઆ અને યુસુફઝાઈ પઠાણો સાથે
ઝઘડો ને તેમાં બીરબલનું મરણ.—સિંધદેશને વશ કર્યો.—રાજા
ટોડરમલ અને રાજા ભગવાનદાસનાં મૃત્યુ, વગેરે પરચૂરણ.

**પ્રકરણ ૯ મું. પૃષ્ઠ ૧૧૭—૧૩૫.**

૩૮ મા વર્ષથી ૫૦ મા વર્ષ સુધી.–દક્ષિણ દેશપર સ્વારી.–
ચાંદબીબીની બહાદુરી.—દુકાળ.—દક્ષિણનાં રાજ્યો જોડે ફરીને વિ-
ગ્રહ.—અહમદનગરનો બીજો ઘેરો અને જય.—ખાનદેશને ખાલસા
કર્યો.—સલીમનું બંડ.—અબુલ ફઝલનું ખૂન.—પરચૂરણ.—સલીમની
બદચાલ.–અકબરની માનું મરણ.--દાનિયાલનું મરણ.–અકબશાહનું મૃત્યુ.

**પ્રકરણ ૧૦ મું. પૃષ્ઠ ૧૩૫—૧૬૩.**

**અકબરની રાજનીતિ.**—પોતપોતાનો ધર્મ પાળવાની રૈયતને
છૂટ.—ધર્મ સંબંધી વિચારમાં ફેરફાર.—વિદ્યાને ઉત્તેજન.—ધર્મ
વિષે સંવાદ.—કેટલાક મુસલમાની રિવાજની અને હિંદુ વેહેમોની
મનાઇ.—હિંદુઓપર કૃપા.—મુસલમાનોની ઈતરાજી.—અકબરનો નવો
ધર્મ પસર્યો નહિ.—વસૂલાતની પદ્ધતિ.—સૂબા કે ઈલાકા.—ફોજમાં સુ-
ધારો.—મેહેલખાતું અને દરબાર.—પ્રજામત પૂછવાનો ચાલ પાડ્યો નહિ.



# अकबर चरित्र.

## उपोद्घात.

### મુગલ રાજ્યની સ્થાપના વેળા ભરતખંડની અવસ્થા.—

### બાબર.—હુમાયું.

અકબરના દાદા બાબરે આવી દિલ્હીનું રાજ્ય જીત્યું તે વેળા, તથા બાબર અને હુમાયુંના સમયમાં, હિંદનાં રાજ્યો અને હિંદની પ્રજા કેવી દુર્દશાને પામ્યાં હતાં તે જાણ્યા વિના, અકબરના અમલની ખૂબી સમજાય નહિ. ઇસ્વી સનના આઠમા સૈકાને આરંભે મુસલમાનોએ આરબી સમુદ્રની વાટે આવી, સિંધ દેશ જીતી લીધો; પરંતુ ચાળીશેક વરસજ તે દેશ તેમને કબજે રહ્યો. ત્યાર પછી રજપૂતોએ તેમને મારી કાઢયા. અગીઆરમા સૈકાના પેહેલા ભાગમાં ગીજનીના સુલતાન મહમુદે ભરતખંડપર ઘણીક સ્વારીઓ કરીને ઘણા પ્રાંતો લૂટયા, દેવલો તોડયાં, મૂર્તિઓ ખંડન કરી, લાખો માણસને હણ્યા, અને લાખોને ઝાલી ગુલામ કરી વેચ્યા; પરંતુ તેના સ્થાયી અમલની મર્યાદા માત્ર પંજાબ સૂધી હતી, તેથી તે હિંદનો પાદશાહ ગણાતો નથી. ત્યારકેડે લગભગ ૨૦૦ વરસ સૂધી એટલે શાહાબુદ્દીન મહમદ ઘોરીના વખત લગી, મુસલમાનોએ ધન હરણ કરવાને હિંદના પ્રાંતોપર સ્વારીઓ કરી; પણ લશ્કરી થાણાં બેસાડી સ્થાયી રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કોઈએ કર્યો નહિ. ઘોરી શાહે ઘણીક સ્વારીઓ કરી, તેમાં પ્રથમ પરાજય પામી તેને પાછા જવું પડયું. પણ તે ઘણો દૃઢ ને આગ્રહી હતો. હારથી નાઉમેદ ન થતાં ફરી ફરીને વધારે ફોજ લેઈ આવવા લાગ્યો, ને અંતે ફતેહ પામ્યો. દિલ્હીના શૂરા મહારાજા પૃથુરાજને હરાવીને તથા હણીને તેનું રાજ્ય લેઈ લીધું; અને પછી તેની પાડોશમાંનાં બીજાં કેટલાંક રાજ્યો જીતી, ત્યાં લશ્કરી થાણાં બેસાડયાં. દિલ્હીમાં તેણે કુતુબુદ્દીન નામે સેનાપતિને મૂકયો હતો તેણે, પાદશાહ કાબુલમાં મરણ પામ્યો તેવારે, સુલતાન પદ ધારણ કરી સ્વતંત્રપણે અમલ કરવા માંડયો. એના વખતથી હિંદુસ્તાનમાં સ્વતંત્ર મુસલમાની રાજ્યોનો આરંભ થયો ગણાય.

એ કુતુબુદ્દીનના અને તેની પાછળ તેની ગાદીએ બેસનાર પાદશાહો-એ બીજા મુસલમાન હાકેમોને તથા દેશી રાજ્યોને જીતી દિલ્હીની પાદશાહીનો વિસ્તાર વધાર્યો. કુતુબુદ્દીનના વખતથી હિંદની પ્રજાની કમ્બખ્તીનો આરંભ થયો. ઇસ્વી સન ૧૧૯૩ માં નારાયણના યુદ્ધમાં અફગાન એટલે પઠાણ સેના જય પામી ત્યારથી કુતુબુદ્દીન અમલ કરવા લાગ્યો. સન ૧૫૨૬ માં બાબરે પાણીપતના રણમાં ઇબ્રાહીમ લોદીનો પરાભવ કર્યો ત્યારસુધી એ રાજ્ય ભિન્ન ભિન્ન મુસલમાન વંશને હાથ રહ્યું. એ ૩૩૩ વર્ષો હિંદુ રાજા અને પ્રજાને મહા વિપત્તિનો કાળ હતો. ઘણાં ખરાં દેશી રાજ્યો પાયમાલ થઈ ગયાં, અને લોક મહાદુ:ખ અને સંતાપ પામ્યા. આ મોટી આફતના સમયનો હેવાલ કોઈ હિંદુ ગ્રંથમાંથી જડતો નથી; અને મુસલમાની પુસ્તકો-માં લખ્યો છે તે મુસલમાન અધિપતિઓને અતિ લાજ લગાડે છે. એ મુદતમાં તેમણે બે મુખ્ય હેતુ પાર પાડવાનો પ્રયત્ન લાગલાગટ કર્યો;—૧. હિંદુ રાજ્યોને જીતી લેવાનો અને ૨. હિંદુ ધર્મનો નાશ કરવાનો. પેહેલી બાબતમાં તેઓ ફતેહ પામ્યા, પણ બીજીમાં તેમનો સફળ શ્રમ વ્યર્થ ગયો. ભરતખંડના લોકને વટાળી મુસલમાન કરવા-ની કોશીશમાં ધર્માંધ થઇ, તેમણે લાખો હિંદુના પ્રાણ લીધા, દેવલો તોડયાં, મૂર્તિઓ ભાંગી, તીર્થોઅભડાવ્યાં; તથાપિ તેમની મતલબ હાંસલ થઈ નહિ. પ્રત્યેક પ્રાંતના લોક પોતાના પૂર્વજોના ધર્મ ને પ્રેમ-થી વળગી રહ્યા; અને મનાઇના હૂકમ, તિરસ્કાર, મરણનો તથા લૂંટાવાનો ભય, અને જજીઆ વેરાનો ભારે ત્રાસ છતાં, હિંદુઓ પોતાના ધર્મની ક્રિયા કરતા રહ્યા. પ્રથમની પ્રત્યેક કારકીર્દીમાં મૂર્તિ-પૂજક ધર્મનો અને કાફરોનો જડમૂળથી નાશ કરવાને સ્વારીઓ કરવામાં આવતી. એ અર્થે જંગલીપણે કરેલી હજારો હિંદુની કતલ-નો અને હજારોને ગુલામ કર્યાનો હેવાલ મુસલમાની ગ્રંથોમાં બડાઈ સાથે લખેલો છે. વખતે કોઈ દયાળુ અને મોટા દીલનો પાદશાહ રેહેમ દર્શાવતો; તો તેની પછી થનાર અધિપતિ બમણો કેર કરતો. મુસલમાની અદાલતમાં હિંદુના લગ્ન વિષેના, વારસા સંબંધીના, તથા બીજા જૂના ધારા માન્ય કરવામાં આવતા નહિ. એ બાબતમાં

ન્યાતના બંદોબસ્તે કરીને લોકનું રક્ષણ થતું. વેરા ઉઘરાવનારા અને હિસાબ રાખનારા કારકુન, સરકારી કાગળ લખનારા અને નોધનારા નવીશન્દા, વગેરેની નીચામાં નીચી હલકી પાયરીની નોકરીઓ હિંદુને આપતા; પરંતુ ઉંચી પદવીની સરકારી નોકરી તેમને આપવામાં આવતી નહિ. દેશની વિદ્યાની અને દેશના વેપારની માઠી વલે થઈ હતી. મુગલાઈ અમલ બેઠો તેવારે પ્રજા એવી દુર્દશામાં હતી.

તૈમૂર નામે મોટા તાતાર એટલે તુર્કવિજયી પાદશાહની ઓલાદમાં બાબર છઠ્ઠો હતો. બાબરના પરદાદાનો પરદાદો તૈમૂર હતો. તૈમૂરના વિશાળ રાજ્યના ભાગ થયા હતા, તેમાંનો એક ભાગ બાબરના દાદા અબુસૈયદને કબજે હતો. બાબરના બાપનું નામ ઉમરશેખ મીરજાં હતું. અબુસૈયદે કાબુલ, બલ્ખ, એશિયાઈ તુર્કસ્તાન, વગેરે મધ્ય એશિયાના ઘણાક દેશો જીતી લીધા હતા. તેનો કાળ થયો તેવારે તેનો મુલક તેના પુત્રોમાં વેહેંચાઇ ગયો. એ કુંવરોમાં ઉમરશેખ મીરજાં ત્રીજો હતો, અને તેને ભાગે ફેરઘાના નામે તુર્કસ્તાનનો નાનો પણ રસાળ પ્રાંત આવ્યો. ત્યાં સને ૧૪૮૩ ના ફેબરવારી માસની ૧૪મી તારીખે બાબરનો જન્મ થયો. તેની મા જીંઘીસખાનના કુળની મુગલાણી હતી. બાપ તુર્ક હોવાથી બાબરને પણ તુર્ક ગણવો જોઇએ. વળી તેની માની જાતના લોકને તે ધિક્કારતો. એમ છતાં એને અને એના વંશજોને હિંદમાં મુગલ ગણ્યા છે, એનું કારણ એ હતું કે એના રાજ્યની સ્થાપના થયાની પૂર્વે અફગાનિસ્તાનની વાટે મુગલો વારે વારે સ્વારીઓ કરતા; તેથી તે રસ્તે ચઢી અવનારા સર્વેને હિંદના લોક મુગલ કહેવા લાગ્યા. આ ભૂલ ભાંગવાનો પ્રયત્ન ન કરતાં બાબરે અને તેના વંશજોએ નામ કબૂલ રાખ્યું.

બાબર બાર વરસનો થયો તેવારે તેના પિતાનું મૃત્યુ થયું. બાબર શબ્દનો અર્થ તુર્કી બોલીમાં વાઘ છે એનું નામ જહીરૂદ્દીન મહમદ હતું. ઉપનામ પ્રમાણે બહાદૂરીમાં તે ખરેખરો વાઘ હતો. બાર વરસની નાની ઉમ્મરે તે બાપની ગાદીનો ધણી થયો તેવારે એનું નાનકડું રાજ્ય અનેક બળવાન શત્રુઓથી ઘેરાયલું હતું. એમાંના ઘણાખરા તેના કાકા અને પિતરાઈ હતા. વળી ઉસબેક

લોક આખું તુર્કસ્તાન જીતી લેવાની તૈયારી કરતા હતા. બાબરનો સ્વભાવ તેના બાપની પેઠે ઉદાર, ભલો, અને નિરાંતે બેસી રહેવું ગમે નહિ એવો ચંચળ હતો. એને સ્વભાવથી વિદ્યા ઉપર ઘણો પ્રેમ હતો. તૈમૂરની ઓલાદના શાહજાદા સદા લડાલડીમાં મચ્યા રહેતા તોપણ વિદ્યાભ્યાસ કરતા. બાબરને પણ તેના બાપે ભણાવ્યો હતો. મોટપણે વિદ્યામાં વધારો કરેલો જણાય છે; કેમકે તેણે પોતાનું જીવનચરિત્ર મોટી છટાથી લખ્યું છે. એ બહુ વખણાય છે, અને દુનિયાના એ પ્રકારના ઉત્તમ ગ્રંથોમાં તેની ગણના થાય છે. એ પુસ્તકમાં તેણે લખ્યું છે કે બાર વરસની ઉમ્મરે તે પોતાના રાજ્યનું રક્ષણ કરવાને યુદ્ધે ચઢયો, ને તેમાં જય મળવાથી તેનો લોભ વધ્યો, તેથી શત્રુના રાજ્યો જીતી લેવા લાગ્યો. પંદર વરસનો થયો તેવારે તેના પરાક્રમી પૂર્વજ તૈમૂરના પાટનગર સમરકંદનો તે ધણી થયો. સમરકંદ જીતવાપર લાગેલો હતો તેવામાં તેના મૂળરાજ્ય ફેરઘાનામાં બળવો થયો, અને તેની પડતી થવા લાગી. વળી થોડા વખત પછી પાછી ચઢતી થઈ. એમ ચઢતી પડતી વારાફરતી ત્યાર પછીના આઠ વરસ લગી થયા કીધી. એક વખતે તો બધું ખોઇ તેને પર્વતોમાં ભરાઈ બેસવું પડયું. તુર્કસ્તાનમાં ફતેહ પામવાની આશા રહી નહિ, તેવારે તે કાબુલ ભણી વળ્યો. ત્યાં તેના પિતરાઇ ભાઈનો અમલ હતો, તેને તેના વજીરે મારી કાઢયો હતો. બાબરે સને ૧૫૦૪ માં જઈ કાબુલ વશ કર્યું. અહિં તેને ઘણીક લડતો લઢવી પડી. તેમાંથી નવરો પડતાં કેટલીક સ્વારીઓ તેણે તુર્કસ્તાનપર કરી; પણ તેમાં તેને ટકાઉ જય મળ્યો નહિ ત્યારે તેણે ભરતખંડપર નજર કરી. દિલ્હીની પાદશાહી એ વેળા દુર્દશામાં હતી. ઈબ્રાહીમ લોદી પાદશાહ હતો, તે જુલમી અને નબળો હતો. પ્રાંતોના હાકેમ સ્વતંત્ર થઈ ગયા હતા, બંડો થતાં, અને રાજ્ય અવ્યવસ્થામાં હતું. દૌલતખાન લોદી પંજાબનો સૂબેદાર હતો, તેણે ફૂટી બાબરને એ સઘળી હકીકત જણાવીને હિંદની પાદશાહી જીતી લેવાની સૂચના કરી. તૈમૂરની તરફથી પોતાને દિલ્હીનો પાદશાહ થવાનો હક છે એવું માની, તેણે કેટલીક સ્વારીઓ કરી, તેમાંની

છેલીમાં તે યશ પામ્યો. ઇ. સ. ૧૫૨૬ માં તે દિલ્હીપર ચઢયો. ૧૬ મી અપરેલે પાણીપતના રણમાં બાબરની અને ઇબ્રાહીમ લોદીની સેના વચ્ચે સંગ્રામ થયો, તેમાં લોદીની સેના હારી, અને તે રણમાં પડ્યો. વડા શાહજાદા હુમાયુંને આગ્રા લેવા મોકલી, બાબરે પંડે તા૦ ૧૦ મીને રોજ દિલ્હીમાં પ્રવેશ કરી ત્યાં પોતાની આણુ વર્તાવી. એ દિવસથી મુગલાઇ રાજ્યનો પ્રારંભ થયો.

બાબરે અને તેની ફોજે ધાર્યા જેવું સેહેલું કામ અહિં નહતું. તેમના સમજવામાં એમ હતું કે ઈબ્રાહીમને જીત્યાથી હિંદની આખી પાદશાહી હાથ આવશે, પણ એ તેમની ભૂલ હતી. દિલ્હીની વાવ્ય કોણમાં દિલ્હી અને પંજાબની વચ્ચે આવેલા સાંકડા પ્રદેશ ઉપર માત્ર મૈયત સુલતાનનો હુકમ મનાતો. પૂર્વે અને દક્ષિણે આવેલા બાકીના પ્રાંતો બંડખોર હાકેમોને હાથ હતા, તેઓને યુદ્ધ કરી જીતવાનું હતું. એથી લશ્કર નાઉમેદ થયું અને સખત તાપથી અકળાયું. એ જોઇ માજી રાજ્યના અમીર ઉમરાવોને આશા થઇ કે તૈમૂરની પેઠે બાબર ધન લેઇ પાછો જશે. પણ બાબર તો રાજ્ય સ્થાપી ઘર માંડી હિંદમાંજ રહેવા આવ્યો હતો. તેણે પોતાના જોદ્ધાને બોધ કર્યો તે પાર પડ્યો. પછી ઘણાક બળવાખોર સુબેદારોને તેણે વશ કર્યા, અને શાહજાદા હુમાયુંએ ચાર માસમાં જવાનપુરનો સૂબો તથા બહાર અને બંગાળાનો ઘણોક ભાગ જીત્યો. માજી પાદશાહી લૂલી થઇ જવાથી રાજસ્થાનનાં રજપૂત રાજ્યો જોરપર આવ્યાં હતાં. બાબરને હિંદનો પાદશાહ માનવાની ના કહી, તેઓ ચિતોડના રાણા સંગની આગેવાની તળે દિલ્હી ભણી મોટું સૈન્ય લેઇને લઢવા આવ્યા. સિક્રી આગળ બાબરે તેમને અટકાવ્યા. અહિં બાબરની સ્થિતિ ઘણી ધાસ્તી ભરેલી હતી. તેની ફોજમાં માજી રાજ્યના સ્વાર ભળ્યા હતા, તેમાંના ઘણાક રાણા સંગને જઈ મળ્યા અને ઘણાક ચાલતા થયા. રાણોજી મોટો શૂરવીર, યુદ્ધમાં કુશળ, અને કસાયલો સરદાર હતો; અને રાજપુત્રો સ્વદેશના અને સ્વધર્મના રક્ષણને અર્થે મરણિયા થઇ ઉશ્કેરાયા હતા. કાબુલના કોઇ મુસલમાન જોશીએ બાબરને હારવાનું ભવિષ્ય વર્ત્યું હતું. બાબરે પરમેશ્વરની પ્રાર્થના કરી દારૂ ન પીવાની અને દાઢી વધારવાની પ્રતિજ્ઞા

કરી. આટલાથી ન અટકતાં તેણે પોતાની ફોજના સરદારોને બોલાવી તેમને પાનો ચઢે એવું ભાષણ કર્યું. એથી ઉસકેરાઇ તેઓ મરણિયા થઈ ઝંપલાવવાને તૈયાર થયા. રણમાં લશ્કરને ઉભું રાખી સિપાઇઓને હિંમત આપવાને તેઓમાં બાબર ફર્યો અને પોતાના મનની દૃઢતા તેમનામાં જગાડી. સંગ્રામ ઘણાજ જોશથી ચાલ્યો. રજપૂતોની બહાદૂરી જોઇ બાબર અચરજ પામ્યો. પણ અંતે તુર્ક જોદ્ધા જીત્યા, રજપૂતો રણ મુકી નાઠા, અને રાજસ્થાને બાબરનું ઉપરીપણું સ્વીકાર્યું. અહિંથી પરવારી બાબરે કેટલાક મુસલમાન સરદારોને વશ કર્યા. આ મોટા જય કરીને તે આગ્રે ગયો. ઘણા શ્રમથી અને ઉનાળાના તાપથી તેની તબીઅત બગડી, તે જાણી હુમાયું તેની પાસે આવ્યો; પણ પિતાની ચાકરી કરવા ન પામતાં પોતે એટલો માંદો પડ્યો કે હકીમોએ તેની આશા મૂકી. આ લોકમાં એવો વેહેમ ચાલતો હતો કે મરવા પડેલા માણસને બદલે બીજો આદમી પોતાનો જીવ આપવા કબુલ કરે તો મરવા પડેલો જીવે. બાબરે આ વેહેમને આધીન થઈ પોતાના દીકરાને ઉગારવાની ઇચ્છા કરી. ઉમરાવોએ તેને વાર્યો; પણ તેમનું કહેતું ન માનતાં તેણે હુમાયુંના ખાટલાની ત્રણ પ્રદક્ષિણા કરી, ફેરા ફરતાં તેણે પરમેશ્વરની પ્રાર્થના કરી માગ્યું કે "હે પ્રભુ! આ પુત્રને ઉગાર, એનો મંદવાડ મને આપ, અને એને બદલે મારો પ્રાણ લે." કેટલાક વખત સૂધી શાંત રહી તે બોલી ઉઠ્યો કે "રોગ મેં લીધો મેં લીધો!" દારૂના વ્યસનથી અને હિંદના તાપથી તેનું શરીર નબળું પડી જઈ તે મંદવાડ ભોગવતો હતો તેવામાં આ ક્રિયાથી તેના મન પર એટલી અસર થઈ કે રોગ વધી તે ખાટલે પડ્યો; અને ૧૫૩૦ ના ડિસેંબર માસની ૨૬ મી તારીખે તેણે દેહ છોડ્યો. મુવા પેહેલાં તેણે આજ્ઞા આપી હતી તે પ્રમાણે તેના શબને કાબુલ લેઈ જઈ દાટ્યું. ત્યાં તેની કબર અદ્યાપિ પૂજાય છે. બાબરનો સ્વભાવ અને તેની બુદ્ધિ વખણાય છે. વખતે ક્રૂરતા કરતો પણ સામાન્ય રીતે તે ઉદાર મનનો, રસીલો, દૃઢ, શૂરો, અને આગ્રહી હતો.

હુમાયું સાજો થયો અને તેના બાપની ગાદીએ બેઠો. એનો

જન્મ કાબુલમાં ઈ. સ. ૧૫૦૯ માં થયો હતો અને એનું પૂરૂં નામ નાસરૂદ્દીન મહમદ હુમાયું હતું. એને ત્રણ ભાઈ હતા—કામરાન, હિંદાલ, અને મીરજા અસ્કરી. મરતી વેળા બાબરે એ ત્રણને કાંઇક મુલક આપવાને કહ્યું હતું. કામરાનને તેના બાપે કાબુલ અને કંદહારનો હાકેમ નીમ્યો હતો તેથી તે પ્રાંત તેને કબજે હતા. એમાં પંજાબ ઉમેરી હુમાયુંએ તેને સંતોષ્યો. અફગાનિસ્તાન અને પંજાબ ગયાથી હુમાયુંની સત્તા લુલી થઈ.તે બેઉ પોતાને કબજે રાખવાની તેની ઇચ્છા હતી; પણ તેમ કરવામાં તેનું ફાવે તેવું ન હતું.હુમાયુંની પાસે જબરૂં લસ્કર હતું; પણ તેમાં ઉમેરો કરવાનો તથા મરણ પામે તે જોદ્ધાને ઠામે નવા આણવાનો લાગ એ પ્રાંતો જવાથી તેને હાથ રહ્યો નહિ. હિંદના મુસલમાન સિપાઈ ભાડુતીઆ થઈ ગયા હતા અને ભરોસો રાખવા જોગ ન હતા. યુદ્ધ કળામાં બાબરના જેવો ચતુર હુમાયું ન હતો. હિંદાલને શંભલ પ્રાંત અને મીરજા અસ્કરીને મેવાડનો ઉત્તર ભાગ આપ્યો. આ પાદશાહનો અમલ બેસતાં બુંદેલખંડના રજપૂત રાજાએ બળવો કર્યો.દિલ્હીના પાદશાહો જોડે રજપૂતો વારેવારે ટક્કર લેતા. એ દેશની રાજધાની કલિંજરને મુસલમાનો ઘણીવાર ઘેરતા અને રજપૂતો અતિ શૂર અને દૃઢતાથી તેનો બચાવ કરતા. હુમાયું એ લોકને જીતવા ગયો, એટલે બંગાળામાં બયઝીત અને બાબુન નામે અફગાન હાકેમોએ બંડ કર્યું. પાદશાહે તેમને જીત્યા એટલે ચુનારગઢના શેરખાંએ બળવો કર્યો. તે કિલ્લો તેને આપવો કરી હુમાયુંએ તેની જોડે સલાહ કરી. આ કામથી તે પરવાર્યો, એટલે ગૂજરાતના પાદશાહ બહાદુરશાહ ઉપર તેને ચઢવાની જરૂર પડી; કેમકે તેના શત્રુને મદદ આપી બહાદુર સામો થયો. ગૂજરાતના પાદશાહે ચિતોડને ઘેરો ઘાલ્યો હતો તે વેળા તેનાપર સ્વારી કરવાનો સારો જોગ હતો; પણ તેમ કર્યાથી કાફરોને આશરો મળે માટે હુમાયુંએ તેમ કર્યું નહિ. ઈ. સ. ૧૫૩૪ માં મંદેસરમાં બહાદુર મોરચાબંધ છાવણીમાં હતો ત્યાં જઈ હુમાયુંએ તેને ઘેર્યો, અને તેની ખોરાકની આવક બંધ પાડી. પછી બીજે વરસે માર્ચ મહિનામાં હલ્લો કરી તેનો પરાજય કર્યો. બહાદુર નાશી ગૂજરાતમાં આવ્યો અને દિવ બેટમાં

બરાઇ બેઠો. હુમાયુંએ તેના રાજ્યનો કબજો લીધો. માત્ર ચાંપાનેરનો ગઢવી સામો થયો. હુમાયુંએ તેને ઘેર્યો, અને કોટમાં લોઢાની મેખો ખોસી તેપર ચઢી ગઢ જીત્યો. એ વેળા બંગાળામાં શેરખાંએ સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની કોશીશ કરવા માંડી. મીરજાં અસ્કરીને ગૂજરાત સોંપી હુમાયું તેની પૂઠે ગયો. સને ૧૫૩૭. ચુનારગઢ જીતી ચક્રગલી આગળ ગંગા ઉતરી પાદશાહ બંગાળામાં પેઠો. ત્યાંનું ગૌડ નગર જીત્યું, પણ શેરખાં તેને હાથ આવ્યો નહિ. યુદ્ધ કૌશલ્યમાં તે હુમાયુંથી ચઢીઆતો હતો. તેણે તેને જાણી જોઇને ગંગા પાર આવવા દીધો ને પોતે ત્યાંથી દૂર રહ્યો. હવે ગંગામાં પૂર આવ્યું ને પાદશાહને ગૌડ આગળ ચોમાસું ગાળવું પડ્યું. દસેરા પછી તે આગળ વધવા લાગ્યો તેવારે માલમ પડ્યું કે શેરખાં ઉત્તરે તેની અને દિલ્હીની વચ્ચે ઘૂસી તેની ખોરાકીને આવતી અટકાવે છે. એ જોઈ પાદશાહે પોતાની ફોજના કેટલાક ભાગને ઉત્તર ભણી મોકલ્યો પણ શેરખાંએ તેને મોંઘીર આગળ હરાવ્યો. ત્યાર પછી શેરખાંએ આગળ આવી તેનો માર્ગ રોક્યો. એકદમ તેના ઉપર હુમલો ન કરતાં હુમાયું બે માસ પોતાની છાવણીમાં પડી રહ્યો, તેથી શેરખાંને પોતાની છાવણીના મોરચા બાંધવાનો સમય મળ્યો. ત્યાં ૧૫૩૯ ના જૂનની ૧૫ મી તારીખે રાતમાં બહાર આવી, તેણે સંગ્રામ કરવાની ગોઠવણ કરી; ને પ્રાતઃકાળે પાદશાહી લશ્કરપર હલ્લાં કરી. નદીપાર ઉતરવાને હુમાયુંએ હોડીઓનો પૂલ બનાવવા માંડ્યો હતો તે પૂરો થયો ન હતો; ને શેરખાંનો હુમલો એવો જબરો હતો કે પાદશાહી ફોજની ખરાબી થઈ. હુમાયુંએ પોતાનો ઘોડો નદીમાં નાંખ્યો, અને ઘોડો અને સ્વાર બંને ડૂબવાની તૈયારીમાં હતા તેવામાં કોઈ ભીસ્તીએ વાયુ મશકવડે શાહને ઉગાર્યો. તેના ઉત્તમ કસાયલા જોદ્ધા માર્યા ગયા અને તેની બેગમ દુસ્મનને હાથ પકડાઈ. પણ શેરખાંએ તેણીને આબરૂસર આગ્રે મોકલી. હુમાયું પણ સહીસલામત આગ્રે પોહોંચ્યો. ત્યાં તેણે સર્વ અવ્યવસ્થા જોઇ. પરાજયથી અને લશ્કરના નાશથી તેનું વજન ઘટી ગયું. હિંદાલ તેનું રાજ્ય લેવાને કાવતરૂં કરતો હતો; કામરાન કાબુલથી આવ્યો હતો, પણ તેનાપર પણ વિશ્વાસ રખાય એવું ન

હતું. પરંતુ શેરખાંનું બળ જોઈ તેઓએ માંહોમાંનો અણબનાવ માંડી વાળ્યો, અને યુદ્ધને માટે સજ્જ થયા. ઉતાવળે તેમના ઉપર ચઢી ન આવતાં શેરખાં પોતાના રાજ્યની પાકી ગોઠવણ કરવામાં પડ્યો. તેની રાહ જોતાં થાકી ૧૫૪૦ ના અપ્રેલ માસમાં હુમાયું, હિંદાલ, અને અસ્કરી તેની ભણી ગયા, ને કામરાન લાહોર ગયો. ૧૯ મી મેએ કનોજ આગળ ગંગાને કાંઠે શેરખાંએ હુમલો કરી તેને હરાવ્યો. ત્યાંના પૂલ ઉપર અને નદીમાં મુગલ સૈન્ય નાઠું ને ઘણુંખરૂં માર્યું ગયું. હુમાયું પંડે મુશકેલીથી બચ્યો. તેનો ઘોડો ઘવાણો તેવારે એક નોકર તેને હાથીપર બેસાડી નદી ઉપર આણ્યો. હાથી નદી તરી ગયો, પણ સામો કાંઠો એવો હતો કે હાથીથી તે પર ચઢાયું નહિ. તેના બે સિપાઇએ એ જોઇ પોતાના માથાની પાઘડીઓને ગાંઠ બાંધી નીચલો છેડો પાદશાહને હાથે પોહોંચાડ્યો, ને તેવડે તેને ખેંચી લીધો. અહિં તેને હિંદાલ અને અસ્કરી આવી મળ્યા. ત્રણે ભાઈ નાસતા આગ્રે આવ્યા. ત્યાંનો ખજાનો તથા જે થોડી ફોજ રહી હતી તે લેઈ તેઓ લાહોર ગયા, પણ કામરાને તેમને આશ્રય આપ્યો નહિ. પંજાબ પ્રાંત શેરખાંને આપી તે કાબુલ જતો રહ્યો. હુમાયું સિંધ ભણી વળ્યો. તે દેશ એ વેળા હુસેન આર્ઘુન નામે હાકેમને કબજે હતો. હુમાયુંએ તેને પોતાના પક્ષમાં લેવાની મેહેનત કરી તે વ્યર્થ ગઇ. એ હાકેમે પાદશાહને જેવું તેવું માન આપ્યું, પણ પછી સામો થઇ તેને સિંધમાંથી જવાની જરૂર પાડી. કમનસીબ પાદશાહ હવે સિંધના રણની વાટે જોધપુરના માલદેવ રાજાને શરણે જવા નીકળ્યો. રણમાં ભૂખ તરસથી તે અને તેની નાની ફોજ મહા પીડા પામ્યાં. અતિ દુઃખ વેઠી જોધપુર પોહોંચ્યો તેવારે ત્યાંના રાજાએ મદદ આપવાની ના કહી પાછો કાઢ્યો. આવ્યો તેજ વાટે તે બિચારો પાછો જવા નીકળ્યો. તાપ પુષ્કળ પડતો હતો અને ઝાડ વગરના રેતીના રણમાં તેના દુઃખનો પાર ન હતો. કોઇ ઠેકાણે ઉંડા કૂવા આવે ત્યાં થોડાં ઝુંપડાં બાંધી કઠણ અંગના અને જબરા લઢવૈયા લૂટારા રહેતા હતા તેઓ પાણી કાઢવા દે નહિ. તેમની જોડે જુદ્ધ કરવું પડતું અને વખતે હાર ખાઇ ભૂખ્યા તરસ્યા બીજા મુકામ ભણી ચાલ્યાં. જવું પ-

ડતું હતું. સ્વારીમાં સ્વારો, થોડાં ઉંટ, ગર્ભવંતી બેગમ, તેની ચાકરડીઓ, અને બીજાં બઇરાં હતાં, તેથી વધારે આપદા પડી. ચાલતાં ચાલતાં થાક, તરસ, અને ચોરના હુમલાથી ઘણાં માણસ માર્ગમાં મરી ગયાં. બહુ બહુ દુઃખ વેઠી માત્ર સાત સ્વારો સહિત પાદશાહ અમરકોટ પોહોંચ્યો. ત્યાંના ભલા રાજા *રાણાપ્રસાદે તેને આશ્રય આપ્યો. અહિં અમર કીર્તિ પામનાર પ્રતાપી અકબરનો જન્મ થયો.

---

# प्रकरण १ लुं.

## અકબરનો જન્મ.—બાલ્યાવસ્થામાં હુમાયુંનો ઇતિહાસ.—હિંદ ઉપર સ્વારી, અને ફતેહ.—હુમાયુંનું મૃત્યુ.

ઉપલા પ્રકરણમાં દર્શાવેલી દુર્દશામાં પાદશાહ હુમાયુ અમરકોટના રાજાને ત્યાં મેમાન હતો, તેવારે તેની બેગમે હીજરી સને ૯૪૯ તા. ૫ મી રજબને રવિવારે (ઈ. સ. ૧૫૪૨, અકટોબર તા. ૧૫ મી એ) મહાન જલાલુદ્દીન મહમદ શેખઉલ અકબરને જન્મ આપ્યો. એ વેળા ટાટાનો સૈયદઅલી શીરાજી, તે વેળાનો સૈખુલ ઈસ્લામ, પાદશાહને આશીર્વાદ દેવાને આવ્યો હતો તેના અંગના પવિત્ર વસ્ત્રોનાં ઝભલાં શાહજાદાને કરાવ્યાં. કેટલોક વખત અહિં રહ્યા પછી અમરકોટ અને બીજા રજપૂત રાજાના સ્વાર લેઇને સિંધના જુન નામે પરગણામાં હુમાયુ ગયો. ત્યાં તેની સામો થવાને સિંધનો હાકેમ શાહ હુસેન પોતાની ફોજ લેઇને આવ્યો. એની વચ્ચે એક લડાઇ થઈ તેમાં બેઉ તરફ હાની થઇ. એથી કંટાળી હુમાયુએ કંદહાર જવાનો વિચાર કર્યો. તા. ૭ મી મોહોરમ હી. સને ૯૫૦, ૧૨ મી એપ્રિલ ૧૫૫૩ ને દિવસે તેનો નિમકહલાલ વજીર બેહેરામખાન ગૂજરાતથી આવ્યો, તેણે વચ્ચે પડી સલાહ કરાવી. શાહ હુસેને હુમાયુને કંદહાર જવાને ધન, ઉંટ, સ્વારો વગેરે આપ્યાં, પણ તેજ વખતે મીરજાં અસ્કરી અને મીરજાં કામરાનને એ ખબર મોકલી. કામરાન એ વેળા કાબુલમાં અમલ કરતો હતો, અને અસ્કરી કંદહારમાં કરતો

---

*. એ રાજાનું નામ સર ઇ. ઈલિયતના ગ્રંથમાં દરેસાલ લખ્યું છે.

હતો. હુમાયું કંદહાર ભણી જતો હતો તેને અટકાવવાને અને પકડવાને મીરજાં અસ્કરી ફોજ સહિત સામો આવ્યો. એની જોડે લઢવા જેટલું સામર્થ્ય એ વેળા પાદશાહમાં ન હોવાથી થોડાક સ્વાર અને બેગમને લેઇ હુમાયું ઇરાન તરફ નીકળ્યો. એ વેળા તાપ બહુ પડતો હતો અને અકબરનું વય માત્ર એક વરસનું હતું; માટે તેને છાવણીમાં કેટલાક સરદારોને હવાલે કરી ત્યાંજ રાખ્યો. થોડા દિવસમાં મીરજાં અસ્કરી આવ્યો તેણે બાળ કુમારને લેઇ છાવણીનો કબજો કર્યો. ભત્રીજાને અસ્કરી કંદહાર લેઇ ગયો અને તેની પત્ની સુલતાન બેગમને સોંપ્યો. કાકીએ ઘણી માયાથી તેની સંભાળ લીધી. કંદહારથી એ શાહજાદાને પછી કાબુલ લેઇ જવામાં આવ્યો.

ઇરાનના શાહ તમસ્પે હુમાયુંને માન આપી પોતાના દરબારમાં પરોણા રાખ્યો, અને તેનું રાજ્ય પાછું જીતી લેવાને ફોજ આપી, સને ૧૫૫૪ માં પાછો જવા દીધો. હુમાયુંએ પ્રથમ તેના ભાઇ મીરજાં અસ્કરી કનેથી કંદહાર ત્રણ માસ ઘેરો ઘાલીને જીતી લીધું, અને શરત પ્રમાણે તે નગર ઇરાની શાહને આપ્યું. ઇરાની લશ્કરનો સેનાપતિ શાહ તમસ્પનો બાળકુમાર શાહ મુરાદ હતો. કાબુલ જીતવા જવાની ઇરાની લશ્કરે ના પાડી તેવારે હુમાયું ત્યાં એકલો જવા નીકળ્યો. માર્ગમાં તેને સમાચાર મળ્યા કે મુરાદશાહ મરી ગયો, અને કંદહારના લોક ઈરાનીઓથી નારાજી થાયછે. એ પરથી તેણે પાછા ફરી કાંઈ યુક્તિ કરી કંદહાર તેમની કનેથી પાછું લીધું ને ઇરાની ફોજ પાછી સ્વદેશ ગઇ. કંદહાર ગઢ બેહેરામખાનને સોંપી કાબુલ ઉપર તે ચઢ્યો. કામરાન પોતાની સેના લેઈ સામો લઢવા આવ્યો પણ તેની ફોજ ફરી જઇ હુમાયુંને આવી મળી, ને કામરાન નાશી ગીજની ગયો. હુમાયુંએ કાબુલ લીધું. કામરાનના જુલમથી શેહેરના લોક બહુ નારાજી થયા હતા તેથી આ વેળા ખુશી થઇ તેમણે શેહેરમાં હુમાયું પેઠો તે રાત્રે રોશની કરી પોતાની ખુશી દર્શાવી. કામરાનની બેગમે શાહાજાદા અકબરને લાવી તેના માબાપને હવાલે કર્યો. માતા મરિયમ મકાની બેગમ અને પિતા હુમાયું કુમારને જોઈ અતિ આનંદ પામ્યાં. એ વેળા તેનું વય ચાર વરસ બે મહિના અને પાંચ

દિવસનું હતું. હિંદાલને કામરાનની પૂઠે મોકલી હુમાયુંએ એક વરસ કાબુલમાં થાક ખાધો ને અકબરને સુંનત કરાવી. કામરાન ગીજનીમાં પેશવા પામ્યો નહિ, તેથી ત્યાંથી નાસતો સિંધમાં ગયો. બીજે વરસે હુમાયુંએ બદખશાન પ્રાંત પર સ્વારી કરીને ત્યાંના હાકેમને હરાવી પ્રાંત તાબે કર્યો. તેના બદખશાન ગયાની વાત જાણી કામરાને એકાએક ગુપચુપ આવી કાબુલનો કબજો કર્યો. એથી અકબર તેને હાથ આવ્યો. હુમાયુંએ ઝટ પાછા ફરી કાબુલને ઘેર્યું. કામરાન અને તેના સાથીઓ બહુ જોરથી અને હઠીલાઈથી લઢયા, પણ જીતવાનો લાગ જોયો નહિ તેવારે કામરાને હુકમ કર્યો કે શાહજાદા અકબરને કોટ પર લાવી જ્યાં બંદુકની ગોળીઓ અને તોપના ગોળા હુમાયુંના લશ્કરમાંથી પુષ્કળ આવેછે ત્યાં રાખો. પણ અકબરની આયા માહમ અંકે તેને પોતાની છાતીમાં ચાંપી શત્રુ ભણી ઉભી રહી કહ્યું, "લો મારો." તેણીએ અકબરને બચાવી લીધો. કામરાનને કાબુલ છોડી નાસવું પડયું. હુમાયું અને હિંદાલ તેની પાછળ પડયા. કેટલાક વરસ લગી ભાઇઓ વચ્ચે મારામારી રહી. સને ૧૫૫૧ માં કામરાને હુમાયુંની છાવણી ઉપર રાતમાં હલ્લાં કરી તેમાં હિંદાલ માર્યો ગયો. હુમાયું એથી ઘણો દીલગીર થયો. હિંદાલને રજીયા સુલતાના નામે એક દીકરી હતી તેને પાદશાહે અકબર વેરે પરણાવી. બીજે વરસે કામરાન પકડાયો. તેનો પ્રાણ ન લેવો ને તેના અપરાધ માફ કરવા એવી ઇચ્છા પાદશાહે કરી; પણ તેના અમલદારોની હઠને લીધે તેણે તેની આંખો ફોડાવી. અકબરની ઉમ્મર ઘણી નાની છતાં, હુમાયુંએ તેને ગીજનીનો હાકેમ નીમી ત્યાં અમલ કરવા કેટલાક અનુભવી અને ચતુર સરદારો જોડે મોકલ્યો.

હવે અફગાનીસ્તાનમાં હુમાયુંનો અમલ પૂરો જામ્યો. તેની સામા થનાર કોઇ રહ્યું નહિ, તેથી હિંદ જીતવાનો તેણે મનસૂબો કર્યો. એ કામ કરવાનો આ વેળા સારો લાગ હતો. સૂરકુળના શાહજાદા માંહોમાં વઢતા હતા, તેથી રાજ્ય નબળું પડી અવ્યવસ્થામાં હતું, ને લોક રાજકર્તાથી કંટાળેલા હતા. આગ્રેથી અને દિલ્હીથી હુમાયુંના મિત્રોએ આ સમાચાર જણાવી તેને સ્વારી કરવાને સૂચવ્યું; પરંતુ પાછલી

વાત સંભારીને તે વિચાર કરવા લાગ્યો. કામ ભારે જોખમનું હતું. સૂરકુળના શાહજાદા અને પઠાણ લોક સામાન્ય ભય જોઇ સંપ કરી એકત્ર થઈ જાય, અને અફ્ગાનીસ્તાનની તેની તોફાની પ્રજા બંડ કરે, તો તે અતિ ધાસ્તીમાં આવી પડે. આ ગુંચવણમાં તેનું મન ઘોળાતું હતું, તેવામાં કોઇ અમીરે એ દેશની જુની રીત પ્રમાણે શુકન જોવાની સૂચના કરી તે હુમાયુંને ગમી. પાદશાહ એક દિવસે કેટલાક સાથીઓ જોડે શિકાર કરવાને ફરતો હતો તેવારે એ શુકન આ પ્રમાણે જોયા—તેમને પેહેલો જે આદમી મળ્યો તેનું નામ દોલત હતું, બીજો મળ્યો તેનું નામ મુરાદ હતું, અને ત્રીજો મળ્યો તેનું નામ સાદત હતું.દોલત એટલે ક્ષેમકુશળ કે ઉદય અને વૃદ્ધિ, મુરાદ એટલે ઇચ્છા, અને સાદત એટલે સિદ્ધિ કે ફતેહ. એ ઉપરથી હુમાયુંએ એમ માન્યું કે ઇશ્વર ઇચ્છા મને યશ આપવાની છે. એથી હિંદમાં જય મળવાની સર્વેને નક્કી આશા થઈ.

હવે યોગ્ય તૈયારી કરી ૧૫૫૩ ના નવેંબર માસમાં હુમાયું ઉપડ્યો. પેશાવરને મુકામે બેહેરામખાન અને શાહજાદો અકબર કંદહાર અને ગીજનીના કસાયલા જોદ્ધા સહિત તેને આવી મળ્યા. સિંધુ ઉતરી લાહોર પોહોંચતાં સુધી કોઇ સામું થયું નહિ; અને મુગલો બીન હરકતે લાહોરમાં પેઠા. પંજાબ, જાલંધર, સરહિંદ, અને હિસાર પ્રાંતો હુમાયુંને હાથ આવ્યા. દિલાપુર આગળ કેટલાક અફ્ગાન લઢવા ઉભા પણ હાર્યા, અને તેમની છાવણી મુગલોએ લૂંટી અને બાયડીઓ હરણ કરી. સિકંદરશાહ સૂરને હાથ દિલ્હી હતી, તેણે પંજાબના સૂબેદાર તાતારખાંને ૩૦૦૦૦ ફોજ આપી સામો મોકલ્યો. સરહિંદની પાસે મચ્છીવાડાના રણમાં બેહેરામખાન અને અકબરે તેને હરાવી નસાડ્યો. મુગલ સેના દિલ્હી ભણી ચાલી. સિકંદર પંડે મોટું તોપખાનું, ૮૦૦૦૦ સ્વાર, અને હાથીઓ લેઈ તેમને પાછા કાઢવાને આવ્યો. એને મળવાને બેહેરામખાન આગળ વધ્યો; પણ શત્રુની મોટી સંખ્યા જોઇ તેણે હુમાયું પાસે મદદ માગી. પાદશાહે તરૂણ અકબરને સ્વારો આપી મોકલ્યો. મુગલ છાવણીના મોટા સરદારો તેને સામા લેવા ગયા. આ કુમક આવ્યા પછી પણ મુગલ ફોજની સંખ્યા પઠાણ લશ્કરથી ચો-

ચે હિસ્સે હતી. તેમ છતાં તેઓ યુદ્ધ કરવાને મેદાન પડ્યા. ૧૮ મી જુન ૧૫૫૫ ને દિવસે સંગ્રામ થયો. હરોળની સરદારી અકબરે લેઈ હલ્લાં શરૂ કરી. પઠાણ ફોજ હારી, તેમાંના હજારો સિપાઇ રણમાં પડ્યા, અને સિકંદર પર્વતમાં નાઠો. હુમાયુંએ યુદ્ધનો હેવાલ લખાવી પ્રગટ કર્યો, તેમાં જય મેળવનાર અકબરને ઠરાવી તેને બહુ શાબાસી આપી. આ જયથી મુગલ રાજ્યની પુનઃસ્થાપના થઈ. પંદર વરસ લગી દેશવટો અને સારીનરસી સ્થિતિ ભોગવ્યા પછી, હુમાયુંએ સને ૧૫૫૫ ના જુલાઈ માસમાં પાછો દિલ્હીમાં પગ મૂકયો. દિલ્હીની જુમ્મા મસજીદમાં ફરીને તેને નામે ખુત્બો વંચાયો અને ત્યાંની ટંકશાળમાં તેના સિક્કા પાડયા. રાજ્યને થાળે પાડવાના કામમાં લાગેલો હતો, તેટલામાં તેનું એકાએક અકાળ મૃત્યુ થયું. સને ૧૫૫૬ ના જાનેવારી માસની ૨૧ મી તારીખે સૂર્યાસ્તે પાદશાહી પુસ્તકશાળાની અગાશીમાં જઈ થોડીવાર ફરી પાછો ઉતરે છે, તેવામાં પાસેની મસજીદમાં નીમાજ પઢવા જવાની બાંગ પોકારી તે સાંભળી. તેને માન આપવાને શાહ બીજા પગથિયાપર બેઠો. બાંગ પૂરી થતાં અણિયાળી લાકડી હાથમાં હતી તે ઉપર ટેકવી ઉઠવા જાયછે કે લાકડી ખસી ગઇ અને આરસનાં લીસાં પગથિયાં ઉપરથી બાદશાહનો પગ લપસી ગયો, તેથી તે ઊંચી સીડીએથી નીચે પડ્યો. પડતાંવારને અચેત થઈ ગયો તેથી નોકરો તેને ઉંચકી મેહેલમાં લેઈ ગયા. થોડીવાર પછી ભાન આવેથી તે બોલ્યો. તેને સાજો કરવાની હકીમોની મહેનત છૂટી પડી. એ વેળા શાહજાદો અકબર પંજાબમાં હતો, તેને બોલાવવાને બીજે દહાડે માણસ મોકલ્યાં. ૨૪ મી જાનેવરી ૧૫૫૬, ૧૫ મી રબીઉલ અવ્વલને દિવસે તે દેવલોક પામ્યો. "હુમાયું બાદશાહ અઝ બામ ઉફ્તાદ." એ વાકયમાં એના મરણની તારીખ આવેછે; પણ એમાં એક વરસ ઓછું કહ્યુંછે એમ અબુલ ફઝલ કહેછે. એ વખત એની ઉમ્મર ૫૧ વરસની હતી. હુમાયુંનાં લક્ષણમાં કેટલીક ખોડ છતાં, તે ઉદાર અને ભલો હતો. તે સ્વભાવે ઘણો શૂરો હતો; પણ સેનાપતિના કામમાં બાબર કે શેરખાંને પોહોંચે તેવો ન હતો. ઘણીકવાર પોતાના ભાઇઓને અને બીજા બંડખોર સરદારોને દયા

કરી તેણે મારી બક્ષી હતી. વિદ્વાન અને બુદ્ધિમાન માણસોને તે માન અને આશ્રય આપતો, અને ગુણની બુજ જાણતો. તે પંડે ભણેલો હતો અને કવિતા જોડી શકતો. શાહજાદા અકબરને ભણાવવા પર તેણે યોગ્ય લક્ષ દીધું હતું, અને નાનપણથી તેને સરકારી તથા લશ્કરી કામમાં નાખી રાજકાજનો અનુભવી કર્યો હતો.

# प्रकरण २ जुं.

## બેહેરામખાનનો કારભાર.

અકબરના અમલનું પેહેલું વર્ષ.—આ બાદશાહે ઈલાહી નામે નવો સન ચલાવ્યો. ૧૦ મી (૧૧ મી) માર્ચ ઈ.સ. ૧૫૫૬, હીજરી સન ૯૬૩ તા. ૨૭ મી રબીઉ-આખરે તેનો આરંભ થયો. પિતાનું મરણ થયું તેવારે અકબરનું વય ૧૩ વરસ અને ચાર માસનું હતું. બેહેરામખાન જોડે પંજાબમાં તેના પઠાણ શત્રુઓને જીતવાના કામમાં લાગ્યો હતો તેવારે એ માઠા સમાચાર જાણી અકબર ભારે શોક પામ્યો. મુગલ ફોજના સરદારોની સંમતિથી બેહેરામખાને પોતાની કલાનોની છાવણીમાં તુરત અકબરની દુવાઈ ફેરવી, અને જુવાન પાદશાહે તેને ખાનખાનાનનો ઈલકાબ આપી મુખ્ય વજીર નીમી કુલ અધિકાર સોંપ્યો.

મુગલ પાદશાહનો અમલ હજી ભરતખંડના થોડાજ ભાગમાં સ્થાપન થયો હતો. સિંકદરશાહ સૂર હારી ઉત્તરના પર્વતોમાં ભરાયો હતો, પણ તેની સત્તા વિનાશ પામી ન હતી. જુની પઠાણ ફોજનો ઉત્તમ ભાગ હજી તેની સેવામાં હતો. સુલતાન મહમદ સૂર અદાલી અને તેનો હિંદુ વજીર હિમુ પૂર્વમાં પૂર જોરપર હતા. મધ્ય, પશ્ચિમ, અને દક્ષિણ હિંદનાં હિંદુ અને મુસલમાની રાજ્યો સ્વતંત્ર અને જબરાં હતાં. વળી નારાજી થયેલા માજી પઠાણ રાજ્યના સરદારો અને સિપાઈઓ દેશમાં પુષ્કળ હતા. તેની જોડે નવો પાદશાહ ઉમ્મરે આવેલો નહિ, ને તેની મુગલ સેના તમામ એકઠી કરે તોએ ત્રીશ હજારથી વધારે ન હતી, તથા તેના સરદારો પૂરા કહ્યાગરા ન હતા. પઠાણ લશ્કર એક લાખથી વધારે હતું. હિંદુસ્તાનમાં એ વર્ષે લગભગ દુકાળના વખત જેટલી મેઘવારી હતી, ને તેમાં દિલ્હીમાં તો

પૈસા ખરચતાં અન્ન મળતું નહિ.માણુસ માણુસને મારી ખાતા. આ સંકટમાંથી તેને ઉગારનાર અને તેના રાજ્યને મજબૂત કરનાર બહાદુર, બુદ્ધિમાન, અને દૃઢ મનનો બેહેરામખાન હતો. તે સ્વભાવે કઠણુ અને એટલો ગર્વિષ્ઠ હતો કે પાદશાહને પણ લેખવે નહિ; તો પણ ચતુર અકબર તેના ગુણુપર નજર રાખી તેને વળગી રહ્યો, અને કિશોર વયમાં છતાં પોતાની વિશાળ બુદ્ધિ, શૂરતા, અને ચપળતાવડે શત્રુઓને જીતવાને તત્પર થયો.

અકબર રાજ્યાસને બેઠો ત્યાર પછી થોડા વખતમાં શાહ અબુલ મ'આલી નામે સૈયદના ઉપર બંડ કરવાનો શક જવાથી ખાનખાનાને તેને પકડી મારી નાંખવા માંડયો; પણ તરૂણ પાદશાહે તેને અટકાવ્યો. અમલના આરંભમાં ગુનો સાબિત થયા વિના માત્ર શક ઉપરથી સૈયદને મારવો એ ઠીક નહિ એમ કહી તેનો પ્રાણ ઉગાર્યો. હવે સુલતાન સિકંદરસૂરનો નાશ કરવાને પાદશાહી ફોજ કામે લાગી. શિવાલિક પર્વતની તલેટી કને તેની સેના પડી હતી તેને હરાવી; પણ તે પંડે નાસી ડુંગરોમાં ભરાયો. છ માસ સૂધી મુગલ ફોજ તેની કેડે પડી, પણ તે હાથ આવ્યો નહિ. નગરકોટનો રાજા રામચંદ્ર (બીજું નામ ધરમચંદ) એ ડુંગરી મૂલકમાં સર્વેથી મોટો હતો તે પાદશાહને તાબે થયો. વર્ષાઋતુ બેઠાથી પાદશાહે લશ્કર સહિત જાલંધરમાં આવી પાંચ મહિના લગી મુકામ કર્યો.

તાર્દીબેગ નામે મોટો અને હુમાયુંનો માનીતો સરદાર દિલ્હીમાં કામ ચલાવતો હતો તેણે તે શેહેરમાં અકબરની આણુ ફેરવી, તેને નામે ખુત્બો ભણાવ્યો અને બીજા સરદારોની સાહેતાથી ત્યાં અને આસપાસના પરગણાઓમાં બંદોબસ્ત રાખ્યો. હુમાયુંના વખતથી મુનીમખાન કાબુલનો સૂબેદાર હતો તથા તેનો બીજો શાહજાદો મીરજાં મહમદ હકીમનો અતાલિક એટલે રક્ષક હતો. હુમાયુંનો જનાનો પણ કાબુલમાં હતો. કંદહાર શેહેર અને તેના તાબાના પ્રાંતો બેહેરામખાનને જાગીરમાં આપ્યા હતા. બદખશાન પ્રાંતનો હાકેમ મીરજાં સુલેમાન હતો તેણે બળવો કરી કાબુલ ઉપર સ્વારી કરી; અને મુનીમખાનની પાસે તે શેહેરનો બચાવ કરવા જોગ લશ્કર ન હોવાથી

તે તેને નમ્યો. આ બનાવ કાબુલમાં બન્યા તેવામાં દિલ્હીથી સમાચાર આવ્યા કે સુલતાન સૂરની ફોજે, તેના સેનાપતિ હિમુની સરદારી નીચે, આગ્રા ઉપર સ્વારી કરી. આગ્રાના હાકેમ સિકંદરખાં ઉસબેગથી તે નગરનો બચાવ થઇ શકયો નહિ, તેથી શેહેર ખાલી કરી દિલ્હી ગયો. હિમુ તેની પાછળ પડયો. હિમુ દિલ્હીની નજીક આવ્યો તેવારે તાર્દીબેગ વગેરે સરદારો મુગલ સેના લેઈ તેની સામા જુદ્ધ કરવા ગયા, ને સંગ્રામ થયો તેમાં હાર્યા. તાર્દીબેગ નાઠો અને હિમુએ દિલ્હી શેહેર પોતાને કબજે કર્યું. આ સમાચાર આવ્યા પછી તાર્દીબેગ અને બીજા નાસી આવેલા મુગલ સરદારો પંડે પાદશાહી છાવણીમાં આવ્યા. રાજ્યધાનીનું રક્ષણ કરવાને વધારે કોશીશ ન કરતાં ઝટ તેને છોડી દીધાને માટે બેહેરામખાને તાર્દીબેગનો શિરચ્છેદ કરાવ્યો, અને તેના મુખ્ય સાથીઓને કેદ કર્યા. આ સજાથી મુગલ સરદારોના મનપર સારી અસર થઈ. પાદશાહના ફુવા ખ્વાજા ખીજરખાનને કેટલુંક લશ્કર આપી સિકંદર સૂરની પાછળ લાગ્યા રહેવાનું કામ સોંપી અકબર અને બેહેરામખાન હિમુની સામા ગયા.

હિમુ મૂળે ગરીબ ગાંધી હતો. એ સ્થિતિમાંથી તે પોતાના બુદ્ધિબળવડે સુલતાન અદાલી સૂરની નોકરીમાં ચઢતો ચઢતો તેનો મુખ્ય વજીર અને સેનાધિપતિ થયો. દિલ્હી હાથ આવેથી ફૂલાઇ જઈ તેણે વિક્રમાજીત નામ ધારણ કર્યું. તેની સોડે ઇસ્તામ્બુલથી મંગાવેલું તોપખાનું, દોઢહજાર કે તેથી વધારે યુદ્ધ કરવાને શીખવેલા હાથી, પુષ્કળ ઘોડેસ્વાર, અને પાળાનું મોટું સૈન્ય હતું. તે લેઈ તે પાદશાહી ફોજને જીતવાને ચઢયો. તેની હરોળમાં તોપખાનું હતું તે પાણીપતના રણમાં પોહોંચ્યું તેવારે અકબરની હરોળે તેના ઉપર હુમલો કરી તેને જીતી લીધું. એ ખબર જાણી હિમુ નાખુશ થયો, પણ હિમ્મત ન હારતાં આગળ વધ્યો. પોતાની ફોજના સરદારોને બોલાવી ભાષણ કરી તેમને પાનો ચઢાવ્યો, મસ ધન આપવાનાં વચન આપ્યાં, અને પ્રત્યેકને બેસવાને હાથી આપ્યો. પોતે પોતાના હવા નામે હાથી ઉપર સ્વાર થઇ સંગ્રામને માટે સેનાને ગોઠવી. જમણે અને ડાબે હાથે બે જબરી ટુકડીઓ રાખી પંડે ૫૦૦ હાથી અને ૨૦૦૦૦ હજાર રજપૂત અને અફ-

ગાન એટલે પઠાણુ સ્વારો સહિત મધ્ય ભાગે રહ્યો. શુક્રવાર તા. ૨ જી મોહોરમ હી. સને ૯૬૪ (ઈ. સ. ૧૫૫૬ તા. ૫ મી નવેંબરે) સગ્રામ થયો. મુગલ ફોજના હુસેન કુલીખાં વગેરે સરદારોએ શત્રુના કેટલાક હુમલા પાછા વાળ્યા પછી, અકબરના લશ્કરનો મધ્ય ભાગ ખાનજમાનની સરદારી નીચે હતો તેના ઉપર હિમુ જાતે પોતના હાથીઓ સહિત ધસ્યો. મુગલોએ તેના ઉપર તીરનો વરસાદ વરસાવ્યો તેમાંનું એક તીર તેની આંખમાં ભોકાઈ અંદરના ભાગમાં પેઠું. હિમુ અચેત થઇ હોદામાં પડ્યો તે જોઇ તેની સેના નાઉમેદ થઇ નાસવા લાગી, ને મુગલ ફોજે પાછળ પડી તેમાંના ઘણુા માણુસને વાઢી નાંખ્યા. અચેત થઈ પડેલો હિમુ મુગલોને હાથ આવ્યાથી તેને અકબરની હજૂરમાં આણ્યો. બેહેરામખાને તરૂણ પાદશાહને કહ્યું કે આ કાફર દુશ્મનનો શિરચ્છેદ કરી ગાઝી કહેવાઓ. અકબર કહે એ અચેત મુડદાલ થયોછે, એના ઉપર હાથ કરવામાં શો માલ છે ? એનામાં શુદ્ધિ અને કૌવત હોત તો હું તેમ કરત. પછી બેહેરામે પંડે તેનું ડોકું વાઢી નાખી કાબુલની ભાગોળે લટકાવવાને મોકલ્યું ને તેના શરીરને દિલ્હીના દરવાજાપર મૂકવાને મોકલ્યું. શત્રુનું દળ દિલ્હી ભણી નાઠું, તેની પૂઠે સિકંદરખાન ઉસબેકને મોકલી મુગલ ફોજે તે રાત્રે પાણીપતના રણમાં મુકામ કર્યો. બીજે દહાડે ત્યાંથી ઉપડી દિલ્હી જવાની આજ્ઞા થવાથી મુગલસૈન્ય વચમાં અટક્યા વિના ત્યાં ગયું. પાદશાહ તે રાજ્યધાનીએ પોહોંચ્યા તેવારે નગરવાસીઓ આવકાર દેવાને સામા તેડવા આવ્યા. દિલ્હીમાં એક માસ મુકામ રાખ્યો તે દરમિયાન જાણુવામાં આવ્યું કે માજી સુલતાન શેરશાહનો ગુલામ હાજીખાન મેવાડ દેશના અલવાર નગરનો કબજો કરી ત્યાં પોતાનો અમલ બેસાડવાનો યત્ન કરેછે, અને હિમુનો બાપ અને ખટલો પણ ત્યાં છે. ગુલામ હાજી શૂરો અને હોશીઆર સેનાપતિ હતો, માટે તેને તુરત જીતવાની જરૂર હતી. નાસિરૂલ મુલ્ક પીરમહમદને વીણી કાઢેલું લશ્કર આપી તેની ઉપર પાદશાહે મોકલેલો, તેની સામે થવાને ન ચોભતાં હાજીખાન નાઠો; અને અલવાર તથા તેની આસપાસના મેવાડના પ્રાંતો પાદશાહી

અમલદારોને કબજે આવ્યા. દેવતી માજારી નામે હિમુનું જન્મ સ્થળ હતું ત્યાં પઠાણ લોક નાઠા. પાદશાહી ફોજે ત્યાં જઇ તેમના ઉપર હુમલો કર્યો. ગઢ મજબુત હોઇ, લઢાઇ જબરી થઇ, પણ અંતે મુગલો જીત્યા. હાજીખાન અજમેર ભણી નાઠો; અને હિમુનો ઘરડો બાપ, અને તેનો તમામ કબીલો, અને ખજાનો મુગલોને હાથ અવ્યો. તે ડોસાને મુસલમાન થવાની શરતે જીવતદાન આપવાનું નાસિરૂલમુલ્કે કહ્યું. ડોસાએ જવાબ દીધો કે "આજે એંશી વરસ થયાં હું મારા પોતાના ધર્મ પ્રમાણે પરમેશ્વરને પૂજુંછું, તે હવે કેમ છોડું ? શું, તમારો ધર્મ, સમજ્યા વિના, મોતના ભયને લીધે, સ્વીકારૂં ?" નાસિરૂલમુલ્કે એ ઉત્તર ધ્યાનમાં ન લેતાં તે વૃદ્ધ પુરૂષના અંગમાં તરવાર ભોકી તેનો પ્રાણ લીધો. અકબરના માણસો એવા અંધ હતા. પુષ્કળ લૂંટ અને પચાસ હાથી લેઇ એ ફોજ પાછી દિલ્હી આવી.

હાજીખાન અજમેર ગયો ત્યાં તેની અને અજમેરના રાણાની વચ્ચે ટંટો થયો. મોટું જુદ્ધ થયું તેમાં રાણો હાર્યો, અને અજમેર અને નાઘોર અફગાન સરદારને હાથ આવ્યાં. તેની આ ફતેહના સમાચાર અકબરને થવાથી તેણે સૈયદ મહમદ કાસિમ નૈશાપૂરીની સરદારી નીચે તેને જીતવાને મુગલ ફોજ મોકલી; પણ પાછી ખબર મળી કે હાજીખાન એટલો સબળ છે કે તે ફોજની સામા ટક્કર ઝીલી શકશે, માટે પાદશાહ બેહેરામખાનને જોડે લેઈ પંડે તે ફોજની મદદે ગયો. પ્રથમ હિસાર ગયા અને ત્યાંથી સરહિંદમાં પિતાની કબર હતી તેનાં દર્શન કરી અજમેર તરફ સ્વારી ચાલી. આ વાતની જાણ હાજીખાનના લશ્કરને થવાથી તે વિખેરાઇ ગયું. સિપાઈ પોતપોતાને ઘેર ગયા, અને હાજીખાન પંડે ગૂજરાતમાં નાઠો. મહમદ કાસિમે અજમેર ગઢનો કબજો કર્યો, અને જીતસારન નામે રજપૂત સંસ્થાન હતું તે બીજા સરદારોએ જીત્યું,

બીજું વરસ.—અકબરના અમલનું બીજું વરસ મંગળવાર તારીખ ૯ મી જુમાદલ અવ્વલ હી. સને ૯૬૪ (માર્ચ ૧૦મી ૧૫૫૭) ને દિવસે બેઠું. લાહોરના સૂબેદાર ખીજરખાન ખ્વાજાને સુલતાન સિકંદરસૂરે હરાવ્યાના સમાચાર મળ્યાથી પાદશાહ પંડે સિકંદરને જીત-

વાને ચઢ્યો. તેની ફોજ જાલંધર પોહોંચી તેવારે સિકંદર પાછો હઠી શિવાલિકના ડુંગરી મુલકમાં ગયો. મુગલ સેના તેની પાછળ ગઇ; પણ સિકંદર લઢવાને મેદાનમાં ન આવતાં માણકોટ નામે ગઢમાં ભરાયો. પાદશાહે તે ગઢને ઘેરી લીધો.

એ ઘેરાનું કામ ચાલતું હતું તેવામાં અકબરની મા મરિયમ મકાની અને પાદશાહી કુટુંબની બીજી બેગમો કાબુલથી આવ્યાં. તેઓ એક મજલ દૂર રહ્યાં તેવારે અકબર હરખ ભર્યો પોતાની માને સામે તેડવા ગયો. મા દીકરો મળી ઘણો આનંદ પામ્યાં.

ઘેરાનું કામ જોરથી ચાલ્યું, તોપણ ઘણા માસ પોહોંચ્યું. અંતે સિકંદરને બચવાનો સંભવ જણાયો નહિ અને તે હેરાન બહુ થયો, તેવારે તેણે તાબે થવાનું કહેણ મોકલ્યું. તેની અરજપરથી અકબરે અતકાખાનને તેની જોડે કરારની શરતો ઠરાવવાને મોકલ્યો. સિકંદરે તેની આગળ કરગરીને કહ્યું કે જે કામ મારાથી પાર પાડી શકાય નહિ તેવું મેં માથે લીધું છે. પાદશાહની સામા થવાથી મને લાભ થાય તેવું નથી એ હું જાણુંછું, માટે મને કૃપા કરી બંગાળે જવા દો. હું પાદશાહને તાબે રહીશ, અને મારા દીકરાને ઓળમાં આપીશ. અતકાખાને પાછા આવી એ અરજ ખાનખાનાનને જણાવ્યાથી તેણે તે કબુલ કરવાની પાદશાહની મંજૂરી લીધી. સિકંદરે પોતાના દીકરા અબદુર રહેમાનને પાદશાહને શરણે મોકલ્યો, તથા પચાશ હાથી તથા બીજી જણસો ભેટ કરી; અને તા. ૨૭ મી રમઝાન હી. સ. ૯૬૪ ને દિવસે માણકોટ ગઢ આપી તે બંગાળે ગયો. તા. ૨ જી શાહ અવ્વલને રોજ મુગલ ફોજ ત્યાંથી ઉપડી લાહોર ભણી ચાલી.

માણકોટનો ઘેરો ચાલતો હતો તેવામાં એક દિવસે ફતુહા અને બકશા નામે બે હાથીને પાદશાહની ગમતને માટે લઢાવ્યા. તે હાથી એક એકને ધકેલી હઠાવતા ખાનખાનાનના તંબુની બહુ નજીક ગયા. એ વેળા બેહેરામખાન માંદો હતો. ગૂમડાં થવાથી તે બહાર નીકળી શકતો ન હતો. તેના મંનમાં શક આવ્યો કે પાદશાહી હજૂરી નોકરોએ જાણી જોઇને હાથીને તે તરફ હંકાવ્યા. ખાનના સાથીઓએ તેના શકને ટેકો આપ્યો. તેપરથી તેણે પાદશાહને અરજ કરી કે મારા

નિંદકોએ મારા કયા ગુનાહને માટે આપની મારાપર ઇતરાજી કરાવી. અકબરે તેને કહાવ્યું કે એ અણધાર્યો બનાવ હતો. પરંતુ બેહેરામની તેથી ખાતરી ન થવાથી લાહોરને મુકામે તેણે અતકાખાનને કહાવ્યું કે મારૂં અપમાન કરવાની સલાહ પાદશાહને તેં આપી, એવો મને શક છે. એ સાંભળી અતકાખાન ઘણો ખેદ પામ્યો. પોતાના બધા દીકરાને જોડે લેઇને બેહેરામને ઘેર ગયો, અને કુરાન ઉપર હાથ મૂકી કસમ ખાઇ તેણે એ સંદેહ તેના મનમાંથી કાઢી નાંખ્યો.

ચાર મહીનાને ચૌદ દહાડા રહી સ્વારી લાહોરથી ઉપડી દિલ્હી ભણી ચાલી. વચમાં જાલંધરને મુકામે અકબરે પોતાની ફોઇના દીકરાની દીકરી સુલતાન બેગમને બેહેરામખાન વેરે પરણાવી. માજી પાદશાહ હુમાયુંએ એ પ્રમાણે કરવાનું વચન આપ્યું હતું, તે અકબરે અમલમાં આણ્યું. એ પ્રસંગે ખાનખાનાને મોટી જ્યાફ્ત કરીને પાદશાહને જમવાનું ઈજન કર્યું. નોતરૂં સ્વીકારી અકબરે તેને માન આપ્યું. બેહેરામે તે દિવસે ઘણે ઉદારપણે ખરચ કર્યો.

ઇલાહી વર્ષ ૩ જું—દિલ્હીમાં આવી પાદશાહે પ્રજાના અને લશ્કરના કામપર ધ્યાન આપ્યું. ખાનખાનાન અને બીજા પ્રધાનો અને ઉમરાવો હપ્તામાં બેવાર દીવાનખાનામાં હાજર થઈ પાદશાહના હૂકમ પ્રમાણે કામ કરતા. મરહુમ પાદશાહની કારકીર્દીમાં ખ્વાજા કલાનબેગ કરીને મોટો ઉમરાવ હતો તેનો દીકરો મુસાહિબખાન બેહેરામ જોડે દ્વેષ બાંધી બેઠો હતો, માટે તેને બેહેરામે મારી નંખાવ્યો. એ વરસમાં એક દિવસે લખના નામે હાથી ઉપર સ્વાર થઈ પાદશાહ ફરવા નીકળ્યા. માર્ગમાં તે હાથી બીજા હાથીની પાછળ દોડ્યો અને વચમાં ખાડી આવી તેમાં પડ્યો. અકબર પોતાને સ્થાનેથી ઉછળી હાથીના કુંભસ્થળ ઉપર પડ્યા અને તેનો પગ હાથીના ગળામાં માવધને પગ ટેકવવાનો પટો હતો તેમાં ભરાયો. તેની પાછળ બેઠેલો નોકર નીચે ભોંયપર પડ્યો, પણ પાદશાહ પંડે બીજા માણસોએ ભેગા થઈ તેના પગને પટામાંથી છૂટો પાડ્યો ત્યાં લગી તેને વળગી રહ્યો. હાથી પોતાના બળે કરી ઉભો થયો અને ખાડીમાંથી નીકળ્યો. અકબરશાહ ફરીને તેની ઉપર ચઢી બેઠા અને સહીસલામત મેહેલે પધાર્યા.

છ માસ પછી તેઓ હોડીમાં બેશી જમના નદીની વાટે આગ્રે સિધાવ્યા.

બેહેરામખાનનો મુખ્ય કારભારી (વકીલ ઈ મુત્લક) મૌલાના પીરમહમદ શિર્વાની હોવાથી રાજ્યનું સર્વ કામકાજ તેને હાથ હતું. સર્વ અકાબર એટલે અમીર ઉમરાવ અને સરદારો અને અમલદારોને ખાનખાનાનને અરજ કરવી હોય તે પ્રથમ તેઓ તેને કરતા, તેથી તેને મળવાને નાના મોટા ઘણા તેને ઘેર જતા. આથી ફૂલાઇ જઈ તે કોઈને ભાગ્યે મળે, અને કેટલાક દહાડા તો ઘરમાંથી બહાર નીકળ્યો નહિ. માંદાને જોવા જાય તેમ બેહેરામખાન તેને જોવા ગયો. તેને બારણે ઉભેલા ગુલામે તેને અંદર પેશવા ન દેતાં કહ્યું, "ઉભા રહો, હું અંદર જઇ ખબર કરી આવું." બેહેરામને એથી ઘણો ગુસ્સો લાગ્યો. એ જાણી પીરમહમદ દોડી આવ્યો ને માફ માગવા લાગ્યો. ખાનખાનાને કહ્યું, "તારા ગુલામે મને અટકાવ્યો શા માટે?" પીરમહમદ કહે, 'તેણે આપને ઓળખ્યા નહિ.' બેહેરામખાન કહે, 'તેના મનની વાત તેં કેમ જાણી?' એટલું બોલવું થયા પછી તેઓ અંદર ગયા, પણ પીરના નોકરોએ બેહેરામખાનના અનુચરોને તેની પાછળ ઘરમાં જવા દીધા નહિ. માત્ર તાહિર મહમદ સુલતાન વાર્યો ન રહેતાં અંદર ઘુસ્યો. થોડીવારે ઉઠી ખાનખાનાન પોતાને મકાને આવ્યો. પીરમહમદની કરણી ઉપર વિચાર કરી થોડે દહાડે તેને કહાવ્યું કે, "તું કંદહારમાં આવ્યો તેવારે કંગાળ વિદ્યાર્થી હતો. તારામાં કાંઈ ગુણ દેખી મેં તને આટલે મોટે દરજ્જે ચઢાવ્યો; પણ તું એ મોટાઇને યોગ્ય નથી. તારામાં કુલક્ષણ બળવત્તર થયાંછે. માટે તારી પાસેથી તમામ કામ અને તને આપેલી બધી પદવીઓ થોડા વખત સૂધી લેઈ લઉંછું." ત્યારપછી તેની જગા હાજી મહમદ સીસ્તાનીને આપી અને તેને બયાન ગઢમાં પરહેજ કર્યો, ને પાછળથી મક્કે હજ કરવાને મોકલ્યો. મક્કે ન જતાં તે ગૂજરાતમાં રહ્યો ને બેહેરામખાનનો અમલ ઉતર્યા પછી પાછો દરબારમાં આવ્યો. બેહેરામખાનના વગથી દિલ્હીના શેખ ગદાઈ વલ્દે શેખ જમાલ કંબુને સદારત ઇમ માલીક એટલે મુખ્ય ન્યાયાધીશની જગા મળી. એ જગા જેને મળે તેની પદવી હિંદુસ્તાન અને ખોરાસાનના તમામ અકાબરોથી ઊંચી ગણાતી. મીર અબ્દુલ લતીફ

કઝબીની નામે લાયક પુરૂષને અકબરનો શિક્ષક ઠરાવ્યો. પાદશાહ તેની પાસે ઘણીવાર ગુહ્ય અર્થવાળી ગઝલો વાંચતા.

ગ્વાલિયરગઢ તેની ઊંચાઇ અને મજબુતાઇને માટે પ્રખ્યાત હતો, અને તેમાં આગળ મોટા રાજા વસતા. સુલતાન મહમદ આદિલના ગુલામ સુહેલના કબજામાં તે આવેલો હતો. આગ્રાને રાજનગર કર્યા પછી અકબરની ફોજે તેને જીતી લીધો. આગ્રાની પાડોશમાં હવે જબરામાં જબરો ગઢ ચંબલ નદીને ડાબે કાંઠે હાથકંત કરીને હતો. તેમાં ભાદોરિયા વગેરે રજપૂતો વસતા. તેઓ શૂરા અને સંખ્યામાં ઘણા હતા, અને હિંદુસ્તાનના પાદશાહોની સામા બંડ કરી સદા જુદ્ધ કરતા. અધમખાં નામે સરદાર વિષે બેહેરામખાનના મનમાં પૂરો ને પક્કો વેહેમ હતો, માટે તેને એ કિલ્લો અને તેની આસપાસનાં પરગણાં જાગીરમાં આપી ત્યાં મોકલ્યો. એ રીતે તેણે દુશ્મનને પાદશાહની હજૂરમાંથી ખસેડ્યો અને બંડખોર રજપૂતોને જીત્યા.

ઇલાહી વર્ષ ૪થું.—પઠાણ લોકોને કબજે જવાનપુર હતું, તે આ વરસમાં મુગલ સરકારે વશ કર્યું. ખાનજમાનની સરદારી તળે મોટું લશ્કર ત્યાં ગયું. અફગાનો હિંમતથી લઢ્યા પણ જય પામ્યા નહિ; અને તેમનો તે મૂલક ખાલસા કરવામાં આવ્યો. એજ વરસમાં રણથંભોર જીતવાને અબીબઅલીખાનને મોકલવામાં આવ્યો. પ્રથમ સુલતાન શેરખાનની તરફથી તેનો ગુલામ હાજીખાન ત્યાં અમલ કરતો હતો. એ પ્રાંતમાં રાય ઉદયસિંહ મોટો બળવાન રાજા હતો. તેના કોઈ રાય સર્જન નામે સગાને હાજીખાને તે ગઢ વેચાતો આપ્યો હતો. હબીબઅલીએ તે ગઢને ઘેરી લીધો અને આસપાસનાં પરગણા લૂંટી ઉજડ કર્યાં. ત્યાર પછી અમીરો પોતપોતાની જાગીરોમાં ગયા. એ વરસમાં શેખ મહમદ ધઉસ પોતાના ઘણાક ચેલા અને નોકરો સહિત ગૂજરાતથી આગ્રે આવ્યો. તેને પાદશાહની મુલાકાત થઇ, પણ શેખ ગદાઇ જોડે તેને બનાવ ન હતો; અને ખાનખાનાન અને શેખ ગદાઇ એક હતા, તેથી શેખ ધઉસને તેની ઉમેદ પ્રમાણે લાભ થયો નહિ. તે નાખુશ થઈને ગ્વાલિયરમાં જઇ રહ્યો ને પાદશાહે તેને એક કરોડ (ટકા)નું વરસાસન કરી આપ્યું,

બેહેરામખાને ખાનઝમાનના ભાઈ બહાદુરખાનને માળવા જીતવા મોકલ્યો. એ સમે તે દેશ બાજબહાદુર નામે અફગાન સરદારને હાથ હતો. મુગલ સેના સીરીનગર સૂધી ગઈ તેવામાં બેહેરામખાન અને અકબરશાહની વચમાં અણબનાવ થવાથી બેહેરામખાને તેને પાછી બોલાવી.

ઇલાહી વર્ષ ૫મું, તા. ૧૬ મી જુમાદલ આખિર હીજરી સને ૯૬૭, તા. ૧૦મી માર્ચ ઈ. સ. ૧૫૬૦ ને રોજ બેઠું. રાજ્યનો ઘણો ખરો વહીવટ બેહેરામખાનને હાથ હતો. તેના ઉપર અદેખાઇ અને દ્વેષ રાખનારા માણસો પાદશાહના વહાલા થવાને તેની આગળ તેની નિંદા કરી તેના ઉપર ઇતરાજી આણવાપર મંડ્યા હતા. એ માણસોમાં અધમખાન મુખ્ય હતો. એની મા નામે માહમઅંકે અકબરને ધવરાવી ઉછેર્યો હતો, તેથી તે બાઇની સત્તા દરબારમાં ઘણી હતી. તે પાદશાહી જનાનખાનાની દેખરેખ રાખનાર ઉપરી અને અકબરને બહુ વહાલી હતી. તેથી અધમખાન દરબારી ઉમરાવોમાં શ્રેષ્ઠ હતો. એ અને એની મા બેહેરામને ખરાબ કરવાની સદા કોશીશ કરતાં. પરંતુ ખાનખાનાનનાં ડહાપણ અને ચતુરાઈ આગળ તેમની ધારણા અદ્યાપિ પાર પડી નહોતી. અકબરે તેમની શીખવણી હજી સૂધી માની નહોતી. પણ આ વરસમાં પાદશાહ એક સમે જમના નદી ઓળંગી સામે તીરે મૃગયા રમવા ગયો, અને બેહેરામખાન પાછળ આગ્રામાં રાજકાજ ચલાવતો રહ્યો. અકબર આગળ વધી સિકંદરનગર લગી ગયો. એ શેહેર દિલ્હી અને આગ્રાની વચ્ચે બંનેથી સરખે અંતરે છે. દિલ્હીમાં એ વેળા શાહાબુદ્દીન નૈશાપુરી નામે સરદાર હાકેમ હતો, અને અકબરની મા મરિયમ મકાનીનો મુકામ તેવારે દિલ્હીમાં હતો. માહમઅંક એ શાહાબુદ્દીનની સગી અને મોહોબતવાળી હતી, અને તે બે અંદરખાને મળતિયાં હતાં. એપરથી તે બાઇએ એમ ધાર્યું કે પાદશાહ દિલ્હી જાય તો શાહાબુદ્દીન જોડે મળી તેને એવો ભંભેરીએ કે તેને બેહેરામખાન જોડે અણબનાવ થાય અને રાજ્યની લગામ તેની પાસેથી તે છીનવી લે. અકબરને દિલ્હી લેઈ જવાને તે બાઈએ કહ્યું કે, 'મા મરિયમ મકાની બીમાર

અને નાકૌવત થયાં છે અને આપને મળવાને બહુ ચાહેછે'. પોતાની માતુશ્રીને માંદી સાંભળી અકબરનું મન ખેદ પામી ચિંતાતુર થયું. તેને જોવાને તે દિલ્હી ગયો. શાહાબુદ્દીન સામો તેડવા આવ્યો. તેની જોડે પાદશાહ ત્યાં જઈ માને મળ્યો. અહિં માહમઅંકે અને શાહાબુદ્દીને તેને ખૂબ ભંભેર્યો. તેને માહમઅંકે કહ્યું કે 'જ્યાંલગી બેહેરામખાનને હાથ મુખ્ય વઝીરાત છે ત્યાંલગી આપ જાણે પાદશાહજ નથી તેવું રહેવાનું, આપની ખુશી મુજબ કાંઈ થઈ શકશે નહિ; કેમકે તમામ અધિકાર ખાનખાનાનને હાથ છે, અને તેની મરજી પ્રમાણે આપને વર્તવું પડેછે.' વગેરે બીજું ઘણુંક કહ્યું; અને બેહેરામખાન હમેશ અકબરને રાજી રાખવાને આતુર ન હતો, તોપણ શાહનું મન ચળ્યું નહિ. આપઅખત્યારી થવાની લાલચે તે ડગ્યો નહિ, તેવારે એ કપટી નારીએ સ્રીચરિત્ર કરી પોતાની ધારણા પાર પાડી. તે બોલી કે જ્યારે ખાનખાનાનના જાણવામાં આવશે કે 'મારી શીખવણીથી આપ દિલ્હી ગયા ત્યારે તે મારાપર ખાર રાખશે, ને મારામાં તેની ટક્કર ઝીલવાનું બળ નથી, માટે મને મક્કે જવાની રજા આપો. હજૂરમાં રહી આપની સેવા કરવાને બદલે ત્યાં રહી હું આપના કલ્યાણને માટે પરમેશ્વરની પ્રાર્થના કરીશ.' પોતાની ધાવ તરૂણ શાહને એટલી બધી વહાલી હતી કે તેનાથી એમ છૂટા પડવાને તે રાજી ન હતો. તેણે કહ્યું કે 'ખાનખાનાનને હું કહેવડાવુંછું કે તારો વાંક માફ કરે.' પછી અકબરે બેહેરામખાનને સંદેશો મોકલ્યો કે "આપની સલાહ લીધા વિના હું અહિં આવ્યોછું, તેથી મારા હજૂરી માણસોપર તમારા મનમાં વેહેમ ઉત્પન્ન થયો હશે; પણ તમારે એ વેહેમ દૂર કરી શાંત મને મારી સેવા કર્યા જવી." શાહાબુદ્દીન અહમદ ઘણો જાગૃત અને સાવચેત હતો. તેણે ગઢોમાં રાખેલી ફોજ વધારી જાપતો મજબૂત કર્યો, રાજ્યકાજનો વહીવટ પોતાને હાથ લેવાની યુક્તિઓ કરી, અને માહમઅંકની જોડે મસલત કરી પાદશાહના હજૂરી નોકરોનાં મન ફેરવી વઝીરની સામા થવાને તેમને શીખવ્યું.

પાદશાહનો પેગામ પહોંચ્યા પછી બેહેરામખાને ખ્વાજા અમરૂદીન મહમુદ હાજીમહમદ સિસ્તાની અને તર્સુનબેગ નામે મોટા અ-

લદારોને બાદશાહની હજૂરમાં દિલ્હી મોકલી અરજ કરી કે, "આપનો હું આધીન સેવક આપની ઇચ્છા વિરૂદ્ધ કોઇ સરકારી નોકરને કાંઈ ઇજા કરવાનો નથી; કેમકે જેઓ પોતાનું નિમકહલાલીથી કામ બજાવે તેમની ઉપર માયા અને મેહેરબાની કરવી ઘટેછે."

બેહેરામખાનની વિરૂદ્ધ પાદશાહને ઘણું કહેવામાં આવ્યું હતું; તેથી પાદશાહે એ કહેણ સ્વીકાર્યું નહિ અને લાવનારાને પાછા મોકલ્યા. ખાનખાનાન ઉપર શાહની ઈતરાજી થયાની ખબર પ્રસરતાં બધા માણસો તેની ભણી પીઠ કરી પાદશાહની તરફ જોવા લાગ્યા. જે અમીર ઉમરાવો અને મોટા અમલદારો દિલ્હી આવ્યા તેમને શાહાબુદ્દીને અને મહામઅંકે ઇનામ અકરામ જાગીરો અપાવવાની લાલચ દેખાડી ઉત્તેજન આપ્યું. બેહેરામખાનને ઘણાક વખતથી હજ કરવા જવાની ઇચ્છા હતી. રાજકારભાર છોડી જે અમીરો અને ખાનો તેની પાસે રહ્યા હતા તેમને દિલ્હી મોકલ્યા અને પંડે આગ્રેથી નીકળી નાઘોર ભણી ચાલ્યો. એ સમાચાર દિલ્હી પહોંચ્યા તેવારે શાહાબુદ્દીને અને માહમઅંકે પાદશાહને કહ્યું કે બેહેરામખાન પંજાબ જીતી લેવાને ગયો. અકબરશાહે મીર અબદુલ લતીફ જોડે વજીરને પેગામ મોકલ્યો કે "મને તમારા પ્રમાણિકપણાપર અને નિમકહલાલીપર સંપૂર્ણ ભરોસો હોવાથી આજસૂધી રાજ્યનાં સકળ અગત્યનાં કામકાજ આપને સોંપ્યાં હતાં, અને હું પંડે માત્ર મોજ મઝા કરતો. પણ હવે પાદશાહીનો તમામ કારભાર મેં મારા હાથમાં લેવાનો ઠરાવ કર્યો છે, તેથી આપને ઘણા વખતથી મક્કે જવાની મરજી હતી તે પ્રમાણે આપે ત્યાં જવું. આપના ગુજરાનને માટે હિંદુસ્તાનનાં પરગણાંઓમાંથી યોગ્ય જાગીર આપવામાં આવશે, અને તેની ઉપજ આપના આડતિયાની મારફતે આપને પહોંચતી કરીશું."

મીર અબદુલ લતીફે એ સંદેશો ખાનખાનાનને કહ્યો તે લક્ષ દેઇને સાંભળી મેવાતથી ઉપડી તે નાઘોર ભણી ચાલ્યો. હવે તેની સાથે વલીબેગ ઝુલકદર, તેના દીકરા હુસેનકુલીબેગ અને ઈસ્મૈલ કુલીબેગ, શાહકુલી મહિમ, તેનો ભાણેજ હુસેનખાન, અને જમાઈ મહાદી કાસિમખાન માત્ર રહ્યા. નાઘોર પહોંચ્યા પછી બેહેરામખાને

હુસેન કુલીબેગની જોડે નિશાન, નોબત, અને અમીરીનાં બીજાં ચિન્હો પાદશાહને મોકલ્યાં. દિલ્હીથી ઉપડી અકબરશાહ પંજાબ ભણી જવા નીકળ્યા હતા. પાદશાહી સ્વારી માર્ગમાં ચાલતી હતી તેવામાં કુલીબેગ આવી પહોંચ્યો અને તેનો સાથી શાહઅબદુલ મ'આલી ઘોડો દોડાવતો શાહની હજૂરમાં આવ્યો. એ બેઅદબીથી અકબરને માઠું લાગવાથી તેણે મ'આલીને પરેહજ કરાવ્યો, બેહેરામખાને નિશાન નોબત વગેરે આપી દીધાથી પાદશાહ સંતોષ પામ્યા.

---

# प्रकरण ३ जुं.

બેહેરામખાનનો બળવો અને પરાજય.—ઇલ્લાહી વરસ નવમા લગીનો હેવાલ.—માળવા, ખાનદેશ, ચુનારગઢ, વગેરે પર સ્વારીઓ; અને અમલદારોનાં બંડ.—યુદ્ધમાં પકડાયલા બંધીવાનને ગુલામ કરવાની મના.—જાત્રાળુ કરવાની માફી.—જજીઆ વેરાની માફી.

પીર મહમદખાન શિર્વાનીને બેહેરામખાને કાઢી મુકયો ત્યારથી તે ગુજરાતમાં જઈ રહ્યો હતો. બેહેરામના હાથમાંથી વજીરાત ગયાના સમાચાર જાણીને તે દરબારમાં હાજર થયો. પાદશાહે તેનો સત્કાર કર્યો અને "નાસિરૂલ મુલ્ક" નો ઇલકાબ તથા નિશાન નોબત આપી કેટલીક ફોજ સહિત તેને બેહેરામની પાછળ એવો હુકમ આપી મોકલ્યો કે પદભ્રષ્ટ વજીર જેમ જલદી મક્કે જાય તેમ કરવું. ત્યાર પછી પાદશાહ પાછા દિલ્હી પધાર્યા, અને કાબુલમાં પાદશાહની વતી મુનીમખાન હકુમત ચલાવતો હતો તેને હજૂરમાં આવવાને હૂકમ લખી મોકલ્યો.

બેહેરામખાન ગુજરાત ભણી જવા નીકળ્યો હતો, પણ માર્ગમાં જોધપુરના રાજા માલદેવે, જબરી ફોજ સહિત તેના ઉપર હુમલો કરવાના ઇરાદાથી, મજબૂત છાવણીમાં મુકામ કર્યો હતો; માટે તેણી ગમ ન જતાં તે નાગોરથી વાંકાનેર ( બિકાનીર ) ગયો. વાંકાનેરના જમીનદાર રાયકલ્યાણમલે અને તેના કુંવર રાયસિંહે ખાનખનાનનો સત્કાર કર્યો. થાક ખાવાને તે અહિં થોડા દિવસ રહ્યો, તેવારે તેને ખબર પડી કે પીર મહમદખાનને તેની ઉપર હુમલો કરવાને મોકલ્યો

છે, એ જાણી તે ખીજવાયો અને ખેદ પામ્યો. આ તકનો લાભ લેઈ કેટલાક દુરીજનોએ તેને બંડ કરવાને ઉશ્કેર્યો. બળવાનો ઝુંડો રોપવાના હેતુથી તે પંજાબ ગયો. તબરિંધ (સરહિંદ) ગઢ શેરમહમદ દીવાના નામે સરદારને હાથ હતો. એ માણસ બેહેરામનો જૂનો સેવક હતો અને તેના ઉપર તેણે ઘણો ઉપકાર કર્યો હતો માટે પૂર્ણ ભરોસે પોતાનો ત્રણ વરસનો મીરઝાખાન ( અબ્દુર રહીમ ) નામે પુત્ર, તમામ કબીલો અને માલમતા તેને સોંપી તે આગળ ચાલ્યો. બેહેરામના ગયા પછી શેરમહમદે તેનો માલ લૂંટી લીધો અને તેના નોકરોને બહુ પીડ્યા. દીપાલપુર પ્રગણામાં બેહેરામ પહોંચ્યો તેવારે તેને એ સમાચાર મળ્યા. શેરમહમદને સમજાવી એ અપમાન દૂર કરવાને તેણે પોતાના દીવાન મુજાફ્રરઅલીને મોકલ્યો; પણ શેરે તેને પરહેજ કરી પાદશાહને સ્વાધીન કર્યો. આ બનાવથી ચીડાઈ જઈ બેહેરામ જાલંધર નગરમાં ગયો.

આ સમાચાર અકબરને થતાં તેણે સમશુદ્દીનખાન અત્કાની સરદારી નીચે ઘણાક ઉમરાવને લશ્કર આપી પંજાબમાં બેહેરામના બળવાને બેસાડી દેવાને મોકલ્યા. જાલંધરની પાડોશમાં, સતલજ અને બિયા નદીની વચ્ચે દગદાર નગર અને કોના તાલુકો છે ત્યાં પાદશાહી ફોજે બેહેરામને ઘેરી લીધો. હવે સંગ્રામ કર્યા વિના છૂટાય તેમ ન હતું; માટે ખાનખાનાને હુમલો કરી હાર થતી અટકાવી. બેઉ તરફ ઘણા માણસ મુવા અને ઘાયલ થયા. પછી અંતે બેહેરામનો પરાજય થયો ને તે શિવાલિક ડુંગરો ભણી નાઠો, અને તેના મુખ્ય અમલદારો પકડાયા.

ઉપલો બનાવ બન્યા પેહેલાં પાદશાહ પંડે દિલ્હીથી ઉપડી પંજાબ ભણી સિધાર્યા હતા. સરકાર સ્વારી જાલંધર મુકામે પહોંચી તેવારે કાબુલથી બોલાવેલો મુનીમખાન તેને આવી મળ્યો. પાદશાહે તેને વજીર નીમ્યો અને ખાનખાનાનનો ખિતાબ આપ્યો, તથા તેની સાથે આવેલા અમીરોને યોગ્યતા પ્રમાણે માન દીધું. બેહેરામનાપરાજયના સમાચાર અહિં અકબરને મળ્યા, અને કેદ પકડાયલા તેના સાથીઓને તેની હજૂરમાં ખડા કીધા. વલીબેગ નામે કેદીને કારી જખમ

લાગેલો હોવાથી તે કેદખાનામાં મરી ગયો ને તેનું માથું વાઢો દિલ્હી મોકલ્યું. ત્યારપછી બેહેરામખાનની પાછળ શાહ શિવાલિકના પહાડી મૂલકમાં ગયા. તલવારગઢના રાજા ગોવિન્દચંદે (બીજું નામ રાજા ગણેશ) બળવાખોરોને આશ્રય આપ્યો હતો. પાદશાહી ફોજે તે ગઢને ઘેરી લીધો. હવે લડાઈ થઈ તેમાં બેહેરામખાનની ફોજનો સુલતાન હુસેન જલાઇહ નામે મોટો સરદાર રણમાં પડ્યો, ને ત્યારપછી તેના માણસોએ તેનું માથું કાપી લેઈ ગઢમાં બેહેરામખાનને દેખાડયું તે જોઈ બેહેરામ અકળાઇને બોલ્યો કે આવો પુરૂષ મારે માટે મરે એ ઠીક થયું નહિ. નાઉમેદ અને ચિંતાતુર થઈ તેણે જમાલખાન નામે પોતાના એક અમલદારને પાદશાહની હજૂરમાં મોકલી કહાવ્યું કે, "મારાં માઠાં કર્તવ્યોને માટે હું ઘણોજ પસ્તાઉંછું. જે થયુંછે તે બધું મારે વશ રહી શક્યું નથી; પણ મેહેરબાની કરી મારા ઉપર પાદશાહી દયા વરસાવશો તો હું મારાં કુકૃત્યોને અંધકારમાં નાંખી માફી મેળવવાની આશાએ આપની હજૂરમાં હાજર થાઉં."

ઉપલી અરજ અકબરને પહોંચી તેવારે તેણે કૃપા કરી મુખ્દુમૂલમુલ્ક મૌલાના અબ્દુલ્લા સુલતાનપુરીને કેટલાક અમીરો જોડે બેહેરામખાનને ધીરજ આપવાને તથા તેડવાને મોકલ્યો. ખાનખાનાન પાદશાહી છાવણીની નજીક આવ્યો તેવારે અકબરની આજ્ઞાથી કેટલાક ઉમરાવ તેને માન દેવાને સામા ગયા. હજૂરમાં આવી બેહેરામે પોતાનું ઉદાસી મસ્તક પાદશાહને ચરણે મૂક્યું અને કાલાવાલા કરી ક્ષમા માગી. પાદશાહે તેનો અનુગ્રહ કર્યો અને શોભાયમાન જામો પહેરાવી તેનું સન્માન કર્યું. બે દિવસ પછી તેને મક્કે જવાની પરવાનગી મળી*. ત્યાર પછી પાદશાહી ફોજે દિલ્હી ભણી કૂચ કરવા માંડી અને શાહ પોતે હિસાર ફીરોજાહ તરફ શિકારે ગયા. કેટલાક ચિત્તાને માર્યા પછી પાદશાહ દિલ્હી આવ્યા ત્યાં થોડા દિવસ આરામ ભોગવી જળમાર્ગે આગ્રે સિધાવ્યા.

તબકાતી અકબરીમાં બેહેરામખાન વિષે લખ્યુંછે તે પરથી

* નિજામુદ્દીન અહમદકૃત તબકાતી અકબરીના સર એચ. ઇલીયતના ભાષાન્તરપરથી.

ઉપલો સાર લીધોછે. અબુલ ફઝલના અકબરનામામાં કાંઈક જૂદું લખ્યુંછે. તે લખેછે કે હુમાયુંએ બેહેરામખાનને અકબરનો શિક્ષક (ઉસ્તાદ) ઠરાવ્યો હતો, અને અકબર તેને બાબા કહેતો. એ માટે બેહેરામનાં ઘણાંક ખોટાં કર્મોપર અકબરે આંખ આડા કાન કર્યા; પણ અંતે બેહેરામ હદપાર ગયો, અને તેણે વલીબેગ જુલકાદ્ર અને શેખ ગદાઈ કંબુ વગેરે ભૂંડા માણુસો જોડે કાંઇ માઠા ગુપ્ત મનસૂબા કર્યા. તે મનસૂબા અમલમાં આવ્યા પેહેલાં પાદશાહના જાણુવામાં આવ્યા અને તે તેણે પોતાના વિશ્વાસુ મિત્રોને કહ્યા. એઓમાં માહમઅંક, અધમખાન, અને મીરજાં શર્ફુદ્દીન હુસેન હતા. માહમઅંક ઘણી બુદ્ધિમાન, ડાહી, અને પ્રમાણિક નારી હતી. શિકાર કરવાને પાદશાહ બયાનગઢ ગયા. માહમઅંકે ઉપલી હકીકત દિલ્હીના સૂબેદાર શાહાબુદ્દીનને જણાવી. તે પણ ચતુર અને પ્રમાણિક સરદાર હતો. પાદશાહીના નિમકહલાલ નોકર કિયાખાન ગંગ પ્રથમ પાદશાહને જઈ મળ્યો, અને ત્યાર પછી બીજા સરદારો દરબારમાં ગયા. માહમઅંક અને શાહાબુદ્દીને સઘળા અગત્યના સમાચાર શાહને કહ્યા, અને માહમઅંક પ્રધાનનું કામ કરવા લાગી. પણ તે બાઇમાણુસ હોવાથી કોઈ નામનો વજીર પુરૂષ હોવો જોઈએ; માટે બહાદુરખાનને વજીર નીમ્યો, અને તે ખાતાની જાગીર આપી. એ નામનો વજીર કહેવાયો, તથાપિ વજીરાતનું કામ તો માહમઅંક કરતી હતી. બેહેરામનો મૂળ સ્વભાવ અને જાતિ લક્ષણ સારાં હતાં. પણ તે કમનસીબે માઠી સોબતમાં પડ્યો તેથી તેના સારા ગુણ ઢંકાઇ ગયા. અને ખુશામતિયા આદમીઓનાં જૂઠાં વખાણુથી તે ગર્વિષ્ઠ થયો. જે પોતાના વખાણુથી રાજી થઇ ફૂલાયછે તે ભાટાઈ કરનારા ઠગોની જાળમાં ફસાઈ પડેછે.

મોન્સ્તુઅર્ત એલફિન્સ્તન સાહેબે ઘણાક ફારસી ગ્રંથોને આધારે મુગલાઇ રાજ્યનો ઈતિહાસ જોડ્યોછે. તે લખેછે કે સિકંદરસૂર તાબે થયો અને આગ્રા તથા દિલ્હી અકબરને કબજે આવ્યાં ત્યારથી મુગલાઇ રાજ્યની પુનઃસ્થાપના ખરેખરી થઇ, અને એ મોટું કામ કરનાર બેહેરામખાન હતો. તેની સત્તા ઘણીજ વધી ગઈ. તેની દૃઢતા અને બુદ્ધિબળે મોટી અડચણો જીતાઈ અને મુગલફોજ વશ રહી

તેના વિના સગીર પાદશાહને વશ ઉન્મત્ત મુગલ સરદારો રહેત નહિ, અને પાદશાહી તૂટી જાત. એ કારણથી સામાન્ય ભય માથે હતું ત્યાં-સુધી તેને આધીન રહી તેની સખ્તાઇને બધાએ માન આપ્યું. પણ જ્યારે એ ભય મટયું ત્યારે એનો કઠણ અમલ અને એના દુર્ગુણો ઘણાક મુગલ સરદારોને અને અકબરને અપ્રિય લાગવા માંડ્યા. તે સ્વભાવે તોછડો, મગરૂર, અને સખ્ત હતો; અને કુલ અધિકાર પોતાને હાથે રાખવાનો તેનો દૃઢ નિશ્ચય હોવાથી તે બીજા કોઈનું રતીભાર ચાલ-વા દેતો નહિ. એથી તેને ઘણા માણસો જોડે દુશ્મનાઇ થઇ; અને પાદશાહ જેમ ઉમ્મરે આવતા ગયા તેમ તેમનો પ્રેમ એના ઉપરથી ઓછો થતો ગયો. પંડે રાજ્યમાં માત્ર પૂજવાની મૂર્ત્તિ જે-વો છે એ સમજાયાથી તે રાજ્યાધિકાર પોતાને હાથે લેવાને આતુર થયો. બેહેરામ પોતાનો અખત્યાર વાપરવામાં અન્યાય અને જૂલમ કરેછે અને તેને લેખવતો નથી, તે જોઈ અકબર કોપાયમાન થયો. તાર્દીબેગ હુમાયુંનો જૂનો અને નિમકહલાલ સેવક હતો. તેણે પાદ-શાહીની મોટી સેવા બજાવી હતી અને તે તુર્કી સરદારોમાં વડો હો-ઇ બેહેરામનો હરીફ હતો. પાદશાહ શિકારે ગયો હતો તે પાછો આવે તેની વાટ ન જોતાં, તથા તેની નામની મંજૂરીએ ન લેતાં બેહેરામે તાર્દીબેગનો ઘાત કરાવ્યો. પાદશાહ હાથીઓને લઢાવી ગમત કરતો હતો તેવામાં તેમાંનો એક હાથી બેહેરામના તંબુની પાસે ગયાથી બેહેરામે તેના મહાવતનું માથું વઢાવ્યું. ત્યારપછી કાંઇ હલકા તહોમતને માટે તેણે એક મોટા ઉમરાવને મારી નંખાવ્યો. પાદશાહનો શિક્ષક પીર મહમદ પણ ભાગ્યે બચ્યો; ને તેને મક્કે જવું પડયું. પાદશાહની હજૂરમાં રહેનાર માણસો પર અદેખાઇ કરી બેહેરામ તેમને નિત્ય પીડવા લાગ્યો. એ બધાથી અકળાઇને પાદશાહ પોતાના સાથીઓ જોડે મનસૂબો કરી એક વેળા શિકારે ગયો હતો ત્યાં માના મંદવા-ડની ખબર સાંભળ્યાને બાહાને તે બેહેરામને કહ્યા વિના એકાએક દિલ્હી ગયો; અને ત્યાંથી જાહેરનામું પ્રગટ કર્યું કે હવે રાજ્યની લગા-મ મેં હાથમાં લીધી છે, માટે બીજા કોઈનો હૂકમ કોઈએ માનવો નહિ. આથી બેહેરામની આંખો ઉઘડી. જુવાન શાહની કૃપા સંપાદન

કરવાને સરદારો એક પછી એક બેહેરામને તજી ઝટ તેની પાસે ગયા. ગયલો અધિકાર પાછો મેળવવાને બેહેરામે કેટલીક યુક્તિઓ ધારી તેમાં એક એ હતી કે પાદશાહને પકડી પોતાને કબજે રાખવો. બીજી એ હતી કે માળવે જઈ ત્યાં સ્વતંત્રપણે રાજ્ય કરવું. પણ એમ કરવાને તેને મદદ મળી નહિ; અને કદાચ પોતાના મયત સ્વામીના પુત્રની સામા જુદ્ધ કરવું, તેને અંદરખાનેથી ગમ્યું નહિ હોય. માટે તે મક્કે જવાને માટે ગૂજરાત ભણી જવા નીકળ્યો. નાઘોર પહોંચ્યા પછી તેનો વિચાર ફર્યો. અકબરના કોઈ કામથી ખીજવાઈ જઇ તેણે પંજાબમાં જઈ બંડ ઉઠાવ્યું. યુદ્ધમાં તે હાર્યો અને અકબરને શરણે આવ્યો. પાદશાહને પગે લાગી રડી પડી તેણે માફ માગી. અકબરે તેની આગલી ચાકરી સંભારી તેને ઉઠાડી તેનો મોટો અપરાધ માફ કરીને માન આપ્યું. કલ્પી અને ચંદેરીના સૂબેદાર થવાને, કે ઉમરાવ પદવીએ દરબારમાં રહેવાને, કે મક્કે જવાને કહ્યું. બેહેરામે મક્કે જવું પસંદ કર્યું. પાદશાહે તેને વરસે પચાસ હજાર રૂપિયાની આજીવિકા બાંધી આપી. બે દહાડા ત્યાં રહી બેહેરામ મક્કે જવા નીકળ્યો. ગૂજરાત સુધી તે સહી સલામત પહોંચ્યો. અણુહિલવાડ પાટણને મુકામે તે સિદ્ધરાજનું સહસ્ત્રલિંગ સરોવર જોવા ગયો. હોડીમાં બેસી તેમાં ફરી આવી કાંઠે પાછો આવ્યો. તેવારે મુબારિકખાન નામે કોઇ પઠાણે ઓચિંતા તેને ખંજર ભોકી તેનો પ્રાણ લીધો. એ પઠાણના બાપને બેહેરામે મારી નંખાવ્યો હતો તેનું વેર તેણે એ પ્રમાણે વાળ્યું. પાટણના હાકેમે ઝટ વચમાં પડી તેના બાળક દીકરા અને જનાનાને ખૂનથી ઉગારી આગ્રે મોકલ્યાં. અકબરે તેમની યોગ્ય સંભાળ લીધી. બેહેરામને અને તેની બજાવેલી મોટી ચાકરીને અકબર બહુ સંભારતો; કેમકે બેહેરામની હિંમત અને ચતુરાઇથી તેની બાલ્યાવસ્થામાં તેના શત્રુ પરાજય પામ્યા હતા અને પાદશાહીનું રક્ષણ થયું હતું. *

---

* બેહેરામખાન કરાકુઈન્લુ જાતનો તુર્ક હતો. તેનો જન્મ બદકશાનમાં થયો હતો અને બલ્ખમાં તેણે વિદ્યાભ્યાસ કર્યો હતો. સોળ વરસની ઉમ્મરે તે હુમાયુંની નોકરીમાં રહ્યો. કનોજના સંગ્રામમાં હુમાયુંનો પરાજય થયો તેવારે તે તેની જોડે હતો. એ હાર થયા પછી તે શંભલ પ્રાંતમાં લખનોરના રાજા મિત્રસેનને શરણે ગયો. શેરશાહે

અઢાર વરસની ઉમ્મરના સાધારણ જુવાનથી ન બની શકે તેવું ભારે કામ અકબરે માથે લીધું; પણ સ્વાભાવિક બુદ્ધિબળમાં અને કેળવણીમાં તે સાધારણ તરૂણોથી ઘણો ચઢીઆતો હતો. ભય અને મુશ્કેલીના સમયમાં તે અવતર્યો હતો અને બંધીખાનામાં ઉછર્યો હતો. કિશોર વયથી તે પિતાની વતી યુદ્ધ કરવામાં ફસાયો હતો અને બેહેરામના કારભારના આકરા વખતમાં તેને વિવેક, ડહાપણ, અને ખામોશીનો ઉપયોગ કરવો પડ્યો હતો. તે સ્વભાવે મીઠો, અને અંગે રૂપાળો, બળવાન, અને ચપળ હતો. તેની હિંમત એટલી હતી કે રમત ગમતમાં, વાઘ વગેરે જંગલી પશુઓને જીતવામાં, તથા અણકેળવાયલા ઘોડા ને હાથીઓને વશ કરવામાં પણ આશ્ચર્યકારી બહાદુરીથી તે પ્રખ્યાત થયો. શૂરો અને કીર્ત્તિનો મોટો લોભી છતાં કેવળ લશ્કરી યશથી પોતાની નામના કરવાની ઇચ્છા ન રાખતાં, ડહાપણ, ભલાઈ, અને ઉદારતા વડે તમામ રૈયત ઉપર હેત રાખી તેમનું કલ્યાણ કરી પોતાનું નામ અમર કરવાને તે આતુર હતો. વાહવા ! ધન્ય છે એવા મહાપુરૂષને !

અકબરની ચતુરાઈ અને કુશળતા વડેજ પાદશાહી ટકી રહી

---

તેને માગ્યો, ને તેના કોપથી ડરી જઈ રાજાએ તેને આપી દીધો. શેરશાહ માળવે જતો હતો તેવારે બેહેરામને તેની હજુરમાં આણ્યો. શેરે તેને માન આપી તેનાપર માયા કરીને તેને પોતાની નોકરીમાં રાખવાની ઈચ્છા દેખાડી; પણ બેહેરામે તેના નોકર થવાની ના કહી. બરહાનપુરને મુકામે તે અને ગ્વાલિયરનો આગલો વાલી(વાલી એટલે ગવર્નર) અબુલ કાસિમ જોડે નાઠા. આગળ જતાં શેરખાનના લશ્કરની એક ટુકડી તેમને સામી મળી. અબુલ કાસિમ દેખાવમાં ભભકાદાર હોવાથી તેને બેહેરામખાન જાણી તેમણે ઝાલ્યો, તેવારે બેહેરામે આગળ પડી કહ્યું કે બેહેરામખાન હું છું; પણ બહાદુર અબુલકાસિમે પોતાના મિત્રને બચાવવાને કહ્યું કે 'હું બેહેરામખાન છું ને એતો મારો ચાકર છે, ને મને બચાવવાને પોતાનો પ્રાણ ખોવાને તૈયાર થાયછે.માટે એને છોડી દો.' એમ હિંદની પાદશાહી અકબરને જીતી આપનાર બેહેરામ ત્યાંથી ગુજરાતમાં ગયો. ત્યાંના સુલતાન મહમદે તેને પોતાની નોકરીમાં રાખવો માંડ્યો; પણ બેહેરામે કહ્યું કે મારે મક્કે હજ કરવા જવુંછે માટે રજા આપો. એ બહાને એ સુરત ગયો; અને સુરતથી કાઠિયાવાડને માર્ગે સિંધથી ઇરાનમાં જઇ હુમાયુંને મળ્યો. શેરશાહે અબુલ કાસિમની ઉદારતા ઉપર લક્ષ ન આપતાં તેને મારી નાંખ્યો. બેહેરામખાન કવિતા રચી શકતો.

અને વૃદ્ધિ પામી. મુગલ કુળને હાથ હિંદનું રાજ્યાસન આવ્યું તેની પૂર્વે થઈ ગયલાં મુસલમાની રાજકુળોનો આધાર ઈરાની, પઠાણ, તુર્ક, વગેરે વિદેશી સિપાઈઓપર હતો; અને ગીઝનવી, ઘોરી, ગુલામ, ખીલજી, વગેરે પાદશાહો હિંદના લોકને પરદેશી અને પરધર્મી ગણી ધિક્કારતા. તેમને નીચ હલકા ગણતા અને પોતાના સ્વદેશી યોદ્ધાવડે રાજ્યનો નિભાવ કરતા. મહાન અકબરે એ માઠી રાજ્યનીતિ ફેરવી નાંખી. બાબર અને હુમાયુંની જોડે આવેલા મુગલો થોડા હતા અને હિંદના મુસલમાનો દુશ્મન હતા. આ સંકટમાં એ મહાત્માએ પતન થયેલી હિંદુ પ્રજાને અને હિંદુ રાજા રજવાડાને ઉઠાડવાનો, તેમને પોતાના કરી લેવાનો, હિંદુ મુસલમાન બેઉને સરખા ગણવાનો, અને પોતે પરદેશી ટળી દેશી થઈ જવાનો ઉમદા ને ઉદાર વિચાર કર્યો, અને તે અમલમાં આણ્યો. હિંદુ, મુસલમાન, મુગલ, પઠાણ, રજપૂત, બ્રાહ્મણાદિકનો ભેદ ન ગણતાં, ગુણપ્રમાણે રાજકાજમાં હરેક પદવીને જે લાયક હોય તે તેને આપી, કરવેરામાં, ઈનસાફમાં, તથા બીજી હરેક બાબતમાં સર્વ સરખા ગણ્યા, અને મુસલમાની રાજ્ય મટાડી હિંદી રાજ્ય સ્થાપ્યું. આ સર્વ કરવાનો જેમ પ્રસંગ આવતો ગયો તેમ તે કરતો ગયો.

પ્રથમ તેને ત્રણ મોટાં કામ કરવાનાં હતાં. ૧ લું, પોતાના લશ્કરી અમલદારોને વશ કરવાનું કામ; ૨ જું, પાદશાહીના જે જે પ્રાંતો બીજાઓ કબજે કરી બેઠા હતા તે જીતવાનું; ૩ જું, રાજ્યમાં ઘણીક ઉથલપાથલ થવાથી રાજવહીવટમાં અવ્યવસ્થા થઈ હતી તે મટાડી નિયમસર કામ ચાલે અને પ્રજાનું રક્ષણ થાય તેવી ગોઠવણ કરવાનું. અકબરને રાજ્યાસન મળ્યું તેવારે તેને પ્રથમ દિલ્હી અને આગ્રા પણ જીતી લેવાની જરૂર પડી. ગાદીએ બેઠા પછી ત્રીજે વરસે તેને હાથ અજમેર આવ્યું; ચોથે વરસે ગ્વાલિયર ગઢ તેણે જીત્યો; અને બેહેરામથી છૂટો પડ્યો ત્યાર પેહેલાં થોડા વખતપર લખનોર અને જવાનપુરની પૂર્વ સીમા લગીનો ગંગા કાંઠાનો દેશ તેને વશ થયો હતો.

ઇલાહી વર્ષ ૬ ઠું તા. ૧૦ મી માર્ચ ૧૫૬૧.—સુલતાન શેરખાન

અફગાને સુજાઅતખાન નામે સરદારને માળવાનો હાકેમ નીમ્યો હતો. શેરખાનના વારસોને હાથથી હિંદુસ્તાનનું તખ્ત ગયા પછી પણ એ સુજાઅતને હાથ માળવાપ્રાંત રહ્યો અને તેના મરણ પછી તેનો દીકરો બાજ બહાદુર અકબરની આણ ન માનતાં સ્વતંત્રપણે રાજ કરતો હતો. તે પંડે રાગતાન, મોજમઝાહ, ને રંડીબાજીમાં પડી રાજકાજપર ઝાઝું મન લગાડતો નથી, અને તેના અમલદારો રૈયતને રંજાડી જુલમ ગુજારેછે, એ ખબર જાણી અકબરે માળવા જીતવાને અધમખાનની સરદારીમાં મુગલ ફોજ મોકલી. સારંગપુરમાં રહી બાજ બહાદુર સુખચેન ભોગવતો હતો. તે ગાયનમાં અતિ કુશળ હતો. અને સર્વોત્તમ ગાનારીઓને એકઠી કરી તેઓમાં પડી રહેતો. ગાયનમાં અને રાંડોની સોબતમાં તે એટલો ગુલતાન થઈ ગયો હતો કે મુગલાઈ સેનાની ભેટ લેવાની તેણે કશી તૈયારી કરી નહિ. છેક સારંગપુરના થડમાં શત્રુ આવ્યા તેવારે તે જાગૃત થયો અને પોતાની ફોજ લેઈ તે નગરથી બે કોશપર છાવણી કરી રહ્યો. મુગલોએ તેને ઘેરી લીધો; સંગ્રામ કરવાને છાવણીની બહાર તે આવ્યો તેવારે તેના લશ્કરી સરદારો તેને તજી નાસી ગયા; અને તેમની પાછળ તે પંડે પણ નાઠો. તેની છાવણી અને સારંગપુરમાં તેનો મેહેલ હતો તે અને તેમાંની તમામ મિલકત તથા તેની બેગમો, ગાનારીઓ, વગેરે અધમખાનને હાથ આવ્યાં. આ ફતેહના સમાચારની જોડે બાજ બહાદુરના કેટલાક હાથી માત્ર તેણે પાદશાહને મોકલ્યા, અને બાકીનું સર્વ પોતે રાખ્યું. એમાં રૂપમતી નામે બાજ બહાદુરની જુવાન અને માનીતી હિંદુ બેગમ હતી, તે બહુજ રૂપાળી અને ગાયનમાં ઘણીજ વખણાતી હતી. અધમખાનને વરવાની તેણીએ ચોખ્ખી ના પાડી; ને જ્યારે તે સરદારે તેનાપર બળાત્કાર કરવાની ધાસ્તી દેખાડી તેવારે તેને મળવાનો વાયદો કરી વખત ઠરાવ્યો. પોતાનું સર્વોત્તમ ઝવેર અને પોશાક પેહેરી તથા તે ઉપર અતિ ખુશબોદાર અત્તર લગાડીને તે પલંગમાં સૂતી. અધમખાન આવ્યો તેવારે તેની દાસીઓ તેને ખબર કરવા ગઇ; પણ મોઢે માથે ઓઢેલું જોઈ દાસીઓએ જાણ્યું કે તે ઊંઘતી હશે. ઓઢેલું ઉઘાડી જગાડવા માંડી તેવારે જણાયું કે તે વિખ ખાઈ મરી ગઈછે.

બાજ બહાદુરના પરાજયના સમાચારની જોડે અધમખાને માત્ર હાથી મોકલ્યા ને બાકીની સઘળી લૂંટ પંડે રાખી, એ જાણી અકબર તેને જણાવ્યા વિના ઉતાવળી કૂચ કરતો માળવે ગયો. માહુમઅંકે પોતાના દીકરાને ખબર કરવાને ખેપીઆ મોકલ્યા હતા; પણ પાદશાહ તેમના પેહેલાં જઈ પહોંચવાથી અધમખાન ઓચિંતો પકડાઈ ગભરાઈ ગયો. તેને ઉતારે પાદશાહે મુકામ કરી તેની કનેથી સર્વસ્વ લેઈ લઈ તેનો અપરાધ ક્ષમા કર્યો; પણ થોડા વખત પછી તેની ત્યાંથી બદલી કરી પોતાના આગલા ઉસ્તાદ પીરમહમદખાનને માળવાનો હાકેમ ઠરાવ્યો. પાછા આગ્રે જતાં માર્ગમાં એક ઠેકાણે વિકરાળ વાઘેણ તેનાં બચ્ચાં સહિત મળી. અકબરે આસ્તે રહી તેની સમીપ જઈ પોતાની તરવારના એક ઘાએ તેને નીચી પાડી. તેના અનુચરોએ વાઘેણનાં બચ્ચાંને ભાલા અને તરવાર વતે પૂરાં કર્યાં.

ચુનારગઢ અને તેની આસપાસનો ઘણોક મૂલક હજી માજી સુલતાન શીરશાહના કુળને હાથ હતો. સુલતાન અદાલીસૂર (આદિલસૂર) નો પુત્ર શેરખાં, શીરશાહ બીજો એવું નામ ધારણ કરી, ત્યાં અમલ કરતો હતો, તેણે જવાનપુર ઉપર ૨૦૦૦૦ સ્વાર, ૫૦૦૦૦ પાયદળ, અને ૫૦૦ હાથી સહિત ચઢાઈ કરી. જવાનપુરના મુગલ હાકેમ ખાનજમાને તેને હરાવી પાછો કાઢ્યો. આ જયથી ફૂલાઈ તથા અકબરને તરૂણ જાણી તેણે સ્વતંત્ર થવાની ઇચ્છા કરી, અને શત્રુની છાવણીમાંથી જે લૂંટ મળી તેમાંનો પાદશાહનો હિસ્સો પોતે રાખ્યો. તેનો નાદ ઉતારવાને અકબર એકદમ તેને મુકામે ગયો. જમાનખાન ભય પામી તુરત તાબે થયો. પછી પંજાબના સૂબેદાર ખાની આજમ શમસુદ્દીન મહમદ અતકાને આગ્રે બોલાવી અકબરે વકીલ ઈ સલતાનત બઈસ્મિકલાલ એટલે મુખ્ય વજીર નીમ્યો. આ માણસ મૂળે ગીજનીવાસી ગરીબ માણસ હતો. કનોજના પરાજય વેળા ગંગા નદીમાંથી એણે હુમાયુંને કાઢ્યો હતો. ત્યારપછી તેની જોડે તે ઈરાન ગયો. અકબરને ઉછેરવાને ધાવો રાખી હતી તેમાં તેની બાઇડી પણ હતી. તેથી તેના પુત્રો પાદશાહના કોકા એટલે દૂધભાઈ કહેવાતા હતા. તેને અતકા અને તેની નારીને અંકએજ

કારણથી કહેતા. એને એ જગા આપવાથી માહમઅંક અને મુનીમખાન નારાજી થયા.

આ વરસના પાછલા ભાગમાં પાદશાહ, કુતુબ ઓલિયાની કબરની જાત્રા કરવા નીકળ્યા. સાંભર (જયપુર) પહોંચ્યા તેવારે ત્યાંના રાજા બિહારીમલે સામા તેડવા આવી શાહને બહુ માન દીધું. અકબરે તેને પોતાના મુખ્ય સરદારોમાં દાખલ કર્યો, અને તેની કુંવરી વેરે લગ્ન કર્યાં. પાદશાહની સેવામાં એમ દાખલ થવાની અને પાદશાહી કુટુંબ જોડે લગ્ન વહેવાર કરવાની એણે પેહેલ કરી. પુરાણ, રૂપસિંહ, અશ્કરણ, અને જગમલ નામે એને ચાર ભાઈ હતા. એને ભગવાનદાસ, જગન્નાથ, અને સલ્હાદી નામે ત્રણ કુંવર હતા. એ ત્રણે કુંવર પાદશાહી ફોજમાં મોટા અમલદાર થયા. ભગવાનદાસે એકવાર પોતાના જીવને જોખમમાં નાંખી અકબરનો પ્રાણ ઉગાર્યો હતો; અને તેનો કુંવર માનસિંહ પાદશાહી સેવામાં બહુ પ્રખ્યાત થઇ મોટામાં મોટી પદવી પામ્યો. એ કછવાહા કુળના રાજપુત્ર હતા. સાંભરથી સરકાર સ્વારી અજમેર ગઈ અને ત્યાં જઈ અકબરે મીરઝાં શરફુદ્દીન હુસેનને ત્યાંથી વીશ કોશપર આવેલા મીર્થા (મીરથ) જીતવાને મોકલ્યો. ત્યાર કેડે શાહ પાછા આગ્રે સિધાવ્યા. અજમેરથી આગ્રા ૧૨૦ કોશ છતાં ત્રીજે દિવસે ત્યાં પહોંચ્યા.

૭ મું વરસ. માર્ચ ઈ. સ. ૧૫૬૨.—મીર્થા ગઢમાં રાજા માલવદેવની વતી તેનો સામંત જયમલદેવ અમલ કરતો હતો. તે ઘણી બહાદુરીથી સામો થયો; પણ અંતે જયની આશા ન રહેવાથી તેણે કહાવ્યું કે અમારા ઘોડા અને હથિયાર સહિત નીકળી જવા દો તો ગઢ ખાલી કરીએ. બીજી તમામ મિલ્કત અંદર રહેવા દેવાની શરતે મુગલ સરદારે તે કહેણ સ્વીકાર્યું. એ કરાર પ્રમાણે જયમલે તેની ટૂકડી સહિત કિલ્લાના દરવાજા ઉઘાડી ચાલવા માંડ્યું; પણ તેના હાથ નીચેના દેવદાસ નામે એક ઠાકોરને એ ગમ્યું નહિ. તેણે પાછળ રહી ગઢમાંનો સઘળો માલ સળગાવી દીધો, અને ત્યારપછી પોતાના યોદ્ધા સાથે તે બહાર આવ્યો. પાદશાહી ફોજે તેના ઉપર હુમલો કર્યો તેમાં બંને પક્ષના ઘણા યોદ્ધા તથા દેવદાસ રણમાં પડ્યા ત્યારે ગઢ જીતાયો.

માળવાના સૂબેદાર પીરમહમદખાને આશીરગઢ અને બર્હાનપુરપર સ્વારી કરી બિજાગઢ નામે કિલ્લો જીતી તેમાંના તમામ સિપાઈની કતલ કરી; તેમજ નર્મદા ઉતરી ખાનદેશમાં પેઠો તેવારે ત્યાંનાં ઘણાંક ગામ અને નગરોના નિરપરાધી રહેવાસીઓને મારી નાંખ્યા. બર્હાનપુરની પણ તેણે તેજ વલે કરી. મુસલમાનોને પણ છોડ્યા નહિ. હવે તેના પાપનો ઘડો ભરાયો ને ફૂટ્યો. બાજ બહાદુર ખાનદેશમાં જઈ રહ્યો હતો તેણે આશીરગઢ અને બર્હાનપુરના ગઢવીઓ જોડે મળી દેશના જમીનદારોનાં લશ્કર ભેગાં કર્યાં. આ ફોજથી હારી પીરમહમદ માળવા ભણી નાઠો, અને નર્મદા ઉતરતાં તેના ઘોડાને ઊંટે કરડ્યો તેથી તે પાણીમાં પડી ડૂબી મુવો; ને પછી બાજ બહાદુરે માળવા જીતી લીધો. અબદુલ્લાખાન ઉસબેક નામે સરદારને સૈન્ય આપી અકબરે માળવા જીતવા મોકલ્યો. બાજ બહાદુર તેનાથી પરાજય પામી નાઠો. કેટલાક વખત સૂધી મેવાડ અને ગુજરાતમાં રહી અંતે તે પાદશાહને શરણે આવ્યો. ઉદાર અકબરે તેને મારી બક્ષી પોતાની ફોજમાં બે હજાર ઘોડાનો મન્સબ ( સરદાર ) બનાવ્યો. આખો માળવા પ્રાંત શાહને કબજે આવ્યો. હુમાયુંના મિત્ર શાહ તમસ્પે અકબર સાથે સ્નેહ કરવાને પોતાના ભત્રીજા સૈયદ બેગમને આગ્રે મોકલ્યો. ઈરાની વકીલ આગ્રાની થડમાં આવ્યો, તેવારે અકબરે તેને માન આપવાને કેટલાક મોટા ઉમરાવને સામા તેડવા મોકલ્યા; ને શાહજાદાને બે માસ પરોણો રાખી તથા યોગ્ય સરપાવ આપી ઈરાની શાહને માટે નજરાણાં સહિત વળાવ્યો.

માહમઅંકનો દીકરો અધમખાન દુષ્ટબુદ્ધિનો અવિચારી માણસ હતો. બાજ બહાદુરની નારીઓ પકડાઈ હતી તેઓ અકબરના જનાનખાનામાં હતી. તેઓમાંની બે રૂપાળી ઓરતોને કપટથી લેઈ નાસી જવાનો મનસૂબો તેણે કર્યો. તે તેની માની મદદથી અમલમાં આણ્યો; પણ થોડી વારમાં તેની ખબર અકબરને પડવાથી તેઓને પકડવાને શાહે સ્વારોને દોડાવ્યા. બંને બાઈને તે સ્વારો પકડી લાવ્યા. એ કામ કરવામાં તેમને કોણે મદદ કરી તે તેમનાથી પાદશાહ જાણી ન શકે, માટે માહમઅંકે તેમને મારી નંખાવી. આ વખતે અકબરે મા દીકરાના

આ ગુનાહપર આંખઆડા કાન કર્યા; પણ એ દયાથી અધમખાનને સાન આવી નહિ. નવા વજીર શમસુદ્દીન ઉપર તેને ઘણી અદેખાઇ આવતી હતી; માટે કેટલાક સાથીઓ જોડે વિચાર કરી રાજમેહેલમાં વજીર પોતાનું કામ કરતો હતો, તેવામાં ઓચિંતો ઉઘાડી તરવાર લેઇને ત્યાં ગયો અને ઝટકા મારી તેણે તેનો ઘાત કર્યો. એ ખૂન કરી પાદશાહના જનાનખાનાને બારણે ગયો. કલકલાણ સાંભળી અકબર બહાર દોડી આવ્યો. વજીરના ખૂનની વાત જાણીને તથા તે નજરે જેઈને શાહ કોપાયમાન થયા, તેવામાં તેમણે ખૂનીને જોયો. તુરત પેહેરેગીરની તરવાર લેઈ તે તેના ઉપર ધસ્યો. અધમખાને પાદશાહના હાથ ઝાલી લીધા. તેનાથી છૂટા પડી અકબરે તેના મ્હોડાપર મુક્કી મારી હેઠે પાડ્યો ને પાસે ઉભેલા નોકરોને હૂકમ કર્યો કે એના હાથ પગ બાંધી એને મેહેલના કોટ ઉપરથી નીચે નાંખો. નોકરોએ તેમ કર્યું. તેની ગરદન તૂટી અને મગજ છુંદાયું તેથી તે મરી ગયો; અને તેના સાથીઓ નાસી છૂટયા. એ વેળા માહમઅંક માંદી હતી. પોતાના છોકરાને થયલી સજાની ખબર સાંભળી તે બહુ ખેદ પામી; અને રજા મળવાથી પોતાને ઘેર ગઈ અને ચાર દહાડા પછી મરણ પામી.

## युद्धमां पकडायला केदीना कुटंबने गुलाम करवानी मना.

આ સાતમા વરસમાં અકબરશાહે મોટું પુણ્યનું કર્મ કર્યું. તેણે કાયદો ઠરાવ્યો કે હવેથી યુદ્ધમાં પકડાયલા કેદીને ગુલામ કરવા નહિ. આજપર્યંત વિજયી મુસલમાન પાદશાહો અને તેમના અમલદારો તેમની સ્વારીઓમાં હિંદુઓને પકડી તેમને અને તેમનાં બાઈડી છોકરાં તથા આશ્રિતોને ગુલામ કરી નજરમાં આવે તેમને વેચતા, અને પોતાનાં ઘર, ખેતર, વગેરેના કામને માટે ખપ હોય તેઓને હુંડા કરીને રાખતા. ન્યાયી અને દયાળુ અકબરે એમ કરવાની મના કરતાં જણાવ્યું કે "જેઓ બંડ કરે કે લઢે તેઓ માત્ર સજાને પાત્ર છે. તેઓનાં કુટુંબ કબીલાની તેમાં કાંઈ તકસીર નથી. ઘણી ખોટું કામ કરે તેમાં તેની બાઈડી અને તેનાં બચ્ચાંનો શો વાંક છે? તેઓ તેને કેમ અટકાવી શકે? તેઓને પોતાને ઘેર કે જ્યાં તેમની ખુશી હોય ત્યાં બિન હરકતે જવા દેવાં."

વર્ષ ૮ મું. ૧૩ મી માર્ચ સને ૧૫૬૩.—સિંધુ નદીપર આવેલા નીલાબ નામે ગખર લોકના દેશને અકબરે આ વરસમાં જીત્યો. પ્રથમ બાબરે એ મુલક વશ કર્યો હતો, ને ત્યારથી ત્યાંના સુલતાન મુગલ પાદશાહની આણ માનતા. શીરશાહસૂરે એ દેશના સુલતાન સારંગને પકડી, તેની ચામડી ઉખેડી મારી નંખાવ્યો અને તેના દીકરા કમાલખાનને ગ્વાલિયર ગઢમાં પૂરી રાખ્યો, તેવારે સારંગનો ભાઈ આદમ ત્યાંનો સુલતાન થયો. સુલતાન સલીમસૂરે એ દેશપર સ્વારી કરીને કેટલાક કેદીને પકડી ગ્વાલિયરમાં આણી એક ઘરમાં ઘાલ્યા અને પછી તેમાં બંદુકનો દારૂ ભરી તેને સળગાવ્યું. એથી અંદરના બંધીવાનો મરી ગયા. એ ઘરમાં કમાલખાન પણ હતો, પરંતુ તે બચી જવાથી સલીમે તેને છૂટો કરી પોતાની સેવામાં રાખ્યો. અકબરના વખતમાં તેણે મુગલ લશ્કરમાં દાખલ થઇ એવી સારી સેવા બજાવી કે પાદશાહે તેને પૂછ્યું કે તારે માગવું હોય તે માગ. કમાલે માગ્યું કે મને મારા બાપનું રાજ્ય અપાવો. અકબરે ઠરાવ કર્યો કે ગખર દેશના બે સરખા ભાગ કરી તેમાંના એકપર એનો કાકો આદમ અમલ કરે અને બીજાપર એ કરે. આદમે એ હૂકમ માન્યો નહિ, તેથી પાદશાહી ફોજે તે દેશ જીતી કમાલને ત્યાંની ગાદીએ બેસાડ્યો. પછી કમાલ સુલતાન, શાહની સેવા નીમકહલાલીથી બજાવ્યો ગયો.

જેને ઉમરાવ પદવીએ ચઢાવવામાં આવતા તેઓને જાગીર મળતી. મીરજાં શરફુદ્દીન નામે અમીરને નાગોરની જાગીર આપી હતી. એ ઉમરાવે આ વેળા બંડ કર્યું. તેને સજા કરવાને અકબરે ફોજ મોકલી તેની સામા તેનાથી ટકી ન શકાયાથી તે નાઠો. માર્ગમાં અબુલ મઆલી નામે ઉમરાવ તેની હારે બંડમાં સામીલ થયો. બંનેએ વિચાર કર્યો કે કાબુલમાં અકબરનો દશેક વરસનો સાવકોભાઈ મીરજાં મહમદ હકીમ છે તેને હિંદુસ્તાનમાં આણવો. એ કામ કરવાને મઆલી કાબુલ ગયો; ત્યાં શાહજાદા હકીમની મા માહચોચક બેગમ તેની વતી કારભાર કરતી હતી. મઆલીએ પ્રથમ તેની જોડે સ્નેહ કર્યો. તે પછી કપટથી તેને મારી નાંખીને હકીમને પોતાના કબજામાં લીધો. આ સમાચાર બદકશાનના હાકેમ મીરજાં સુલેમાનને મળવાથી

તે પોતાની ફોજ લેઇ હકીમની મદદે આવ્યો. મઆલીને પકડી તેણે મારી નંખાવ્યો.

પાદશાહ એક દિવસે દિલ્હીના બજારમાં થઈ જતો હતો, તેવામાં બંડખોર શરફુદ્દીનના ગુલામ કોકા ફુલાદે માહમઅંક મદ્રેસાને છાપરે-થી તેની ભણી તીર માર્યું. અકબરને તે છરતું વાગવાથી માત્ર ચા-મડી છોલાઈ. રાજહત્યારાને શાહના અનુચરોએ તુર્ત મારી નાંખ્યો. થોડા દિવસમાં ઘા રૂઝાયા પછી પાદશાહ પાલખીમાં બેસી આગ્રે ગયા.

## जात्राळु वेरानी माफी.

મુસલમાન પાદશાહો તરફથી હિંદના તીર્થયાત્રાનાં સ્થળોમાં પ્રત્યેક જાત્રાળુ કનેથી તેના ગજા પ્રમાણે કર લેવામાં આવતો, તેનું નામ કર્મી વેરો હતું, અને તેથી કરોડો રૂપિયા ઉપજતા. દરેક જાત્રાળુનું ગજું કેટલું છે તે ઠરાવવું વેરા ઉઘરાવનારને હાથ રહ્યું એટલે જૂલમ અને લાંચ ચાલે અને લોકોને બહુજ હરકત પડે તેમાં નવાઈ શી? ભલા અને સુધરેલા વિચારના અકબરે આ વિષે વિચાર કરી તે વેરો માફ કર્યો. તેણે જણાવ્યું કે "આ કર લોકોના જૂઠા વેહેમ ઉપર છે, અને જેઓ જાત્રા જાયછે તેઓનેજ આપવો પડેછે; તોપણ જાત્રા જનારા એમ માનેછે કે અમે એ માર્ગે પરમેશ્વરને પૂજીએ છીએ, તો એ કામમાં અડચણ કરવી એ પરમેશ્વરને પ્રિય હોયજ નહિ."* આ કર હજી કેટલાક હિંદુ રાજા લેછે એ કેવી શરમની વાત છે?

૯ મું વરસ ૧૩ મી માર્ચ સને ૧૫૬૪ ને દિવસે બેઠું. માજી સૂર સુલતાન અદાલીના ગુલામ નામે ફાતુને કબજે ચુનારગઢ હતો તે તેણે અકબરને હવાલે કર્યો. ત્યાર પછી એ ગઢ જીતી લેવાને ગાઝીખાનસૂર નામે અફગાન સરદારે બંડ કર્યું. એને વશ કરવાને અકબરે અસફખાન નામે નાયકને મોકલ્યો ને તેણે તે કામ પાર પાડ્યું. એ મૂલકની પાસે ગઢકંટક નામે દેશમાં ૭૦ હજાર મોટાં આબાદ ગામ હતાં, તેની રાજ્યધાની ચૌરાગઢમાં હતી અને તેમાં દુ-ર્ગાવતી નામે રાણી તેના બાળકુમારની વતી રાજ કરતી હતી. તેણીએ

* અબુલ ફઝલકૃત અકબરનામાનું સર એચ. ઈલિયટનું ભાષાન્તર, ભાગ ૬ ઠ્ઠો, પાનું ૨૯ મું.

અકબરને આધીન થવાની ના પાડવાથી અસફખાને એ રાજ્યપર સ્વારી કરી.રાણી દુર્ગાવતી ઘણી બહાદુરીથી લઢી, પણ અંતે હારી ને રણમાં પડી; અને તેનું રાજ્ય મુગલ સરકારને તાબે થયું. એ રાજ્ય બુંદેલખંડની સરહદપર હતું.

માળવાના સૂબેદાર અબદુલ્લાખાન ઉઝબેકની કરણી ઉપર બાદશાહને વેહેમ આવ્યો. તે સ્વતંત્ર થવાને ચાહેછે ને બાદશાહી હૂકમ બરાબર માનતો નથી એ જોઈ હાથીના શિકારને બહાને અકબરશાહ ચંબલ નદીને કાંઠે ગયો. નરવર નગરની થડમાં જંગલ હતું તેમાં હાથી વસતા તેઓનો શિકાર કરી શાહ માળવે ગયો. માંડુગઢની નજીક આવ્યો તેવારે અબદુલ્લાખાન ત્યાંથી નાઠો. માર્ગમાં તેને મુગલ સેનાએ રોક્યો; ને જુદ્ધ થયું તેમાં અબદુલ્લા હારવાથી તે ગુજરાતમાં નાઠો. પાદશાહનો મુકામ માંડુગઢમાં હતો તેવારે ખાનદેશના સુલતાન મીરાન મુબારકના વકીલો તેનો કાગળ અને નજરાણા લેઇ સલામ કરવાને આવ્યા. અકબરે તેમને માન દીધું અને તેમની જોડે ફર્માન મોકલ્યો કે તમારી બેટીઓમાં જે મને વરવાને લાયક હોય તેને મોકલો. આ ફર્માન ખાનદેશપતિએ માથે ચઢાવ્યો. કરાબહાદુર નામે સરદારને માળવાનો સૂબેદાર નીમી બાદશાહી સ્વારી પાછી આગ્રે ગઇ. આગ્રાની પાસે કાકાની નામે ગામ હતું ત્યાંનાં હવા પાણી સારાં હોવાથી અકબરે તે ગામમાં પોતાને રહેવાને મેહેલ બંધાવ્યો. થોડા વખતમાં બીજાં સુંદર મકાન ત્યાં બંધાયાં ને તે મોટું નગર બન્યું. અકબરે તેનું નામ નગરચીન પાડયું. ખ્વાજા મુઆઝમ નામે પાદશાહનો મામો હતો તે કુકર્મી હોવાથી ઘણીવાર ઠપકો પામી દેશનિકાલ થયો હતો. તેનાપર દયા કરી અકબરે પાછો આવવા દીધા પછી તેણે એક બાઇડીને મારી નાંખી. અકબરે તેને ખૂબ ફટકા મરાવી હાથ પગ બંધાવી નદીમાં નંખાવ્યો; પણ તે ડુબી ન જતાં કેટલીકવાર ઉપર આવ્યો ત્યારે તેને ગ્વાલિયર મોકલી મરતાં સુધી કેદ રાખ્યો. બદકશાનના મીરજાં સુલેમાને અકબરના ઓરમાનભાઈ મીરજાં હકીમ કનેથી કાબુલનું રાજ્ય છીનવી લીધું. અકબરે હિંદી ફોજ મોકલી તે રાજ્ય પોતાના ભાઇને પાછું જીતી આપ્યું.

## जजीआ वेरानी माफी.

ભરતખંડમાં મુસલમાની અમલ બેઠા ત્યારથી જજીઆ વેરો હિંદુઓ પાસેથી લેવામાં આવતો તે માફ કરી અકબરે મોટું પુણ્યનું કામ કર્યું. એ કરની ભારે ઉપજ હતી; પણ તે ગેરવાજબી અને પ્રજાને દુઃખદાયક હોવાથી ન્યાયી અને ડાહ્યા અકબરે તે ઉઘરાવવાની મના કરી. હિંદુ લોકોને બળાત્કારે મુસલમાન કરવાનો આ કર એક ઉપાય હતો અને તે આપવો ગરીબ લોકને બહુ કઠણ પડતો એ માફ થવાથી હિંદુ પ્રજા બહુ રાજી થઈ.

---

# प्रकरण ४ थुं.

૧૦ મું વરસ—હાથીનો શિકાર.–આગ્રાગઢ.—અલીકુલી, ખાનજમાન, વગેરે ઉઝબેક સરદારોનાં બંડ.—૧૧ મું વરસ.—અસફખાનનું બંડ.—કાબુલના મીરજાં હકીમની લાહોરપર ચઢાઇ.—મીરજાંનો બળવો.—૧૨ મું વરસ.—ખાનજમાનનો છેલ્લો બળવો અને નાશ.–કુરૂક્ષેત્રમાં જોગી અને સંન્યાસી લોકનું યુદ્ધ.—ચિતોરગઢનો ઘેરો.—૧૩ મું વરસ.—વાઘનો શિકાર.–રણથંભોરપર સ્વારી.–૧૪ મું વરસ.—ફતેપુર.—કાલિંજરનો રાજા.–સલીમનો જન્મ.—૧૫ મું વરસ.—મારવાડ અને વાંકાનેરના મહારાજાનું તાબે થવું.–ગધેડાનો શિકાર.–૧૬ મું વરસ.—ટાટા ઉપર સ્વારી.

૧૦ મું વરસ, તા. ૧૧ મી માર્ચ સને ૧૫૬૫.—આ વરસને આરંભે શાહને હાથીનો શિકાર કરવાની ઇચ્છા થઈ. જંગલોમાં માણસ મોકલી ખબર મંગાવીને અકબરશાહ ધોળપુરને માર્ગે નરવર ભણી સિધાવ્યા. તેની પાડોશમાં વનમાં હાથીનાં ટોળાં હતાં તેને તેણે પકડી આણ્યાં. એવું માલૂમ પડેછે કે હાથીને પકડવા તેને હાથીનો શિકાર કહેતા; કેમકે હાથીને માર્યા એવું અકબરના ઇતિહાસ કરનારાએ લખ્યું નથી. એ હાથી ઝલાયા ત્યાંથી આઠ કોશપર બીજા જંગલમાં મસ હાથી હતા, તેમને પકડવાને પાદશાહે નોકરોને મોકલ્યા. સાડી ત્રણસેં હાથીને તેઓ ઝાલી લાવ્યા. હવે ઉનાળો બેઠો, લૂ વાવા

લાગી, ને છાવણીનાં માણસો માંદાં થવા માંડયાં;તેથી પાદશાહ પાછા ફરી આગ્રે ગયા.

આગ્રાનો જૂનો કિલ્લો ઇંટનો બાંધેલો હતો તે પડવા માંડ્યો હતો. તેને ઠામે નવો પત્થરનો ચણાવવાની શાહે આજ્ઞા કરી. આ વરસમાં આરંભ કર્યાપછી કેટલેક વરસે તે બંધાઈ રહ્યો. એ ગઢ ઘણો સારો ને મજબૂત બન્યો. તેની દિવાલનો ઓસાર દશ ગજ ને ઊંચાઈ ૪૦ ગજ છે. તેની ચારેમેર વીશ ગજ પોહોળી અને દશ ગજ ઊંડી ખાડી ખોદાવી અને જમના નદીમાંથી તેમાં પાણી આણ્યું. એ કિલ્લાના દરવાજાનો પાયો નાંખ્યાનું વરસ—"બિનાઇદર-ઇ-બિહિશ્ટ" (અર્થ, હી. સ. ૯૭૪). ત્રણ કરોડ ટકા એને બંધાવતાં થયા. એ ખરચને માટે એ પ્રાંતની જમીન ઉપર કાંઈ વેરો નાંખ્યો.

પાદશાહની વતી પ્રાંતોમાં અમલ કરવાને હાકેમો મોકલવામાં આવતા તેઓ જાગીરદાર કે અમીર કહેવાતા, અને તેમના હાથ નીચેના પરગણાના અને ગઢોના હાકેમોને પણ જાગીરદાર કહેતા. પણ એ જાગીરો વંશપરંપરા ન હતી. માત્ર નોકરીપર હોય ત્યાંલગી તે તેમની જાગીર કહેવાતી, અને ખરચ બાદ કરતાં બાકીની ઉપજ આગ્રે મોકલવી પડતી. હિંદુરાજા અકબરને આધીન થતા તેઓને તેમની ગાદીપર વંશપરંપરા બહાલ રાખી માત્ર ઠરાવેલી ખંડણી તેમની કનેથી લેવામાં આવતી.

પાદશાહીનું બંધારણ હજી ઢીલું હોવાથી ઘણાક મુસલમાન જાગીરદારો સ્વતંત્ર થવાનો પ્રયત્ન કરતા. માળવાના જાગીરદાર અબદુલ્લાખાન ઉઝબેકે એવી કોશીશ કરી અને સખ્ત સજા પામ્યો, તેપરથી બીજા ઉઝબેગ સરદારોને વેહેમ આવ્યો કે પાદશાહ બધા ઉઝબેક લોકને નઠારા ગણેછે. અયોધ્યાનો જાગીરદાર સિકંદરખાન ઉઝબેક હતો, તેને હજૂરમાં આણવાને પાદશાહે અશરફખાનને મોકલ્યો. અધિપતિનો હૂકમ ન માનતાં ઇબ્રાહીમખાનને તે મળ્યો. પછી એ બંને બીજા ઉઝબેક સરદારોને જોડે લેઈ જ્વાનપુરના જાગીરદાર ખાનજમાન ઉઝબેકની પાસે ગયા. અહિં બધા ઉઝબેક સરદારોએ બળવો કરવાનો ઠરાવ કર્યો. આસપાસના પ્રાંતોના જે અમીરો નિમકહલાલ

રહ્યા તેઓ સંપ કરી બંડખોરોની સામે લઢયા, પણ ફતેહ પામ્યા નહિ. તેમની તરફથી એ સમાચાર અકબરને મળવાથી એ બળવાખોરોને શિક્ષા કરવાને પંડે ચઢવાનો તેણે નિશ્ચય કર્યો. ખાનપુર (કાનપુર) આગળ નદી ઓળંગી તેમને શેહેરમાં રાખવાને ખાનખાનાન મુનીમખાનને આગળ મોકલી પાદશાહ પંડે જોડે લેવાની ફોજની ગોઠવણ કરવા આગ્રે રહ્યા. થોડા દિવસમાં તે બંદોબસ્ત પૂરો થવાથી સ્વારી ઉપડી. ખાનપુર પહોંચ્યા તેવારે કયાખાન ગંગ નામે એક બંડખોર અમીરે શરણે આવી ક્ષમા માગી. અકબરે તેનો અપરાધ માફ કરી તેની જાગીર તેને પાછી સોંપી. ગંગાનદીમાં પૂર હોવાથી પાદશાહ દશ દિવસ સુધી તે ઓળંગી શક્યા નહિ. પાણી ઉતરી જવાથી સામેપાર જઈ સિકંદર લખનૌમાં હતો તેને સજા કરવાને વીણી કાઢેલા સ્વારો લેઈ શાહ મધરાતે છાવણીમાંથી ઉપડયા. તે રાત્રે તથા બીજે દહાડે તથા રાત્રે વગર અટકે કૂચ કરી સવારે લખનૌ પહોંચ્યા. એ ખબર જાણી સિકંદર ત્યાંથી એકદમ નાસી ખાનજમાનની છાવણીમાં ગયો. લખનૌ લેઈ શાહ જવાનપુર ભણી ગયા.

બંગાળામાં સુલેમાન કિરાની અફગાન નામે હાકેમ સ્વતંત્રપણે રાજ્ય કરતો હતો, તે બંડખોરને મદદ ન કરે માટે અકબરે તેની પાસે વકીલ મોકલ્યા; તથા ઓઢીઆ (ઓરિસ્સા) ના રજપૂત રાજાને પણ કહાવ્યું કે બંગાળાના હાકેમને તેમ કરતો અટકાવે. અસફખાનને કેટલીક ફોજ આપી પાદશાહે ખાનજમાનની પાછળ મોકલ્યો. પણ મુજફ્ફરખાન નામે અમીરે તેના ઉપર લૂંટમાં મળેલાં નાણાં ખાઈ જવાનું તોહમત મૂક્યાથી ભય પામીને તે બળવાખોરોને મળી ગયો. હવે તેની જગાએ પાદશાહે મુનીમખાનને નીમ્યો. ખાનજમાને પોતાના ભાઈ બહાદુરખાનને સરવાર પ્રાંતમાં ફિતૂર ઊભું કરવાને મોકલ્યો, અને અકબરે તેની પાછળ મીર મુઇજ્જુલ મુલ્કને મોકલ્યો. મુનીમખાનની સરદારી નીચે પાદશાહી ફોજ ખાનજમાનની છાવણીની નજીક આવી તેવારે સલાહનાં કહેણ ચાલ્યાં. એ બે અમીરો દોસ્ત હતા, તેથી ખાનજમાને તેને સંદેશો મોકલ્યો કે તમે વચ્ચે પડી મને માફી અપાવો તો હું પા-

દશાહને શરણે જાઉ. મુનીમખાન અને તે મળ્યા અને શું કરવું તેનો ઠરાવ કર્યો. આ કામ અહિં ચાલેછે તેવામાં મીર મુઇજુલનો પરાજય થયાના સમાચાર આવ્યા. બહાદુરખાં ઉસબેકે તેને કહાવ્યું કે સમાધાન થવાનો પ્રયત્ન ચાલેછે; માટે હાલ લઢાઈ બંધ રાખવી. પણ મીરે તે વાત માની નહિ. તે લઢવાને ઘણો આતુર હતો એવામાં લશ્કરખાન મીરબક્ષી અને રાજા ટોડરમલ* તેની મદદે આવી પહોંચ્યા. એ કુમક મળતાં મીરે બળવાખોર ફોજ ઉપર હલ્લો કરી, પણ તેમાં ફતેહ ન પામતાં તેને નાસવું પડયું. રાજા ટોડરમલે તથા લશ્કરખાંએ રાત પડતાં લગી બચાવ કર્યો. પણ ફોજનો બાકીનો ભાગ નાસવાથી તેમને પણ પાછા હઠવું પડયું. નાસતી સેનાને બીજે દહાડે શેરગઢમાં

* અકબરનો આ પ્રખ્યાત દીવાન લાહોરનો ખતરી (ખાતરી) હતો. તે બાળક હતો તેવારે તેને નિર્ધન મૂકી તેનો બાપ મરણ પામ્યો. ઉમ્મરે આવતાં તેને કારકુનની જગા મળી. પોતાના બુદ્ધિબળવડે તે આ હલકી સ્થિતિમાંથી શેરશાહ સૂરના અમલમાં ઉંચે દરજ્જે ચઢયો. એ સુલતાને ગખર લોકના પહાડી મૂલકમાં મોટો મજબુત પત્થરનો ગઢ ચણાવ્યો તેવારે તે કામનો ઉપરી ટોડરમલ હતો. ગખરે લોકે સંપ કર્યો કે એ ગઢ ચણાવવામાં કોઇએ કોઈ પ્રકારની મદદ કરવી નહિ, મજૂરીએ પણ જવું નહિ. ટોડરમલે એ વાત શાહને લખી જણાવ્યું કે એથી કિલ્લાનું કામ અટકી પડયું છે. પાદશાહે તેને ઠપકો લખ્યો કે તમે ખરચ કરવામાં બહુ કસરિયા છો ને મારો હૂકમ અમલમાં લાવવાને ચહાતા નથી. તમારે ઓહોળે હાથે ખરચ કરવો; જેટલું નાણું જોઇશે તેટલું તમને સરકારી ખજાનામાંથી મળશે. એ આજ્ઞા મળ્યાપછી ટોડરમલે દર પત્થરે એક અશ્રફી આપવાનું જાહેર કર્યાથી એટલા બધા ગખરો કામે આવ્યા કે મોહોરથી ઉતરતાં ઉતરતાં એક રૂપિએ, પછી દશ ટકે, ને અંતે પાંચ ટકે જોઈએ એટલા મજૂર મળ્યા. દશ ટકાના સિક્કાને કાળો ટકો કહેતા ને તે રૂપિયાનો એક ચાળીશાંશ હતો. કિલ્લો મનમાનતો પૂરો થવાથી શેરશાહે ટોડરમલને તેની ખબરદારી તથા લાયકીને માટે બહુ શાબાસી આપી. આ ચતુર પાદશાહના હાથ નીચે તેનું મન કેળવાયું હતું અને તેના મનની શક્તિઓ ખીલી હતી, તેથી તે અકબરને બહુજ કામ લાગ્યો. તેણે એવી ઉત્તમ સેવા બજાવી કે તેની કીર્તિ અમર થઈ. અકબરના મહાચપળ, બુદ્ધિમાન, અને અતિલાયક મુખ્ય અધિકારીઓ હતા તેઓમાં રાજા ટોડરમલ હતો. તેનું મરણ તા. ૧૦ મી નવેમ્બર ૧૫૮૯ ને દિવસે થયું.

ભેગી કરી તેમણે પાદશાહને પરાજયનો હેવાલ લખી મોકલ્યો. એ માઠા સમાચાર આવ્યા તેવારે ખાનજમાન વગેરે બંડાખોર સરદારોને, ખાનજમાનની મા અને મુનીમખાનની મારફતે માફી મળી ચૂકી હતી. તેથી એ લશ્કરને લઢાઈ બંધ પાડવાનો હૂકમ મોકલી હજૂરમાં બોલાવી, મુઈજુલ મુલ્કે યુદ્ધ કરવામાં ભૂલ કરી હતી, તથાપિ તેણે શૂરથી લઢી પોતાનો ધર્મ બજાવ્યો હતો માટે તેને, તથા રાજા ટોડરમલે અને લશ્કરખાંએ પોતાનાં કર્ત્તવ્ય બરાબર કર્યા હતાં માટે તેમને, માનસહિત હજૂરમાં બોલાવ્યા. પણ જેઓ સંગ્રામમાં પોતાનો ધર્મ ચૂકી યોગ્યરીતે વર્ત્યા ન હતા તેમને હજૂરમાં આવવાની મના કરી ઉસબેક સરદારોને માફી આપી. અકબરશાહ ચુનારગઢ જોવા ગયા, ને ત્યાંથી જવાનપુર થઈ કાશીએ ગયા. એવું માલૂમ પડેછે કે એ સલાહ પોલી હતી. બંડખોર લોક હજી પૂરા મનાયા ન હતા. પાદશાહ છાવણીમાંથી ગયા એટલે ખાનજમાને સંધિની શરતો તોડી. અકબરે પાછા આવી તેનો નાશ કરવાને ફોજ મોકલીને ઠરાવ કર્યો કે પ્રથમ એ બળવાખોરોનો પૂરો નાશ થતાં સૂધી તે નગરને રાજ્યધાની કરવી. ખાનજમાન શિવાલિક ડુંગરામાં નાઠો. જવાનપુરમાં જતાં માર્ગમાં નિજામાબાદ શેહેર આવ્યું. ત્યાં પાદશાહની વરસગાંઠનો ઓચ્છવ કરવાને મુકામ કર્યો. એ ઓચ્છવને મઝલિબ-ઈ-વાઝૂન કહેતા. તે જન્મતિથિ તથા તારીખ એ બંને દિવસે કરવામાં આવતો. એ પ્રસંગે રાજ્યના વજીર, દીવાનાદિક કારભારીઓ તથા અમીર ઉમરાવો બાદશાહને સોનું રૂપું અને બીજી વસ્તુઓ વડે તોળતા; અને પછી તે ધનનું બ્રાહ્મણાદિક ભિક્ષુકોને દાન કરતા. એ પ્રમાણે એ પ્રસંગે કર્યું.

નિજામાબાદથી સરકાર સ્વારી જવાનપુર ગઈ. ત્યાં એક સુંદર સ્થળ પસંદ કરી શોભાયમાન મેહેલ બાંધવાની આજ્ઞા અકબરે આપી. અમીર ઉમરાવોને પણ પોત પોતાના ગજા પ્રમાણે મકાન બંધાવવાને ફરમાવ્યું. ખાનજમાનની પાછળ ફોજ મોકલી. તે લઢવા ન ઊભો રહેતાં શિવાલિક ડુંગરામાં નાઠો. ત્યાંથી ગંગાકાંઠે આવી પોતાના એક સરદારને અને પોતાની માને પાદશાહ પાસે ક્ષમાદાન માગવાને

મોકલ્યાં. તેઓ ખાનખાનાન મુનીમખાનની પાસે આવ્યાં ને તેને તથા હિંદના શેખુલ ઇસ્માઈલ અબદુલ્લા ભખ્ખૂને જોડે લઇ અકબરશાહની હજૂરમાં આવ્યા. એ સર્વના કરગરવાથી શાહે વળી દયા કરી માફી બક્ષી.

ઇલાહી વર્ષ ૧૧ મું—તા. ૧૨ મી માર્ચ ૧૫૬૬. આસફખાન અને તેના ભાઈ વજીરખાનનું બંડ શમ્યું ન હતું એવામાં અફગાનિસ્તાનમાં બદકશાનના હાકેમ મીરજાં સુલેમાને કાબુલ ઉપર સ્વારી કરી. અકબરનો ઓરમાન નાનો ભાઈ મીરજાં હકીમ ત્યાં અમલ કરતો હતો તે નાસી પંજાબમાં આવ્યો. પ્રથમ તો તેણે મોટા ભાઈની મદદ માગી; પણ પાછળથી કોઈના ભમાવ્યાથી બંડ મચાવ્યું, ને લાહોર ઉપર ચઢાઈ કરી. લાહોરની પાદશાહી ફોજે તે શેહેરનો બચાવ કરી પાદશાહને એ બળવાના સમાચાર મોકલ્યા. તુરત અકબરે સજ્જ થઇને લાહોર ભણી કૂચ કરી. એ ખબર જાણી હકીમ લાહોરની પાડોશમાંથી નાઠો. ત્યાર પછી શાહ લાહોરમાં ગયા. શાંભલ પ્રાંતમાંના આજમપુરના જાગીરદાર ઊલૂમ મીરજાં, તથા શાહ મીરજાં, તથા તેમના બે કાકા નામે ઇબ્રાહીમ હુસેન મીરજાં અને મહમદ હુસેન મીરજાં એમણે બંડ કર્યું. આસપાસ આવેલાં પરગણાંના અમલદારોએ તેમને હરાવ્યાથી તેઓ માળવે નાઠા.

૧૨ મું વરસ—૧૨ મી ફેવરવારી ૧૫૬૭. આસપાસના ઘણા ગાઉમાં વસનારાં જંગલી પશુઓને હાંકી લાવી વચમાં ભેગાં કરી શિકાર કરેછે તેને તુર્કી બોલીમાં કમુર્ઘા શિકાર કહેછે. આ વરસને આરંભે પાદશાહ એ શિકાર રમ્યા. લાહોરની ફરતા ૪૦ કોશના અમીરોને ફરમાવ્યું કે હરણ, નીલગાય, શિયાળાદિક જનાવરોને લાહોરની પાસે પાંચ કોશપર હાંકી લાવી ઘેરવાં. એ હુકમ મુજબ આશરે પંદર હજાર પશુઓને તેમણે પાંચ કોશના મેદાનમાં આણ્યાં. શાહ પંડે કેટલાક દિવસ મૃગયા રમ્યા પછી નોકરોને, સિપાઇઓને, અને તમામ લોકને ત્યાં શિકાર કરવાની રજા આપી મૃગયાથી પાછા ફરી બાદશાહ શેહેર ભણી ચાલ્યા. વચમાં ઉંડા પાણીવાળી નદી આવી તેમાં ઘોડો નાખી તરી ગયા; પણ તેના બે સાથી તેમ કરતાં ડૂબી

મુવા. હમીદ બક્રી નામે હજુરી સવારને બીજા સવારે ભાલો મારી જખમી કર્યો. ઘાયલ થયલા માણુસે ફરિયાદ કરવાથી અકબરે ગુનેગારનું માથું કાપવાનો હુકમ કર્યો. એને વાઢતાં તરવાર ભાંગી, તે જોઈ બીજી તરવારથી હણવાની મના કરી પાદશાહે તેની દેહરૂજેતી કરી. આ વેળા બળવાખોર વજીરખાને લાહોરમાં આવી બહુ કરગરી માફ માંગી ને ઉદાર અકબરે દયા કરી, તેને અને તેના ભાઇ અસફખાનને ક્ષમાદાન આપ્યું. એજ મુકામે ખબર આવી કે ખાનજમાન, બહાદુરખાન, અને સિકંદરખાન એ ત્રણ ભાઇએ ફરીને બળવો કરી પોતાની છાવણીમાં મીરજા હકીમને નામે ખુતબો ભણાવ્યો. એ જાણી શાહ આગ્રે જવા નીકળ્યા.થાનેશ્વર આગળ સ્વારી આવી ત્યારે ગ્રહણ હોવાથી ત્યાં મોટી જાત્રા ભરાઇ હતી. હજારો હિંદુ ત્યાં ભેગા થયા હતા, ને બ્રાહ્મણોને તથા સાધુઓને પુષ્કળ દાન આપતા હતા. કુરૂક્ષેત્ર નામે ત્યાં સરોવરછે તેમાં ગ્રહણ સમે ઘણાં માણુસ નહાવાને ઉતર્યા. એક જોગીની અને એક સંન્યાસીની ટોળી વચ્ચે નહાવાના ઘાટને માટે ટંટો ચાલતો હતો, માટે તેમણે હથિયારવડે યુદ્ધ કરવાની રજા માંગી. વગર લડે ટંટો પતાવવાની કોશીશ નિષ્ફળ જવાથી રજા આપી શાહ પડે તે જોવા ગયા. બસેં ત્રણસેં સંન્યાસી હતા અને જોગી પાંચસેંથી વધારે હતા. સંગ્રામ કરવાને સજ્જ થઇ બંને પક્ષ સામસામા આવી ઉભા તેવારે સંન્યાસીની ટોળીમાં ઓછા આદમી હોવાથી તેને નબળી જોઇ કેટલાક સિપાઈ દિલે રાખ ચોળી બાવાને વેશે તેઓની મદદે ગયા. ઘણા જોરથી જુદ્ધ ચાલ્યું ને ઘણા માણુસ રણમાં પડયા. અંતે જોગી હાર્યા અને સંન્યાસી જીત્યા. જોગીઓનો પરાજય થયા પછી પોતાની ફોજની ટોળી મોકલી બાદશાહે કતલ અટકાવી.

આગ્રે આવી ત્યાં ૧૯ દિવસ રહી અકબરે જવાનપુર ભણી કૂચ કરી. ભોજપુરને મુકામેથી મહમદ કુલીનખાન બીર્લાસ, મુજફ્ફરખાન, રાજા ટોડરમલ્લાદિક સરદારોને ૭ હજાર સ્વાર આપી અયોધ્યા પ્રાંતમાં બંડખોર સિકંદરખાનની સામા મોકલ્યા. સરકાર સ્વારી રાયબારેલી થઇ માનેકપુર ભણી ગઇ. એવામાં ભારે વરસાદ થવાથી

ગંગામાં પૂર આવ્યું. ખાનજમાન સામે તીરે હતો. પાદશાહ પંડે આવ્યાછે એ બીના તેના જાણવામાં ન હોવાથી તે મોજમઝામાં મચ્યો રહ્યો. તે રાત્રે તેણે અને તેના ભાઈ બહાદુરખાને ખૂબ દારૂ પી મોજ મારી હતી. અકબર ઉતાવળી ચાલે આગળ વધી આવ્યો હતો, તેથી માત્ર હજાર દોઢ હજાર ફોજ તેની જોડે હતી; બાકીની ફોજ પાછળ પડી ગઈ હતી. તોપણ હાથીપર બેસી તેઓ નદીપાર ઉતર્યા અને તેના સાથી તરીને તેની જોડે ગયા. અકબરે સંગ્રામને માટે સેનાને ગોઠવીને બાળસુંદર નામે હાથી ઉપર સ્વાર થઈ પંડે મધ્ય ભાગે રહ્યા. પાછળ હોદ્દામાં મીરજાં કોકા આજમખાનને બેસાડ્યો હતો. જમણે પડખે અસફખાન અને બીજા અતકા સરદારો, તથા ડાબી બાજુએ મજમુનખાન વગેરે ઉમરાવોને રાખ્યા હતા. શાહ પોતે પધારેલા છે, એ વાત હવે બળવાખોરોના જાણવામાં આવ્યાથી તેઓ મરણીઆ થઇ યુદ્ધે ચઢ્યા. બહાદુરખાન પેહેલો ધસી આવ્યો; પણ તેના ઘોડાને તીર વાગવાથી તે હાથ રહ્યો નહિ, ને બહાદુર નીચે પડ્યો અને કેદ પકડાયો. ખાનજમાને ધીરજથી યુદ્ધ જારી રાખ્યું. અકબરે હાથી ઉપરથી ઉતરી ઘોડાપર સ્વારી કરી અને પોતાના ગજસૈન્યને શત્રુની ફોજપર હૂમલો કરવાને મોકલ્યું. તેઓમાં હીરાનંદ નામે બહુ જબરો ને શૂરો હાથી હતો તે આગળ વધ્યો. દુસ્મને તેની સામે દિયાન નામે હાથીને મોકલ્યો. હીરાનંદે તેને એવા જોરથી ટક્કર લગાવી કે તે તુરત ભોંયે પડ્યો. ખાનજમાનના અંગમાં તીર ભોકાયું તે કાઢવા જાયછે તેવામાં નારસિંહ નામે હાથી તેના ઉપર આવ્યો. ખાને બૂમ પાડી મહાવતને કહ્યું કે 'હું મોટો આદમી છું. મને જીવતો ઝાલીશ તો પાદશાહ તને ઈનામ આપશે.' તેનું કહેવું લક્ષમાં ન લેતાં મહાવતે હાથીને તેના અંગપર ચલાવી તેને કચરી માર્યો. હવે બાકીના શત્રુ નાઠા ને સંગ્રામ પૂરો થયો. ઘવાયલા બહાદુરખાનને પાદશાહની હજૂરમાં પકડી લાવ્યા તેવારે તેના ઉપર દયા કરવાની મરજી ભલા અકબરની હતી; પણ અમીરોના આગ્રહથી તેનો શિરચ્છેદ કરાવ્યો. આ પરાજયની ખબર સાંભળી સિકંદર પરમુલકમાં નાઠો. પકડાયલા બંડખોર સરદારોમાં જેઓ હઠીલા હતા તેમને હાથીના પગતળે છુંદાવી

માર્યા ને બાકીનાને માફી આપી છોડી દીધા.

ઉસબેક લોકનું બંડ બે વરસ પહોંચ્યું. તેઓ શૂરા, અનુભવી, અને ચતુર યોદ્ધા હતા. ઘણોક મૂલક તેમને કબજે હતો; અને બંગાળામાં અફગાન હાકેમો સ્વતંત્રપણે અમલ કરતા હતા, તેમની જોડે તેઓ મળી ગયા તેથી તેમનો બળવો ભારે થઈ પડ્યો હતો. એનો લાભ લઈ અકબરના ઓરમાનભાઈએ પંજાબ જીતી લેવાની કોશીશ કરી અને તેના પિતરાઈ મીરજાં સરદારોએ બંડ કર્યું. ઉસબેકોએ અકબરના હોશીઆર સેનાપતિઓને હંફાવ્યા અને માત્ર અકબરની પંડની યુદ્ધ કુશળતા અને ચપળતાથી તેઓ જીતાયા. તેણે બંગાળાના અફગાનોને દબાવી શેહેરમાં રાખ્યા, મુગલ સરદારોને સજા કરીને તથા દયા કરીને વશ કર્યા, અને કેટલાક રજપૂત રાજાને જીતીને તાબેદાર સેવક કર્યા, અને ઉદારતાથી વિશ્વાસુ મિત્ર બનાવ્યા. અફગાનીસ્તાનથી અને તુર્કસ્તાનથી સિપાઈ મળવાનો માર્ગ બંધ પડ્યો હતો; અને પોતાની નોકરીમાં હતા તેઓ પૈસાના લોભથી અને સ્વતંત્રપણે વંશપરંપરાનું રાજ્ય સ્થાપવાની આશાએ ચારે તરફ વારે વારે બળવા કરતા. આ ભારે સંકટમાં પોતાની અતિ જાગૃતિ તથા મહા બુદ્ધિબળ, ડહાપણ, અને દયા એ ચાર સાધનોવડે અકબરે રાજ્યને ઉગાર્યું, અને ઘણાક પ્રાંતો તેમાં ઉમેર્યા. મુગલ સરદારોમાંના બંડખોર મીરજાં હજી વશ થયા નહતા. તેઓ માળવામાં જઈ ભરાયા હતા. તેમને સજા કરવાને બાદશાહ માળવાભણી ચાલ્યા. એ સમાચાર જાણી મીરજાં સરદારો ગૂજરાતના સ્વતંત્ર મુસલમાની રાજ્યમાં નાઠા. તેમની પાછળ ન લાગતાં અકબરે ચિતોડગઢ જીતવાનો ઠરાવ કર્યો. ત્યાંનો રાણો ઉદયસિંહ પંડે પરાક્રમી નહતો, પરંતુ તેના સામંતો મહા શૂરા અને જબરા હતા. બાબર જોડે જુદ્ધ કરનાર બહાદુર રાણા સંઘ (સિંહ) નો કુંવર રાણો ઉદયસિંહ હતો, પણ પિતાના જેટલો દમ એ પુત્રમાં ન હતો. મુગલ સેના ચિતોડ તરફ વળી એટલે રાણોજી, પોતાના કુટુંબ સહિત નાસી, ગૂજરાતની ઉત્તરે આવેલા ડુંગરામાં જઈ સંતાયો. ચિતોડના રક્ષણને માટે જયમલ નામે શૂરા, અનુભવી, અને ચતુર સામંતને આઠ હજાર બહાદુર રજપૂતો સહિત રાખ્યો હતો.

સુમારે ત્રણ કોશ લાંબો અને અર્દ્ધ કોશ પોહોળો ચિતોડનો ડુંગર છે. તેના ઉપર ચણેલો ગઢ બડો મજબૂત છે. આગળ મુસલમાનોએ તેને જીત્યો હતો, તથાપિ હિંમત ન હારતાં તેનો બચાવ કરવાનો દૃઢ નિશ્ચય કરી જયમલ સજ્જ થયો. આખા હિંદમાં તે *ગઢ સર્વથી જબરો ગણાતો હતો ને એને જીત્યા વિના રજપૂતોમાં અકબરનો દાબ બેસે તેવું ન હતું; અને રાજપૂત સંસ્થાનો સ્વતંત્ર રહે ત્યાં લગી અકબર હિંદનાં બીજાં મુસલમાની રાજ્યોને વશ કરી શકે નહિ એ પણ નક્કી હતું. માટે એને જીતવાનો ઠરાવ કરી તેણે જાતે તે ઉપર સ્વારી કરી. રજપૂતો ભારે હઠથી લડ્યા. જયમલની જાગૃતિ ને હોશીઆરી વખાણવા જોગ હતાં. મુગલ સેનાએ ગઢને ઘેરી લીધો, પણ જયમલે તેમને અંદર પેશવા દીધા નહિ. ગઢના હરેક ભાગમાં ફરતો રહી પોતાના શૂરવીરોને તે હિંમત આપતો, અને શું કરવું તે બતાવતો. ગઢમાં મીઠું પાણી અને પુષ્કળ અન્ન હતાં. ગઢના જૂદા જૂદા ભાગપર અકબરે અમીરોને હુમલો કરવાને મોકલ્યા; પણ તે બધાને પાછા ફરવું પડયું. મુગલ ફોજે આસપાસનાં પરગણાંઓમાં ફરી વળી દેશને ઉજડ કર્યો; પણ તેથી ગઢવીઓ ઉપર કાંઈ અસર થઈ નહિ. એ વેળા અકબર કને દૂરથી કોટ તોડવાની મોટી તોપો ન હતી, અને રજપૂતોનાં તીર અને બંદૂકના મારને લીધે તેના સિપાઈ કોટની પાસે જઈ શકતા ન હતા. માટે તેણે સાબાત, એટલે ઢાંકેલા રસ્તા કરાવ્યા. ખાડીઓ ખોદી તેને ઉપરથી પાટીઆં તથા ચામડાં વડે ઢાંકી લેઈ તે રસ્તે કિલા પાસે જવાના બે માર્ગ કર્યા. એ કામ કરવાને તેણે પાંચ હજાર કડીઆ, સુતાર, સલાટાદિને રાખ્યા. વેઠે પકડવાની મના કરી સર્વને પગાર આપી રાખ્યા. એ બે માર્ગમાંનો એક પોતાના મુકામથી શરૂ કર્યો અને બીજો સામી બાજુએથી ચલાવ્યો. એ કામ ચાલતું હતું તેની નજરે જોઈ તપાસ રાખવાને પોતાને માટે તેણે ઊંચો ચોતરો કરાવી તે ઉપર બેઠક કરાવી. ગઢમાંના રજપુત યોદ્ધા એ કામને બગાડવાની કોશીશમાં જરાએ કસર કરતા નહિ. તેમના ગોળાના મા-

* 'રાણી સો કમળા દેવી, દુસરી સબ લુંડીઆં; ગઢ સો ચિતોડ, દુસરી સબ ગઢીઆં,' એવી કેહેવત લોકમાં ચાલતી હતી.

રથી લગભગ નિત્ય સો કારીગરો તથા મજૂરો મરતા, અને સાબાતની દીવાલના પાયામાં ઇંટોને ઠામે તેમના મડદાંને દાટવાં પડતાં. અકબર મસ ઇનામ આપી રસ્તો કરનારાને હિંમત આપતો. બાદશાહી મુકામની પાસેનો સાબાત કોટ સુધી પહોંચ્યાથી ગઢના બે બુરજો નીચે બંદૂકનો દારૂ ભરીને જામગરી સળગાવવી એવો બેત હતો. બંને બુરજની સુરંગ જોડે ઉડે ને તે ઉડે એટલે સિપાઈઓએ તેથી થએલા માર્ગમાં ધસી ગઢમાં પેસવું. પણ માત્ર એક બુરજ ઉડયો. બીજાની જામગરી ઓલવાઈ ગઇ, એમ ધારી મુગલો તે વાટે અંદર ઘૂસ્યા. રજપૂતો તેમને અટકાવવાને સામા આવ્યા. એ યુદ્ધ ચાલે છે તેવામાં એક બીજો બુરજ ઊડ્યો અને તેથી સેંકડો મુગલ અને રજપૂત હવામાં ઉડી ગયા, ને સેંકડો છુંદાઇ મુઆ. એથી ભય પામીને બાકીના મુગલ પાછા હઠ્યા, ને જયમલે તે માર્ગ પૂરાવી દીધો. આ પરાજયથી હામ ન છોડતાં સુજાઅતખાનના મોરચા આગળનો સાબાત તૈયાર થતાં તેની થડમાંના ગઢનો કોટ તોડયો. અહિં હવે જબરો જંગ મચ્યો. મુગલોને પાછા હઠાવી ત્રુટેલી દીવાલને રજપૂતોએ પાછી ચણવા માંડી અને તે કરનારાને હિંમત આપવા માટે રાત્રે મસાલો સહિત બહાદુર જયમલ પંડે ત્યાં આવ્યો. અકબરે તેને ઓળખી પોતાના હાથમાં બંદૂક લેઇ તેના માથાને તાકી ગોળી મારી તે આબાદ તેને વાગેથી જયમલ પડ્યો. પોતાના સેનાપતિના મરણથી રજપૂતોએ નિરાશ થઇ ગઢનો રીતસર બચાવ કરવો છોડી દીધો. તેમણે પોતાનાં બૈરાંનો જુવાહર કર્યો, એટલે તેમને જયમલના શબની જોડે બાળી માર્યા, અને પોતે કેસરિયાં કરવાને ત્રુટી પડ્યા. બાઇડીઓને બાળી મારવાના કામમાં રજપૂતો લાગ્યા હતા તેવામાં મુગલો કિલ્લાપર ચઢ્યા. એ વેળા રાજપુત્રો તેમના ઉપર ધસ્યા અને માર્યા ગયા. આશરે આઠ હજાર માણસોની એ વેળા કતલ થઇ, મુસલમાન તવારીખ લખનારા એથીએ વધારે સંખ્યા કહેછે. બે હજાર રજપૂતો એક જુગતી કરી સકુટુંબ એ વેળા ઉગર્યા. મુગલો પોતાના કેદીઓને લેઈ જતા તે પ્રમાણે તેઓ પોતાના બૈરાં છોકરાંના હાથ બાંધી ચાલ્યા આવ્યા ને મુગલ લશ્કરમાં થઇ નીકળી ગયા. પાદશાહી ફોજની કોઈ

ટુકડી રજપૂત બંધીવાનોને લઈ આવેછે એમ ધારી મુગલોએ તેમને અટકાવ્યા નહિ. માર્ચ ૧૫૬૮. માહે શાબાક હી. સને ૯૭૬. ચિતોડગઢ લીધા પછી ત્યાં ત્રણ દિવસ રહી તથા આસફખાનને ત્યાંનો વાલી નીમી બાદશાહ અજમેર ગયા. રાજ્યધાની ગયા પછી પણ રાણો મેદાન પડ્યો નહિ, અને તેનો બધો મૂલક મુગલોએ કેટલેક વરસે જીતી લીધો. પણ તેનો કુંવર રાણો પ્રતાપસિંહ પ્રતાપી હતો. નવ વરસ પછી રાણા ઉદયસિંહનો કાળ થતાં તે પોતાના પૂર્વજોનું રાજ્ય પાછું જીતવાપર આગ્રહથી મંડ્યો, અને અકબરનો કાળ થતાં પેહેલાં તે કામમાં ફતેહ પામ્યો. તેણે નવું પાટનગર વસાવ્યું ને પોતાના બાપના નામને માન આપી તેનું નામ ઉદયપુર પાડ્યું. તેના વંશજો અદ્યાપિ ત્યાં રાજ કરેછે. માત્ર એ કુળના અધિપતિઓએ મુગલ પાદશાહને કે શાહજાદાને કન્યા કદી આપી નહિ; અને જે રાજકુળોએ બાદશાહી કુળને કન્યા દીધી તેમની જોડે તેમણે કન્યા વહેવાર તોડ્યો. એ કુળે પાદશાહની સગાઈ કરવાની ભલી ધારણા સ્વીકારી નહિ, પણ બીજાં રાજકુળોને તે ગમી. શાહ પંડે અજમેરની અને મારવાડની રાજ કન્યાઓને વર્યા હતા, અને પોતાના ત્રણે શાહજાદાને રજપૂત રાજ કન્યા વેરે પરણાવ્યા હતા. આગળ એ રીવાજ જારી રહ્યો. ગાદી વગેરેપર રજપૂત રાણી અને મુસલમાન બેગમના પુત્રોના હક સરખા ગણવામાં આવતા. રજપૂત રાજા એ સંબંધને માન્ય ગણતા, અને પાદશાહી કુળ પણ તેમાં મોટાઈ માનતું.

ચિતોડપર ચઢાઈ કરવા નીકળતી વેળા અકબરે માનતા માની હતી કે જય પામીશ તો અજમેરમાં ખ્વાજા મુઈનુદ્દીન ચિસ્તીની કબર છે તેના દર્શન કરીશ. એ બાધા ઉતારવાને બાદશાહ આખે રસ્તે હિંડતા અજમેર ગયા. ત્યાં જઈ મુસલમાની રીત પ્રમાણે સર્વે ક્રિયા કરી અને ગરીબોને બહુ દાન આપ્યાં.

૧૩ મું વરસ, ગુરૂવાર તા. ૧૪ મી રમજાન હીજરી સને ૯૭૫ માર્ચ ૧૪ મી ઈ. સ. ૧૫૬૮. આ સાલને આરંભે અજમેરથી ઉપડી મેવાડને માર્ગે બાદશાહ આગ્રે ગયા. રસ્તામાં જંગલ આવ્યું તેમાં વાઘ વસતા હતા. એક સિકરગાળ વાઘને જોઈ પાદશાહના

હજૂરી નોકરોએ તીરો મારી તેને હણ્યો. એ વેળા શાહે આજ્ઞા કરી કે હવે પછી વાઘ દેખાય તો મારા હૂકમ વગર કોઇએ તેને મારવો નહિ. આગળ ચાલતાં વધારે મોટો અને વધારે વિકરાળ વાઘ મળ્યો. અકબરે ઘોડેથી ઉતરી તેનાપર તાકીને ગોળી મારી. તે ગોળી શેરના મુખને છરતી વાગવાથી તે જરા ઘવાણો, એટલે ક્રોધાયમાન થઈ અકબર ઉપર ધસી આવ્યો. અકબરે તુરત બીજી ગોળી મારી, તેથી વાઘ નીચે પડ્યો પણ પાછો ઉભો થયો. એવામાં આદિલ મહમદ કંદહારીએ તેના ઉપર તીર તાક્યું એ જોઈ પાદશાહ ભણી ન જતાં વાઘે તેની ઉપર તલપ મારી અને તેને નીચે નાંખ્યો. તેનું માથું કરડવાને વાઘે જેવું પોતાનું મોઢું પોહોળું કર્યું કે તેણે પોતાનો એક હાથ તેમાં ઘાલ્યો ને બીજે હાથે ખંજર કાઢવા માંડયું. પણ હાથો મિયાનમાં સજ્જડ બેઠેલો હોવાથી તે ઝટ નીકળ્યું નહિ. વાઘે તેનો હાથ કરડી ખાધો. બીજા સિપાઈ તુરત તેની મદદે ગયા. તેમણે વાઘને પૂરો કર્યો. પણ તેમ કરતાં એક ઝખમ આદિલને પણ લાગ્યો, અને કેટલાક વખત પછી તે મરી ગયો. શિકાર રમી રહ્યા પછી પાદશાહી સ્વારી અલવારની વાટે રાજનગરમાં ગઇ.

રણથંભોર ગઢ ઊંચો અને જબરો હતો ને ત્યાંનો રાજા તાબે થયો ન હતો; માટે તે ઉપર અકબરે ફોજ મોકલી. ચિતોડના ઘેરામાં જે ટૂકડીઓ હાજર ન હતી તેને આ કામપર મોકલી; પણ એવામાં માળવેથી સમાચાર આવ્યા કે, ગૂજરાતના ચિંગીસખાન જોડે અણબનાવ થવાથી બંડખોર મીરજાં લોકે ત્યાંથી નાસી આવી ઉજ્જેણ નગરીને ઘેરીછે. રણથંભોરપર જતી ફોજને અકબરશાહે માળવે મોકલી. પાદશાહી ફોજ આવી એટલે તેઓ ઘેરો ઉઠાવી નર્મદા ભણી નાઠા. નદી ઉતરતાં તેમના ઘણા આદમી ડૂબી મુવા. આ વેળા તેમના સાંભળવામાં આવ્યું કે ગૂજરાતના હાકેમ ચિંગીસખાનને અમદાવાદમાં ત્રિપોલિયાના મેદાનમાં (ત્રણદરવાજા આગળ) જાઝકખાન હબસીએ મારી નાંખ્યો. એ ગરબડનો લાભ લેવાને તેઓ ગૂજરાતમાં ગયા. અહિં તેમણે ચાંપાનેર, ભરૂચ, અને સુરત એ શેહેરો તથા તેઓની આસપાસનો મૂલક કબજે કર્યો.

૧૪ મા વરસનો આરંભ સને ૧૫૬૯ના ફેબરવારીની ૨૨ મી તારીખે થયો. એ સાલની શરૂઆતમાં અકબરશાહ પંડે રણથંભોર ગઢ જીતવાને ચઢયા. ત્યાં જઇ ઘેરો નાંખ્યો; અને કોટ તોડવાને તોપો ગોઠવી, તથા કોટની પાસે સુરંગ પાડવાને પાસે જવા સારૂ સાબાત બનાવ્યા. તોપના ગોળાથી ગઢમાં કેટલીક જગોએ બાકાં પાડયાં અને ઝાઝીવાર ટકી શકવાની આશા રહી નહિ તેવારે રણથંભોરના રાજા રાયસુર્જને પોતાના દુધ અને ભોજ નામે બે કુંવરોને પાદશાહની હજુરમાં મોકલી તાબે થવાનું કહાવ્યું. શાહે રાજકુંવરોનો સત્કાર કર્યો અને દયા કરી તેમના પિતાને માફી બક્ષી. અભયદાન મળવાથી રાયસુર્જન પોતે હજુરમાં હાજર થયો તેને બાદશાહે નોકરીમાં દાખલ કર્યો. તેના કિલ્લાનો કબજો લેઇ ફોજને આગ્રે મોકલી ને પંડે ફેજુલ અન્વાર ચિસ્તી નામે પીરની કબરનાં દર્શન કરવાને ગયા.

આ વરસમાં પાદશાહે સીક્રીનગરનો વિસ્તાર કર્યો. તેની બેગમોને કેટલાક પુત્ર થયા હતા પણ તેમાંનો એકે જીવ્યો ન હતો. સીક્રીમાં શેખ સલીમ ચિસ્તી નામે ફકીર રહેતો તેણે પાદશાહને દીકરો આપવાનું વચન આપ્યું હતું. તેથી તેના દર્શન કરવાને અકબર ઘણીવાર જતો. આગ્રેથી સીક્રી બાર કોશપર હતું. ફકીરનો તકીઓ એક ડુંગર ઉપર હતો. બાદશાહે ત્યાં પોતાને માટે મેહેલ બંધાવ્યો. શેખે પણ પોતાને સારૂ નવું મકાન તથા સુંદર મસજીદ બનાવ્યાં. પછી અમીરોએ પોતપોતાને માટે મકાન બંધાવ્યાં, ને પાદશાહે કોટકિલ્લા, બજાર, તથા હમામ બંધાવ્યાં. એમ સીક્રી મોટું શેહેર થયું, ને અકબરે તેનું નામ ફાથપુર પાડયું. આ સાલમાં તેની એક બેગમને ગર્ભ રહેવાથી તેણે તેને તે ફકીરના મકાનમાં લેઇ જઇને રાખી. ત્યાં તેણે પુત્ર જણ્યો. એ ફકીરના નામપરથી અકબરે એ શાહાજાદાનું નામ સલીમ પાડયું. 'સુલતાન સલીમ મીરજાં' એ નામે તે અકબરની હૈયાતીમાં ઓળખાતો. એ પ્રસંગે અકબરે બહુ દાન કર્યું, બંધીવાનને છોડયા, અને કવિઓને બહોળે હાથે ઇનામ આપ્યાં. કુંવર અવતરે તો પગે ચાલીને અજમેરના પીર મુ'ઇનુદ્દીન ચિસ્તીના રોજાની જાત્રા કરવાની માનતા લીધી હતી. દીકરો થયાનો આનંદ ઓ-

ચ્છવ પૂરો થયા પછી તેણે તે પ્રમાણે કર્યું.

કાલિંજર ગઢ જબરો હતો. તે જીતતાં સુલતાન શેરશાહનું મરણ થયું હતું, અને બીજા સુલતાનોની ટક્કર તે ગઢે ઘણીવાર ઝીલી હતી. આ વેળા તે પન્નાના રાજા રામચંદ્રને કબજે હતો. મુગલ સરકારે તે જીતવાની ઇચ્છા કરી. ચિતોડ અને રણથંભોરના જયથી તેમનો ત્રાસ એટલો બેઠો હતો કે રાજાએ સામા ન થતાં અને સ્વારીની વાટ ન જોતાં, પોતાના કારભારી જોડે ગઢની કુંચી અકબરને મોકલી, ને પોતે અકબરની સેવામાં દાખલ થયો. બાદશાહે તેનું યથાયોગ્ય માન રાખ્યું.

૧૫ મું વરસ—તા૦ ૧૪ મી માર્ચ ઇ. સ. ૧૫૭૦. એ સાલમાં શાહને મંદિરે બીજો કુંવર અવતર્યો. અકબરે તેનું નામ મુરાદ પાડયું. સુલતાન મુરાદ મીરજાંનો જન્મ પણ ફકીર શેખ સલીમને તકીએ થયો. બાદશાહે એ પ્રસંગે બહુ ખેરાત કરી, અને અમીર ઉમરાવોએ શાહને પોતપોતાના દરજ્જા પ્રમાણે નજરાણાં કર્યા, અને શાહે તેમને પોશાક આપ્યા. અવકાશ મળે તેવારે દર વરસે પાદશાહ અજમેર જઈ ત્યાંના પીરની ઘોરની પૂજા કરતો. આ વરસમાં શાહજાદાના જન્મને માટે પીરનો પાડ માનવાને તે ત્યાં ગયો, તેવારે શેહેરના રક્ષણને અર્થે તેની આસપાસ મજબુત કોટ ચણાવ્યો ને પોતાને રહેવા સારૂ મેહેલ કરાવ્યો. અમીરોએ પણ પોતપોતાને કાજે મકાન બંધાવ્યાં ને પાદશાહે તેમને એ ખર્ચ કરી શકવાને આસપાસની જમીન તથા ગામ આપ્યાં. અજમેરથી શાહે નાઘોર જઈ ત્યાં સિપાઇઓ પાસે તળાવ ખોદાવ્યું ને તેનું નામ શુક્રતળાવ પાડયું. એ મુકામે મારવાડના રાજા રાય માલદેવનો કુંવર ચંદ્રસેન પોતાના પિતાની વતી પાદશાહને સલામ કરવાને તથા ભેટ મૂકવાને આવ્યો, તેમજ વાંકાનેર (બિકાનેર) નો રાજા કલ્યાણમલ તથા તેનો કુંવર રાયસિંહ ખંડણી આપવાને આવ્યા. એ રાજાની આસ્થા દૃઢ જોઈ પાદશાહ તેની કન્યાને વર્યા, અને કુંવરને પોતાની હજૂરમાં રાખી મોટી પદવીએ ચઢાવ્યો. રાજા કલ્યાણમલ એટલો જાડો હતો કે તે ઘોડે સ્વારી કરી શકતો નહિ. નાઘોરની પાસેના જંગલમાં જંગલી

ગધેડાં (ગોર-ખર) વસતાં હતાં તેનો શિકાર શાહે કર્યો. શોધ કરવા મોકલેલા આદમી ખબર લાવ્યા કે થોડા ગાઉપર તે જનાવરો ચરેછે. અકબર ઘોડેસ્વાર થઈ તેમની હારે ગયા.ચાર પાંચ કોશપર તેઓ દીઠામાં આવ્યાથી ઘોડેથી ઉતરી હાથમાં બંદૂક તથા ચાર પાંચ બલુચી સિપાઇને જોડે લઇને ગૂપચૂપ તેઓની નજીક ગયા ને એક ગધેડાને ગોળી લગાવી પાડ્યો. બંદૂકના અવાજથી ભડકી બીજાં ગધેડાં નાઠાં. શાહે તેમની પાછળ સત્તરેક કોશ સુધી જઈ ૧૬ ગધેડાંને માર્યા અને સાંજે પાછા છાવણીમાં આવ્યા. મારેલાં ગધેડાંના માંસને અમીરોને વહેંચી આપ્યું. નાઘોરથી ઉપડી અજોધન નગર જઇ ત્યાંના પીરની જાત્રા કરી; અને પછી લાહોર ભણી જતાં માર્ગમાં દીનાપુરમાં ત્યાંના જાગીરદાર મીરજાં અજીજ કોકાને ઘેર મુકામ કર્યો. તેણે શાહને અરબી ને ઇરાની ઘોડા, રૂપાની જીન, પગે સોનાની સાંકળ ને કીનખાબની ઝૂલોવાળા હાથી, પુષ્કળ ઝવેરાદિક બહુ કીમતી ભેટ કરી; તથા શાહજાદા અને બેગમોને પણ મસ ભેટ આપી. કારભારી, નોકર, ચાકર, અને સિપાઇઓને પણ બક્ષીસ આપી રાજી કર્યા.

૧૬ મું વરસ—તા૦ ૧૩ મી માર્ચ ઇ. સ. ૧૫૭૧. એ સાલમાં અકબરે સિંધ દેશમાંનો ટાટા ગઢ જીતવાને ફોજ મોકલી. ત્યાંનો હાકેમ સુલતાન મહમુદ કેટલાંક વરસ લઢ્યો, પણ તેનું મરણ થવાથી મુગલ સેનાનો જય થયો.

---

# प्रकरण ५ मुं.

ઈલાહી વર્ષ ૧૭ મું તથા ૧૮ મું.—ગુજરાત વિજય.—બંડખોર મીરજાંઓનો નાશ.—નગરકોટ ઉપર સ્વારી.—રાજા બીરબલ.—ગુજરાતમાં બળવો.—ખેડુતોનું રક્ષણ.

ઇલાહી વર્ષ ૧૭ મું—તા૦ ૧૧ મી માર્ચ ઈ. સ. ૧૫૭૨. પોતાની ફોજના સરદારોમાંના અને જીતેલા પ્રાંતોના હાકેમોમાંના જેમણે બળવા કર્યા તેમનો પરાજય અને નાશ થવાથી તથા રાજસ્થા-

નમાંના રજપૂત અધિપતિઓને જીતીને તથા સ્નેહ કરીને મિત્ર અને સેવક કરી લીધાથી, હવે અકબરને ભરતખંડનાં સ્વતંત્ર મુસલમાની રાજ્યો જીતવાને વખત મળ્યો. એ રાજ્યો અસલ દિલ્હીની પાદશાહીના પ્રાંતો હતા; પણ પાદશાહ નબળો પડી ગયાથી ત્યાંના હાકેમે સુલતાન અને પાદશાહપદ ધારણ કરી સ્વતંત્ર થયા હતા. નર્મદાની દક્ષિણમાં ઉતર્યાની પૂર્વે ગૂજરાત અને બંગાળા એ બે દેશ પ્રથમ જીતવાના હતા. આ વેળા ગૂજરાતમાં અવ્યવસ્થા ચાલતી હતી. ત્યાંના સુલતાન બહાદુરશાહના મરણ પછી તેની ગાદીએ તેનો ભત્રીજો બીજો મહમુદશાહ બેઠો હતો. મહમુદનો માનીતો ઇતિયાદખાન નામે સરદાર હતો. તે મૂળે હિંદુ ગુલામ હતો. તેણે મુસલમાન થઈ એ નામ ધારણ કર્યું હતું. તે પાદશાહનો માનીતો હોઈ તેનો મુખ્ય સલાહકાર હતો. મહમુદનો કાળ થયો તેવારે તેની ગાદીએ બેસનાર સર્વમાન્ય વારસ ન હતો; તેથી ઈતિયાદખાને એક બાળકને તેનો પુત્ર ઠરાવી, તેને મુજફ્ફરશાહ ત્રીજો એ નામે ગાદીપતિ કર્યો, અને તેને નામે પોતે રાજ કરવા લાગ્યો. ચેંગીસખાન નામે સરદાર આ ઢોંગની સામો થયો હતો. સને ૧૫૫૬ માં મીરજાં સરદારોએ બંડ કર્યું હતું, તેઓ નાસીને એ ચેંગીસખાનના આશ્રયમાં આવી રહ્યા હતા. એમ શરણે આવેલા છતાં એવી માઠી રીતે વર્ત્યા કે તેમની અને ચેંગીસની વચ્ચે વઢવાઢ થઇ. એ ઝઘડામાં હારવાથી મીરજાં સરદારો માળવે જઇ તે પ્રાંતોનો કબજો કરવા લાગ્યા. ત્યાંથી તેમને અકબરના લશ્કરે નસાડ્યા એવામાં ગૂજરાતમાં ઇતિયાદે ચેંગીસને મારી નાંખ્યો. એ ગરબડનો લાભ લેવાને મીરજાં ગૂજરાતમાં આવ્યા. ગૂજરાતના બીજા સરદારો પણ જૂદાં જૂદાં પરગણાં કબજે કરી માંહોમાંહે વઢવા લાગ્યા. ઇતિયાદખાન તેઓને જીતી શક્યો નહિ અને રાજ્યમાં બહુ અવ્યવસ્થા થઈ. ઇતિયાદે અકબરને લખ્યું કે આપ આવી દેશનો કબજો લેઈ રાજ્યને થાળે પાડો. અકબરશાહ સને ૧૫૭૨ ના સપ્ટેંબર માસમાં દિલ્હીથી ઉપડ્યા. માર્ગમાં મૃગયા રમતા અજમેર ગયા. બીજે દિવસે મીર મહમુદખાન અતકાખાન કલાલને દશ હજાર સ્વાર સાથે આગળ મોકલ્યો, અને પંડે થોડા દિવસ

અજમેરમાં રહી પીરોની કબરો પૂજી તથા શેખલોકને દાન આપી રાજી કર્યા. અજમેરથી ઉપડી પાદશાહી સ્વારી નાગોર ભણી ચાલી. નાગોર બે મજલ રહ્યું તેવારે અજમેરથી બેપીએ આવી બેગમ સાહેબને કુંવર અવતર્યાની વધામણી કહી. એ શુભ સમાચાર સાંભળી શાહે આનંદ પામી ઘણા માણસોને દાન અને ઈનામ આપી ખુશી કર્યા. અજમેરના શેખ દાનિયાલની દરગાહમાં શાહજાદાનો જન્મ થયો તે પરથી તેનું નામ દાનિયાલ પાડયું. પુત્ર જન્મોત્સવ થઇ રહ્યા પછી પાદશાહ નાગોર ગયા. ત્યાં ૧૪ દિવસ રહી ફોજની ખોરાકીનો બંદોબસ્ત કરી મીરથ ગયા. આંહિ તેમને ખબર મળી કે મહંમુદખાન શિરોહી પહોંચ્યો તેવારે ત્યાંના રાજાના વકીલે આવી જાહેર કર્યું કે રાજા પાદશાહને શરણે આવી તેનો સેવક થવાને રાજી છે. તે પરથી મીરે તેની મુલાકાત કરી; ને ઉઠતી વેળા ધારા પ્રમાણે તે રજપૂત વકીલને પંડે પાન આપવા માંડયું. એવામાં તે વકીલે કમરમાંથી કટાર કાઢી ખાનની છાતીમાં ભોંકી. તત્કાળ ખાનના સાથીઓએ તે રજપૂતને અને તેના સાથીઓને કતલ કર્યા. પાદશાહે મીર લશ્કરખાન બક્ષીને ઘવાયલા અમીરની સંભાળ લેવાને મોકલ્યો. હકીમોએ તેને એક પખવાડીઆમાં સાજો કર્યો. મુગલ ફોજ શિરોહી પર ચઢી પાદશાહ શિરોહી પહોંચ્યા તેવારે ૮૦ રજપૂતો એક દેહેરામાં અને ૭૦ રાજાના મેહેલોમાં કેસરિયાં કરવાને તૈયાર થઇ રહ્યા હતા. તેમની જોડે યુદ્ધ થયું, તેમાં તેઓ સઘળા માર્યા ગયા. શિરોહી મુકામેથી વાંકાનેર (બિકાનેર) ના કુંવર રાયસિંહને ફોજ આપી જોધપુર મોકલ્યો કે તેણી તરફથી તથા કોકંડ અને કુંભલમેરનાં રાજ્યો તરફથી ગૂજરાત જીતવા નીકળેલી ફોજને હરકત થાય નહિ, અને આગ્રાનો માર્ગ ખુલ્લો રહે તેવી તે ચોકસી રાખે. એ મુકામે સુલતાન મહમુદ મીરજાં તથા ખોરાસાનના પાદશાહ શાહ તમસ્પનો એલચી યારઅલી તુર્કોમાન, આરબી, તથા ઈરાની ઘોડા આદિક ભેટ સહિત અકબરશાહને મળવા આવ્યો. તેનું યથાયોગ્ય સન્માન કરી મુગલ લશ્કર અણુહિલવાડ પાટણ ભણી ચાલ્યું. તેઓ ડીસે પહોંચ્યા તેવારે સમાચાર મળ્યા કે શેરખાન ફુલાદીના દીકરા પોતાની ફોજ સહિત

ઈડર ભણી ગયા. અકબરે કુંવર માનસિંહને તેમની પાછળ જવાની આજ્ઞા આપી. તા૦ ૧ લી રજબ હી. સને ૯૮૦ ને દિવસે મુગલાઈ સેના પાટણ પહોંચી. તેને થાક ખાવાને માટે પાદશાહ ત્યાં એક અઠવાડિયું રહ્યા, તેવામાં કુંવર માનસિંહ ઘણીક લૂંટ સહિત પાછો આવ્યો. સૈયદ અહમદખાન બારહને પાટણનો વાલી નીમી અકબરે અમદાવાદ ભણી કૂચ કરી. તે શેહેરમાં ઈહિયાદખાનને શેરખાં ફુલાદીએ છ માસથી ઘેર્યો હતો. અકબરશાહ આવ્યાની વાત જાણીને ઘેરો ઉઠાવી તે નાઠો. પાટણથી પાદશાહ અમદાવાદ ભણી ચાલ્યા. બે મજલ આગળ વધ્યા નહિ એટલામાં સુલતાન મુજફ્ફરશાહ શરણે આવ્યો. પાદશાહે તેના ઉપર દયા કરી. બીજે દહાડે ઇતિયાદખાન, મીર અબુ તુરાબ, સૈયદ અહમદ બુખારી, જઝારખાન હબસી, તથા બીજા અમીરો પાદશાહી છાવણીમાં આવી તાબે થયા. ઇતિયાદખાં-એ અમદાવાદના દરવાજાની કુંચી મુગલ પાદશાહને ચરણે મૂકી. અકબરશાહની ઇચ્છા એ ગૂજરાતી સરદારોપર કૃપા કરવાની હતી; પરંતુ તેઓમાંના હબસી અમીરોપર શક ઉત્પન્ન થવાથી તેમને પેહેરામાં રાખી પોતે આગળ હીંડયા. તા૦ ૧૪ મી રજબ શુક્રવારે તેમણે અમદાવાદની થડમાં સાબરમતીને કાંઠે મુકામ કર્યો. તે દહાડે એ રાજનગરની જુમ્મામસજીદમાં અકબરને નામે ખુત્બો પઢવામાં આવ્યો, અને પુરજનો તેને સલામ કરવાને આવ્યા. મુગલાઈ અમલ એ દિવસથી ગૂજરાતમાં બેઠો.

હવે મીરજાં સરદારોને માત્ર જીતવાના રહ્યા. તેમને હાથ વડોદરા, ભરૂચ, અને સુરત એ ત્રણ શેહેરો હતાં. સોમવાર તા૦ ૨ જી શાબાને અકબરશાહ ખંબાત જવા નીકળ્યા. ઈતિયાદખાનાદિક ગૂજરાતી અમીરો પોતાના ઘરની ગોઠવણ કરવાને મસે રજા લઈ પાછળ અમદાવાદમાં રહ્યા; ને તેમાંનો એક નામે ઈખ્તિયારૂલ મુલ્ક ૪ થી શાબાને અહમદનગર (અમનગર) ભણી નાઠો. તેમનાં વચન પર ભરોસો રાખવામાં આવ્યો હતો તે એથી ઉઠી ગયો; તેથી તેમના મુખી ઈતિયાદખાનને નજરકેદ કર્યો, અને બીજા અમીરો પર જાપતો રાખ્યો. ૬ ઠી તારીખે પાદશાહ ખંબાત પહોંચ્યા. અહિં સમુદ્ર તેણે

પેહેલવેહેલો જોયો. ખંભાતમાં ૭ દિવસ રહી તેણે ગૂજરાતના રાજ્ય કારભારનો બંદોબસ્ત કર્યો. મીરજાં અઝીઝ મહમુદ કોકાલતાશ ખાની આઝીમને આખા દેશનો સૂબેદાર અને અમદાવાદનો વાલી નીમ્યો. ખંભાતથી ૧૨ મી તારીખે ઉપડી ૧૪મીએ વડોદરે પહોંચ્યા. અહિંથી સૈયદ મહમુદખાન બારહ, રાજા ભગવાનદાસ, કુંવર માનસિંગાદિક અમીરોને સુરત જીતવાને ફોજ આપી મોકલ્યા. હુસેન મીરજાંને હાથ સુરત હતું. ઇબ્રાહીમ મીરજાં ભરૂચમાં હતો તે પાદશાહના પક્ષના રૂસ્તમખાન રૂમીને મારી નાંખીને ઉત્તરભણી નાઠો. એ ખબર થતાં શાહે સુરત જતી ફોજને અટકાવી અને તેમાંથી વીણી કાઢેલા સરદારોને તથા બે હજાર ફોજને લેઇ પોતે તેની પાછળ ધાયો. શાહજાદો સલીમ જોડે હતો તેને છાવણીમાં મૂકી અકબરશાહે દહાડો રાત ચાલી ઉતાવળી કૂચ કરી, તેથી ફોજ પાછળ પડી ગઈ. તા. ૧૭મી શાબાનની પોહોર રાત્રે ઇબ્રાહીમ મીરજાં ભાગવાની ખબર મળી ને તેજ રાત્રે અકબરે તેની પૂઠે દોડ કરી. બીજે દિવસે રાત પડતાં માત્ર ૪૦ સ્વારો સહિત પાદશાહ મહીન્દ્રી નદીને કાંઠે આવી પહોંચ્યા. સામે તીરે સરનાલ નગરમાં ઇબ્રાહીમ ભરાયો હતો. એ વાત જાણતાં શાહના અનુચરો સંતાવા લાગ્યા. એવામાં સૈયદ મહમુદખાન, કુલીખાન, રાજા ભગવાનદાસ, કુંવર માનસિંગ, કુંવર ભોજાદિક સરદારો આવી પહોંચ્યા. કુંવર માનસિંગની અરજપરથી તેને હરોળની સરદારી આપી. આ વેળા પાદશાહની જોડે માત્ર ૧૦૦ જોદ્ધા હતા એમ તબકાતી અકબરીમાં લખ્યું છે. ફિરિસ્તા ૧૫૬ જણાવે છે; પણ બદાઉની લખેછે કે માનસિંગે ૧૦૦ સ્વારો સહિત નદી ઓળંગી. ઇબ્રાહીમ મીરજાંની પાસે ૧૦૦૦ સ્વાર હતા. તે આ સાહસ જોઈ પોતાના સ્વારોને યુદ્ધ કરવાનો હુકમ આપી ગામ બહાર નીકળ્યો. માનસિંગના ગયા પછી પાદશાહ પંડે નદી ઉતરી નગરમાં પેઠા, ત્યાં માલૂમ પડ્યું કે શત્રુ શેહેર બહાર જઈ ઉભો છે. મુગલ સેનાને હવે અકબરે ગામ બહાર આણી. બેઉ લશ્કર સામસામાં આવી ઊભાં. બાબાખાન શકશાલ તીરંબાજોને લઈ આગળ વધ્યો; પણ મીરજાંના સ્વારોએ તેમને પાછા હઠાવ્યા. પછી રાજા બિહારીમલનો કુંવર ભૂપત ચઢ્યો

ને બહુ શૂરથી લઢ્યો ને રણમાં પડ્યો; એથી હિંમત પામી શત્રુએ હલ્લો કર્યો. પાદશાહી ફોજ સાંકડી નેળમાં ઉભી હતી, ને તેની બંને બાજુએ કાંટાની મજબૂત વાડ હતી; તેથી તેમાં ત્રણ સ્વાર માત્ર એકે પેશી શકે તેમ હતું. શૂરના આવેશમાં પાદશાહ મોખરે ધસ્યા હતા ને તેની હારે રાજા ભગવાનદાસ હતા. ત્રણ સ્વારો તેમના ઉપર આવ્યા તેમાંના એકને રાજાએ ઘાયલ કર્યો ને બેને અકબરે નસાડ્યા. શાહને ભયમાં જોઈ મુગલ સ્વારોએ ઉશ્કેરાઈ ઘણા વેગથી દુસ્મન ઉપર ઝંપલાવ્યું. આખરે મીરજાં અને તેના સિપાઈ નાઠા. અકબર શાહે સર્નાલમાં જઈ આ ફતેહને માટે પરમેશ્વરનો પાડ માન્યો અને જોદ્ધાને સરપાવ આપ્યા. રાજા ભગવાનદાસને નિશાન નોબત આપ્યાં.

આ જય કરી પાદશાહે પાછા વડોદરે જઈ સુરત જીતવાની ગોઠવણ કરી. સુરતનો કિલ્લો નાનો પણ ઘણો મજબૂત છે. ગૂજરાતના સુલતાન મહમદના સફ્ર આકા નામે ગુલામે હી. સને ૯૪૭ માં તે બંધાવ્યો હતો. સફ્ર આકા શૂરો અને ચતુર હોવાથી તેને સુલતાને ખુદાવંતખાન નામ આપી અમીર બનાવ્યો હતો. એ કિલ્લાને બંધાતો અટકાવવાને ફિરંગી લોકે લઢાઈ કરી તથા લાંચ આપવા માંડી, પણ તેઓ ફાવ્યા નહિ. જમીન તરફ કિલ્લાની આસપાસ આશરે ત્રીશ ગજ પહોળી ખાડી ખોદાવી તેમાં તાપીનું પાણી આણ્યું. બહારના અને અંદરના કોટ પત્થર, ચૂનો, અને પકવેલી ઇંટોના ચણાવ્યા છે. બુરજો પત્થરના છે અને ભયંકર દીસેછે. પત્થરને લોઢાના ચાપડાવતી જોડ્યાછે ને તેમાં સીસું પૂર્યુંછે. બેવડા કોટની જાડાઈ ૧૭॥ ગજ અને ઊંચાઈ ૩૦ ગજ છે, ને બીજી ચાર દીવાલો ૨૨॥ ગજ જાડી અને ૩૦ ગજ ઊંચી છે. ચેંગીસખાનના મરણ પછી એ ગઢ મીરજાંને હાથ આવ્યો. મુગલ સેનાને આવતી જાણી મીરજાં સુરતમાંથી સટકી ગયા. તા. ૧૮ મી રમજાને અકબરશાહે જઈ સુરતના કોટની પાસે મુકામ કર્યો અને ઘેરાનું કામ તાકીદથી ચલાવ્યું. ગઢવીઓ લાચાર થઈ શરણે આવ્યા ને અકબરે કૃપા કરી તેમને જીવતદાન આપ્યું. સુરતનો ઘેરો ચાલતો હતો તેવામાં મીરજાંએ

અણુહિલવાડ પર ઘેરો નાંખ્યો. એ ખબર થતાં અકબરે માળવા, ચંદેરી, રાઇસીન, વગેરેના જમીનદારોને તેમની ફોજ સહિત બોલાવી, આજમખાનની સરદારી નીચે શત્રુનો પરાજય કરવાને મોકલ્યા. મીરજાં હાર્યા અને નાઠા. આ તેમનો છેલ્લો મોટો પ્રયત્ન હતો. ફરીથી પાછા એકઠા થવા ન પામતાં નાસતા ભાગતા ભિન્ન ભિન્ન સ્થળે કેટલાંક વરસમાં તેઓ માર્યા ગયા.

ઈલાહી વર્ષ ૧૮ મું—તા૦ ૧૧ મી માર્ચ ઈ. સ. ૧૫૭૩. સુરત જીતી પાદશાહે અમદાવાદ જઇ ખાની આજમ મીરજાં કોકાને ગૂજરાતનો હાકેમ ફરીને નીમ્યો. ત્યાંથી ઉપડી શાહ પાછા આગ્રે જવા નીકળ્યા. માર્ગમાં પાટણ તાબાના હૈબતપુર નગરને મુકામે આજમખાન વગેરે અમીરોને ઇનામ આપી પોતપોતાની જાગીરે વિદાય કર્યા, અને પદભ્રષ્ટ સુલતાન મુજફ્ફરને માળવામાં જાગીરો આપી ત્યાં રહેવા મોકલ્યો. અજમેરથી પાદશાહ એક મજલ દૂર હતા તેવારે મુલતાનના નવાબ સૈયદખાન તરફથી ઇબ્રાહીમ હુસેન મીરજાંના મરણના સમાચાર આવ્યા. એ બંડખોર ગૂજરાતથી નાસતો અને લૂંટફાટ કરતો મીરથ ગયો. મીરથના નવાબે દરવાજા વાસી અંદર પેશવા દીધો નહિ ત્યારે તે નારનૌલ ગયો. રાયરામ અને રાયસિંહ પાદશાહી ૧૦૦૦ સ્વારો સહિત જોધપુરમાં હતા, તેમણે એ વાત જાણી તેના ઉપર સ્વારી કરી. નાધોરમાં ફરખખાન નામે સરદાર તેને આવી મળ્યો, પણ એ ખબર મીરજાંને થતાં તે નાઠો. તા૦ ૨ જી રમજાન હી. ૯૮૦ ને દિવસે પાદશાહી ટૂકડીએ તેને પકડી પાડી હરાવ્યો; તથાપિ ૩૦૦ સ્વારો સહિત ગંગા અને જમના નદીઓ ઉતરી શંભલ પ્રાંતમાં આજમપુર પરગણામાં તેની અસલ જાગીર હતી ત્યાંથી ગામડાં લૂંટતો પંજાબમાં ગયો. મુલતાનથી ૪૦ કોશપર હતો તેવારે પાદશાહી સરદાર હુસેન કુલીખાંએ તેના ઉપર હુમલો કર્યો. એ સંગ્રામમાં તેનો ભાઇ ઝલાયો ને તેની ફોજ હારી, પણ તે પંડે નાસી છૂટયો. મુલતાનની પાસે બીઆ અને સતલજનો સંગમ થઇ ગાર નદી બનેછે, તેને કાંઠે તે રાત્રે આવી પહોંચ્યો. તે વાતની ખબર થતાં ત્યાંના માછી લોકે તેના ઉપર તેજ રાત્રે હલ્લો કર્યો. લઢતાં એક તીર

તેના ગળામાં ભોકાયું, તોપણ તે વેશ બદલી નાઠો; પરંતુ દિવસ થતાં ગામડાંના લોકે તેને ઓળખી પકડયો ને મુલતાનના નવાબ સૈયદખાંને હવાલે કર્યો. અહિં તેના જખમના મંદવાડથી તે મરી ગયો. તેનું માથું વાઢી સૈયદખાન પાદશાહની હજૂરમાં લેઇ ગયો. એ દર્મિયાન શાહ અકબરે અજમેર જઇ પીરોની ઘોરોની પૂજા કરી, બહુ ખેરાત કરી. ત્યાંથી આગળ રાજનગર ભણી જતાં ફ્રાથપુરથી ૧૨ કોશપર બચૂના નગરમાં સારા મુહૂર્તની વાટ જોવાને તે ત્રણ દિવસ રહ્યો.

અકબરશાહે સ્વદેશી રાજા બની દેશના હિંદુ અને મુસલમાન વિદ્વાનોને નિષ્પક્ષપાતે તેમના ગુણ પ્રમાણે આશ્રય આપવા માંડયો હતો. તેના દરબારમાં હિંદી કવિઓમાં બ્રહ્મદાસ ભાટ હિંદી કવિતા રચવામાં બીજા સર્વ કવિઓથી ચઢીઆતો હતો; તેથી તેને પોતાની હજૂરમાં રાખી બહુ માન આપતો અને તેને કવિરાયનો ઈલકાબ આપ્યો હતો. બ્રહ્મદાસ કવિતા રચવામાં અને મહાપુરૂષોનાં ચરિત્ર વર્ણવવામાં જેમ એક્કો હતો, તેમ મહાબુદ્ધિમાન્ હોઈ રાજકાજમાં ચતુર અને યુદ્ધમાં શૂરો હતો. તેના ગુણ અને તેની સેવાથી ખુશી થઈ અકબરે તેને "રાજા બીરબલ" એવો ખિતાબ આપ્યો, અને મોટાં કામ સોંપ્યાં. બીરબલ કહેતાં વીરબલ; વીર એટલે મોટો જોદ્ધો, જેનામાં મોટા જોદ્ધા જેટલું બળ છે એવો રાજા. અકબર વિષેની વાર્તાઓમાં બીરબલ ઘણો પ્રખ્યાત છે. આ વેળા નગરકોટનાં રાજા જયચંદ્રને કાંઈ અપરાધને માટે પાદશાહે કેદ કર્યો તે માટે તેના કુંવર બડીચંદ્રે બંડ ઉઠાવ્યું. શાહે તેનો મુલક જપ્ત કરી એ ઈલકાબની જોડે તે રાજ્ય કવિરાજને જાગીરમાં આપ્યું; અને લાહોરના સૂબેદાર હુસેન કુલીખાન તથા પંજાબના અમીરોને આજ્ઞા કરી કે એ બળવાખોરને જીતી તેનો એ મૂલક રાજા બીરબલને સ્વાધીન કરવો. એ હૂકમ લેઈ બીરબલ લાહોર ગયો. લાહોરથી મુગલ ફોજ નગરકોટ ભણી ચાલી. શત્રુના પહાડી દેશમાં દાખલ થતાં દમહરી નામે ગઢ આવ્યો તેનો ગઢવી નામે છોટા જયચંદ્રનો સગો છતાં તાબે થયો. ત્યાર પછી કુટુલા નામે ઊંચો કિલ્લો આવ્યો. એ ડુંગરી મૂલકમાં ગ્વાલિયર નામે નગર છે ત્યાંના રાજાનો અસલ એ ગઢ હતો; પણ જયચંદ્રે તે તેની પાસેથી ખૂંચાવી લીધો

હતો. કુટુલા માંહેની રજપૂત સેના લઢવાને સજ્જ થઇ. હુસેન કુલીખાને તેપર તોપો વડે હુમલો કરી તેને જીતી લીધો. પછી ગ્વાલિયરના રાજાને તે ગઢ આપી તથા તેમાં થોડી પાદશાહી ફોજ રાખી તે આગળ વધ્યો એટલે ઘાડું વન આવ્યું. તેમાં ઝાડ એટલાં ખીચોખીચ હતાં કે, એક ઇતિહાસ કર્તા લખેછે કે, સાપ કે કીડી અંદર પેશી શકે નહિ. મુગલ સેનાએ તે ઝાડી કાપી રસ્તો કર્યો. તારીખ ૧ લી રજબ હી. ૯૮૦ માં મુગલ લશ્કરે નગરકોટની થડમાં મકાઇનાં ખેતરોની પાસે મુકામ કર્યો. શેહેરના કોટની બહાર જૂમ હિસાર એટલે જૂમગઢ હતો, તેમાં મહામાયાનું દેહેરૂં હતું. શત્રુની એક રજપૂત ટુકડી કેસરીયાં કરવાને તેમાં સજ્જ થઇ હતી. એ ગઢપર હલ્લાં કરતાં તેઓ સામા આવ્યા ને એકેએક શૂરવીર પડ્યો ત્યાં સુધી લઢયા. માતાના પૂજારી બ્રાહ્મણ હતા તેઓ કતલ થયા ને વિજયી મુગલ સૈન્ય ગઢમાં પેઠું. માતાની બસેં કાળી ગાયો દેહેરાના ચોકમાં હતી તેઓને કેટલાક જંગલી તરકડાએ વાઢી નાંખી અને તેમનાં લોહીથી પોતાનાં ખાસડાં ભરી દેહેરાપર ફેંક્યાં. એ ગઢ અને કેટલાક બુરજ કોટ બહાર હતા, તેને પાડી પાધર જમીન કરી મુગલોએ ત્યાં છાવણી કરીને આખા નગરને ઘેરી તોપો ગોઠવવાને ધૂળીઆ કોટ કર્યા; તથા પાસેની એક ડુંગરી ઉપર પણ તોપો ચઢાવી. એ તોપોના ગોળાથી નગરમાં કેટલુંક નુકસાન થયું ને રાજાની ભોજનશાળાની દીવાલ પડી. તે તળે એંશીએક માણસ ચગદાઇ મુવાં. ઘેરાનું કામ જોરથી ચાલતું હતું તેવામાં ઈબ્રાહીમ હુસેન મીરજાં આવ્યાના સમાચર લાહોરથી આવ્યા. તે પરથી શું કરવું તેનો વિચાર કરવાને હુસેન કુલીખાને મુખ્ય અમલદારોની ગુપ્ત સભા બોલાવી. મુગલફોજ પીડા પામતી હતી, અને શત્રુ સંધિ કરવાને આતુર હતો. વળી તે મુગલોને મીરજાંને ઝાલવા જવું હતું. એ બધા ઉપર નજર રાખી દુશ્મનની અરજ કબૂલ કરી. જયચંદ્ર રાજાએ મોટી ખંડણી આપવી કબુલ કરી, અકબરશાહી તોલે પાંચમણ સોનું તથા બીજો માલ આપ્યો. તેના મેહેલને આંગણે મસજીદ ચણાવવા માંડી, તેની એક કમાન પૂરી થતાં મુગલ સરદારો ત્યાં નિમાજ પડયા; ને હાફીઝ મહમદ બાકરે શાહ અકબરને

નામે ખુલ્બો વાંચ્યો તેવારે તેના ઉપર સોનું વધાવ્યું. અબુલ ફ્રઝલ એમાં એટલો વધારો બતાવેછે કે જયચંદ્રે પાદશાહને પોતાની બેટી આપવી અને પાદશાહ એ શરતો સ્વીકારે નહિ તો ગઢ આપવો, તથા તે માટે તેના કુંવરો તથા ફ્રટાયાને ઓળમાં આપવા;ને રાજા બીરબલને નુકશાન ભરી આપવું કબુલ કર્યું. આ ફ્તેહ કરી હુસેન કુલીખાને ઈબ્રાહીમ હુસેન મીરઝાંપર સ્વારી કરી તેને હરાવ્યો અને તેના ભાઇને કેદ કરી પાદશાહની હજુરમાં આણ્યો. એ કેદીની આંખો સીવી લીધી હતી, અને તેના ૩૦૦ અનુચરો જોડે હતા તેઓને શીંગડાંવાળાં ગાયોનાં ચામડાં ઓઢાડ્યાં હતાં, તેથી તેઓ વિચિત્ર દેખાતા હતા. અકબરે આંખો ખોલાવીને કેદીઓને યોગ્ય શિક્ષા કરી.

રાજધાનીમાં પાછા આવ્યા ને છ માસ નહિ થયા એટલામાં ગૂજરાતમાં બળવો ઉઠયાના સમાચાર આવ્યા. ઇખ્તિયારૂલ મુલ્કે ઈડરના રાજા રાયનારાયણની મદદથી અહમદનગર (અમનગર) નો કબજો લેઈ ત્યાં બંડનો ઝુંડો રોપ્યો. મહમુદ હુસેન મીરઝાં દક્ષિણમાં નાઠો હતો ત્યાંથી આવી સુરતપર ચઢ્યો; પણ ત્યાં તેનું ફાવ્યું નહિ તેથી ખંભાત ભણી એકાએક ધાયો. ત્યાંના મુગલ હાકેમની કને તેને અટકાવવા જેટલું સૈન્ય ન હોવાથી તે બંદર તેને હાથ આવ્યું. અમદાવાદના સુબેદાર ખાનીઆજમે એક ફોજ એ મીરઝાંને જીતવાને ખંભાત મોકલી; અને બીજી લેઈ પંડે અહમદનગર ભણી ગયો. મીરઝાંની હાર થવાથી તે ખંભાતથી નાસી ઇખ્તિયારૂલ મુલ્કને જઇ મળ્યો. બીજા ગૂજરાતી સરદારો પણ તેને આવી મળ્યા, તેથી તેની પાસે ૨૦,૦૦૦ મુસલમાન અને રજપૂત જોદ્ધા એકઠા થયા. એ ફોજ લેઈને અમદાવાદ તરફ ચાલ્યો. એ ખબર થતાં ખાનીઆજમ ઉતાવળી કૂચે તેની પેહેલાં આવી અમદાવાદમાં ભરાયો. આ સમાચાર અકબરશાહને મળવાથી તેણે ઝટપટ ગૂજરાત જવાની તૈયારી તાકીદે કરી. કેટલાક જાગીરદારો તેમની ફોજો સહિત હાજર થતાં માલૂમ પડ્યું કે સિપાઇઓને પેહેરવાને વસ્ત્ર અને લઢવાને હથીઆર બરોબર ન હતાં, માટે સરકારી ખરચે તે અપાવ્યાં. સુજાઅતખાન, રાજા ભગવાનદાસ, અને કુમાર જયસિંહને હરોળના ઉપરી નીમી આગળ મોકલ્યા એમ

ગુજરાત જનારી સેનાને ચાલતી કરી, હુસેન કુલીખાનને ખાનજહાનનો ઈલ્કાબ તથા નવી જાગીરો આપી તથા રાજા ટોડરમલને મદદમાં આપી પંજાબપર હકૂમત કરવાને મોકલ્યો.

તા. ૨૪ મી રબીઉલ આખીર હી. સને ૯૮૧ વાર રવિએ પાછલી રાત્રે સાંઢણીની.સ્વારીથી શાહ ગૂજરાત જવા નીકળ્યા. ૭૦ મૈલ ચાલી તોડા નામે ગામે પહોંચતાં સુધી વચમાં અટક્યા નહિ. અહિં થોડો વિસામો લેઈ જે મળ્યું તે ખાઇ લેઇ ચાલવા માંડયું. સોમવારે સવારે હસમહાલમાં થોડો થાક ખાઇ આગળ હિંડ્યા. એક પોહોર રાત જતાં મુઈજાબાદ નામે ગામમાં પાદશાહ પહોંચ્યા. આ વખતે થાક બહુ લાગવાથી તથા હજૂરી સ્વારો પાછળ પડવાથી અકબરે થોડા કલાક ત્યાં આરામ લીધો. નોકરોએ તેના અંગને તેલ લગાડી મસળીને ચાંપ્યું. એવામાં હજૂરી પાછા આવી પહોંચવાથી ગાડામાં સુઈ ચાલવા માંડયું. આખી રાત કૂચ કરી મંગળવારે શાહ અજમેર પહોંચ્યા. ત્યાં પીરોની કબરોની પૂજા કરી તથા ગરીબોને ખેરાત આપી પોતાના મેહેલમાં થોડો વખત વિસામો લેઈને ઘોડે સ્વાર થઇ પ્રવાસ જારી રાખ્યો. એ વખત સુધીમાં તેણે ૧૪૦ હિંદુસ્તાની કોશ (૨૨૮ મૈલ) ની મુસાફરી કરી. અજમેરથી ઊપડ્યા તેવારે સ્વારીમાં માજી વજીર બેહેરામખાનનો પુત્ર મીરજાંખાન, તથા કેટલાક બીજા સરદારો સામીલ થયા. બીજા ઉમરાવોને આગળ મોકલ્યા હતા તેઓ રસ્તામાં મળતા ગયા.અજમેરથી તેજ દિવસને પાછલે પોહોરે મીરથ ભણી ચાલ્યા.અજમેર અને મીરથની વચ્ચે ૩૦ મૈલનું અંતર છે. રાત્રે સુંદર ચંદની પ્રકાશતી હતી. મીરથથી ૧૪૫ મૈલપર જીતારણ છે, ત્યાં થઈ આગળ ૩૩ મૈલ પાલી છે, ત્યાં થઈ ભગવાનપુર ગયા. અહિંથી અકબરની મરજી શિરોહીને માર્ગે જવાની હતી; પણ ત્યાં શત્રુનો ભય હોવાથી તેના અનુચરોની ઈચ્છા જાલોરને માર્ગે જવાની હતી. જોડે ભૂમીઆ હતા તેમણે ભૂલા પડ્યાનો ઢોંગ કરી જાલોરને રસ્તે પાદશાહી સ્વારીને લીધી. તા. ૨ જી જુમાદલ અવ્વલને દિને શાહ ડીસે પહોંચ્યા. એજ રાત્રે ત્યાંથી ઉપડી પાટણની પાસે બાલીસાણા નામે ગામમાં જઇ મુકામ કર્યો. અહિં પોતાની સાથે આવેલી, આગળ મોકલે-

થી, તથા આસપાસનાં થાણાંઓમાં રહેલી તમામ ફોજને એકઠી કરી મેદાનમાં ઊભી રાખી અકબરશાહે હાજરી લીધી. તેમનાં હથીઆર, ઘોડા, વગેરે તપાસી કવાયત કરાવી જોઈ. માત્ર ૩૦૦૦ (ત્રણ હજાર) સ્વાર હતા, અને શત્રુની જોડે વીશ હજાર હતા. માટે ખૂબ તજવીજ રાખી કાંઇ કચ્ચાસ રહેવા દીધી નહિ. એ ત્રણ હજારમાંથી ૧૦૦ સ્વાર વીણી કાઢી પોતાની હજૂરમાં રાખ્યા; અને બાકીનાના મધ્ય, જમણો, અને ડાબો એવા ત્રણ ભાગ કરી તેની સરદારી બીજા અમીરોને આપી તેજ દહાડે પાછલે પોહોરે અમદાવાદ ભણી કૂચ કરી. આ સમાચાર અમદાવાદ મધ્યે ખાનીઆજમને જણાવવાને ખેપીઆ મોકલી, આખી રાત ચાલી તા. ૩ જી મંગળવારે પાદશાહી સેના કડી આગળ આવી પહોંચી. કડીમાંના દુશ્મનના લશ્કરે કોટમાંથી બહાર આવી મુગલ સ્વારોને ખાળવાની કોશીશ કરી. અકબરે તેને હરાવી નસાડી. નાસતાં બચ્યા તેઓ કડીના ગઢમાં ભરાયા. તે ગઢને જીતવાનો કે ઘેરવાનો પ્રયત્ન ન કરતાં અકબરશાહે આગળ પાંચ ગાઉ ચાલી પ્રાતઃકાળ લગી મુકામ કર્યો. પરોઢિયું થતાં બક્ષીઓએ ફોજને ચાલતી કરી. અમદાવાદ ત્રણ ગાઉ રહ્યું તેવારે મુકામ કરવાની આજ્ઞા શાહે આપી. એમ ફતેપુરથી ઉપડી નવ દિવસમાં ૪૦૦ ગાઉ ચાલી અકબરશાહ અમદાવાદ આવ્યા !! અહિં ખાનીઆજમને શેહેરમાંથી ફોજ લઇ તેને આવી મળવાનો હુકમ અકબરે મોકલ્યો. * પાદશાહ પંડે આવ્યાની ખબર જાણી શત્રુ ચમક્યા. એટલી વારમાં તે આવી પહોંચશે એ તેમના સ્વપ્નામાંએ ન હતું. તેથી તેઓ તેની સામા લઢવાને તૈયાર ન હતા. તેમના ઉપર ઓચિંતા ધસવું એ બાહાદુર યોદ્ધા-

* આ સંગ્રામ કરવાને અકબરશાહ શસ્ત્ર ધારણ કરતા હતા તેવામાં તેણે એક તરૂણ રાજકુમારને બખ્તરના ભારથી દબાઇ જતો જોયો. તેની પાસે જઇને ભારે બખ્તર ઉતરાવી, તેણે તેને હલકું કવચ પેહેરવાને આપ્યું; અને તેનું કવચ કોઇ બીજા રાજાને પેહેરાવ્યું. એ રાજા પેલા તરૂણ કુમારના બાપનો સામાવાળીઓ હતો; તેથી ગુસ્સે થઈ શાહનું આપેલું બખ્તર તે તરૂણે ફેંકી દઇ કહ્યું, 'હું વગર બખ્તરે યુદ્ધ કરીશ.' તેના ઉપર રીસ ન કરતાં અકબરશાહ તે જોઇ બોલ્યા કે 'મારા સુભટો વગર કવચે લઢે તો મારે પણ તેમ કરવું.'—અકબરનામું. એલ્ફિન્સ્ટન કૃત ગ્રંથમાંથી.

ને યોગ્ય ન ગણાય, એવી વાતો મુગલ સેનાના લડવૈયા કરવા લાગ્યા. મુગલ ડંકો વાગ્યો અને પાદશાહી રણશીંગાં ફૂંકાયાં તેવારે શત્રુ ગાભરા થઇ હથીઆર સજવા દોડ્યા. બે સેનાની વચમાં માત્ર સાબરમતી નદી હતી. શત્રુઓનો સેનાપતિ મહમદ હુસેન મીરજાં બે ત્રણ સ્વાર સહિત નદીને કિનારે તજવીજ કરવાને ગયો. સામે કાંઠે સુભાનકુલી તુર્ક નામે મુગલ સરદાર પણ બે ત્રણ સ્વારો સાથે આવ્યો હતો, તેને મીરજાંએ પૂછયું કે 'એ કોની ફોજ છે.' મુગલ સરદારે ઉત્તર આપ્યો કે 'અકબરશાહ પોતે રાજદ્રોહીઓને સજા કરવાને આવ્યાછે.' મીરજાં કહે, "મારા ગુપ્ત બાતમીદારોએ મને જણાવ્યું હતું કે ૧૪ દિવસપર પાદશાહ ફતેપુરમાં હતા તો એટલીવારમાં અહિં ક્યાંથી આવ્યા? પાદશાહના હાથી ક્યાં છે?" શુભાનઅલી કહે, "નવ દહાડામાં ૪૦૦ કોશ હાથીઓ કેમ ચાલી શકે?" મીરજાં આશ્ચર્ય અને ખેદ પામી પાછો ફર્યો. પોતાને મુકામે જઈ તેણે તત્કાળ સંગ્રામની ગોઠવણ કરી. શેહેરમાંથી ખાનીઆજમને બહાર આવતો અટકાવવાને તેણે ૫૦૦૦ સ્વારો સહિત ઇખ્તિયારખાનને મોકલ્યો, અને બાકીનું સૈન્ય લેઈ પંડે પાદશાહ સામો ગયો. આણીમેર અકબરે પોતાની હરોળને નદી ઉતરવાની આજ્ઞા કીધી, તેની પૂઠે ફોજના વામ અંગજોડે વજીરખાનને મોકલ્યો, ને તેની પાછળ પોતે ગયા. નદી ઉતરતાં થોડી અવ્યવસ્થા થઇ; પણ તે ઝટ સુધારી પાદશાહી ફોજ સામે તીરે પહોંચી. થોડે છેટે જતાં હુસેન મીરજાંએ પોતાના ૧૫૦૦ વિશ્વાસુ મુગલ સ્વારો સહિત હરોળ ઉપર ધસારો કર્યો; અને તેની ફોજના હબસી અને અફગાન સરદારો વજીરખાન ઉપર ધાયા. યુદ્ધ જબરૂં જામ્યું. પાદશાહી યોદ્ધાને જરા ડગમગતા જોઈ અકબરશાહે ખીજવાયલા વાઘની પેરે શત્રુ ઉપર ઝંપલાવ્યું, અને તેના લશ્કરની એક બીજી ટૂકડી દુસ્મનને પડખે ધસી. હુસેન મીરજાં અને શાહ મીરજાં બહુ જોશથી લઢ્યા, પણ તેમનો પાસો સવળો પડ્યો નહિ. પોતાની ફોજને હાર ખાતી જોઇ તેઓ પાછી પાની કરી નાઠા. વિજયસ્થાનમાં ઊભા રહી અકબરશાહે તેમની પાછળ લશ્કર દોડાવ્યું. હુસેન મીરજાં ઘવાણો અને તેનો ઘોડો કાંટાની વાડમાં પડ્યો, તેની જોડે તે પણ

નીચે પડયો. ગદાઅલી નામે તુર્ક તેની પાછળ પડયો હતો તેણે ઘોડે-થી કૂદી પડી તેને પકડી લીધો.

ડાબી બાજુએ વજીરખાન બહુ શૂરથી હબસી અને અફગાનના હૂમલા પાછા વાળતો હતો. મીરજાંના પરાજયની ખબર જાણી તે-ઓ પણ નાઠા. જમણી બાજુએ મીરમહમદખાને શત્રુના સરદાર શે-રખાન ફુલાદીને હરાવ્યો. એમ દુશ્મનની આખી સેના ભાંગી ગઈ; અને વિજયી શાહે તેને માટે રણક્ષેત્રની કોરે આસન કર્યું હતું ત્યાં જઈ પ્રભુનો પાડ માન્યો. થોડી વારે ગદાઅલી અને એક બીજો સિ-પાઈ હુસેન મીરજાંને ઝાલી લાવ્યા. દરેકે તેને પકડવાનો દાવો કર્યો. બીરબલે મીરજાંને પૂછ્યું કે " તમને કોણે ઝાલ્યા ?" મીરજાં કહે, "પાદશાહ તરફ કરેલી કૃતઘ્નતાએ." અકબરે માયાળુ વચને ધીરજ દેઈ, તેને રાયસિંહને સોંપ્યો. મીરજાંની હારની ખબર થતાં ઇખ્તિયારૂલ-મુલ્ક ગૂજરાતી યુદ્ધ કરવાને આવ્યો. પાદશાહી ફોજે તેને હરાવી તેનું મસ્તક લાવી શાહને ચરણે મૂકયું. એને આવતો જોઈ રાયસિંહના રજપૂતોએ મીરજાં હુસેનને હાથીએથી નાખી દેઈ બરછી ભોંકી પૂરો કર્યો. રણમાં પડેલા બંડખોરોનાં માથાંનો શંકુ આકારે પાદશાહે ઢગલો કરાવ્યો તેમાં ૨૦૦૦ માથાં થયાં. થોડી વારમાં શેહેરમાંથી ખાનીઆ-જમ તથા શત્રુની પાછળ ધાયેલા અમીરો શાહની હજૂરમાં આવ્યા, તેમને શાહે શાબાશી આપી. પછી અમદાવાદમાં જઇ અકબરે ભદ્ર-માંના પાદશાહી મેહેલમાં મુકામ કર્યો; ને વિજયી સરદારોને યોગ્યતા પ્રમાણે ઈલકાબ અને ઈનામ આપ્યાં; તથા ફતેહના સમાચારપત્રો ઠામ ઠામ મોકલ્યા. મહમદ હુસેન મીરજાંનું માથું આગ્રાની ભાગોળે અને ઇખ્તિયારૂલમુલ્કનું ફત્તેપુરની ભાગોળે લટકાવવાને મોકલ્યું. શેહેરના મહાજનો મુબારકબાદી અને નજરાણાં આપવાને આવ્યા તેમનું શાહે સન્માન કર્યું, તથા ગરીબ લોકને દાન આપ્યાં. શાહ મીરજો નાસી છૂટયો હતો તેનો નાશ કરવાને લશ્કર આપી કુતબુદ્દીન મહમદખા-નને ભરૂચ અને નવરંગખાનને ચાંપાનેર મોકલ્યા. રાજા ભગવાનદાસ, શાહકુલી મહરમ, વગેરે અમીરોને ઈડર જીતવાને મોકલ્યા. ત્યાંનો રાણો ઉદયસિંહ નાસી પહાડોમાં ભરાયો. પાટણ, ધોળકા, ધંધુકા, વ-

મેરે ગૂજરાતનાં પરગણાંઓનો વહીવટ કરવાને ખાનીઆજમના હાથ નીચે હાકેમો નીમી અકબરશાહ અમદાવાદથી ઉપડી મેહેમદાવાદ ગયા. અહિં મહમદ બેગડાનો ઊંચો સુંદર મેહેલ હતો તેમાં તેણે મુકામ કર્યો. એ મુકામે ગિયાસુદ્દીન અલી બક્ષીને તેની સારી સેવાને માટે આસફ્ખાનનો ઇલિકાબ આપી, ગૂજરાતનો દીવાન અને બક્ષી નીમી, ખાનીઆજમની મદદમાં મૂકયો. મેહેમદાવાદથી રાત્રે નીકળી શાહ ધોળકે ગયા, અને ત્યાંથી રાત્રે ઉપડી કડી ગયા. કડીથી સિદ્ધપુર ગયા. રાજા ભગવાનદાસ અને શાહકુલી મહરમે વડનગર સર કર્યાનો વૃત્તાંત અહિં મળ્યો. શાહે ઉત્તરમાં તેમનો ઉપકાર માન્યો. સિદ્ધપુરથી નીકળ્યા શિરોહી જઈ મુકામ કર્યો. એ તરફ્ના બંડખોર અને લૂંટારા લોકને પકડી સજા કરવાને તથા દેશનો બંદોબસ્ત રાખવાને સાદતખાનને થાણુદાર ઠરાવ્યો. શિહોરથી શાહ અજમેર ગયા. ત્યાંના પીર ખ્વાજા મુઇનુદ્દીન ચિસ્તીની ઘોરને પૂજી ફકીરોને ખેરાત આપી નીકળ્યા તે રામદાસ કચ્છવાળાની જાગીરમાંના ગામ પુણે ગયા. અહિં રામદાસે તેને અને તેના લશ્કરને મીજબાની આપી. ગૂજરાતમાં ઉપજ ખરચનો હિસાબ જોઈએ તેવો રાખવામાં આવ્યો નહોતો; તેથી પાદશાહે તે સુધારવાને રાજા ટોડરમલને તેડાવ્યો હતો, તે આ મુકામે આવી મળ્યો. રાજાને ગૂજરાત મોકલી શાહ ફ્તેપુર ભણી ચાલ્યા, ને ત્યાં તા. ૭ મી જુમાદલ આખરે પહોંચ્યા. એમ ૪૩ દિવસમાં ગૂજરાત ગયા, બંડનો નાશ કર્યો, અને પાછા આવ્યા.

એજ માસની ૨૫ મી તારીખે બંને શાહજાદાને સુનત કરાવી મહોત્સવ કર્યો. સુલતાન સલીમ હવે ભણવા માંડવા જેવડો થયો હતો, તેથી તેને કુરાનાદિક ભણાવવાને મૌલાના મીર કલાન હર્વીને ઉસ્તાદ નીમ્યો. મુજાફરખાન કરીને અમદાવાદ જીલ્લામાં સારંગપુરનો નવાબ હતો તેને બોલાવી પાદશાહે હિંદુસ્તાનનો વજીર નીમી તથા જુમ્લતુલમુલ્કિ એવો ઇલિકાબ આપી ત્યાંના પ્રાંતોનો વહીવટ સોંપ્યો. શેખ મહમુદ બુખારી તથા સૈફ્ખાન કોકા ગૂજરાતમાં લડતાં કતલ થયા હતા, તેમને એક લાખ અકબરશાહી રૂપિયાનું દેવું હતું. તે પાદશાહે સરકારી ખજાનામાંથી આપ્યું. મીર મુહસીન રિજવીને દક્ષિણના અધિ-

પતિઓ કને મોકલ્યો હતો, તેમણે મોકલેલાં નજરાણાં લેઇ પાછો આવ્યો. આવતે વરસે બંગાળા ઉપર સ્વારી કરવાનો શાહે ઠરાવ કર્યો હતો. માટે ત્યાંથી તે વરસે અજમેરના પીરનાં દર્શન કરવાને કદાચ જઈ શકાય નહિ; માટે આજ વરસમાં બીજી વાર ત્યાં જઇ યુદ્ધમાં જય મળવાની પ્રાર્થના કરવાનો ઠરાવ તેણે કર્યો. અજમેરના માર્ગમાં પાદશાહી છાવણીની આસપાસ આવેલાં ખેતરોના ખેડુતોને નુકસાન ન થાય તેવી સંભાળ લેવાને દિલાવરખાનને નીમ્યો; અને સ્વારી ઉપડયા પછી એમ છતાં જે નુકસાન ખેતી કરનારાને થયું હોય તે ભરી આપવાને ભરોસેદાર અમલદારો નીમ્યા. એ વખતથી પોતાની પ્રત્યેક સ્વારી અને મુસાફરીમાં રૈયતનું એ રીતે રક્ષણ કરવાનો બંદોબસ્ત કરવાનો ધારો કર્યો. માર્ગમાં મૃગયા રમતા, શાહ અજમેરથી સાત કોશને અંતરે પહોંચ્યા. ત્યાંથી પગે ચાલતા પીરની ઘોરે ગયા. ત્યાં અર્ચન પૂજન કરીને તથા કંગાળ લોકને ધન આપીને પોતાને મેહેલે પધાર્યા. અહિં બાર દિવસ રહી દરરોજ પીરની કબર પૂજવા જતા. એ જાત્રા પૂરી કરી શાહ ફાથપુરમાં પાછા ગયા.

---

# प्रकरण ६ ठुं.

૧૯મા વર્ષથી ૨૯મા વર્ષ સૂધી.—બહાર અને બંગાળાનો વિજય.—રાણા કીકાનું બંડ.— બીજાં બંડ તથા પરચૂરણ.—ધર્મ ચર્ચા.—વરિતપત્રક.— કેટલાક કરની માફી.—બંગાળા અને બહારમાં ફરીને બંડ.—મીરજાં હકીમની સ્વારી.—સતીનો અટકાવ.—મહાભારતનું ભાષાંતર.—ગૂજરાતમાં બળવો.

૧૯મા વરસનો આરંભ તા. ૧૧ મી માર્ચ સને ૧૫૭૪, હી. સને ૯૮૧ તા. ૧૭ મી જીલકાદે થયો. એ વખત સૂધીમાં અકબરને તાબે પંજાબ, હિંદુસ્તાન, માળવા, અને ગૂજરાત એ દેશો હતા. દક્ષિણનાં રાજ્યો તેનાથી સ્વતંત્ર હતાં. પૂર્વમાં બહાર પ્રાંતનો કેટલોક ભાગ ઈ. સ. ૧૫૬૦ માં ત્યાંના સુલતાન શેરશાહ બીજાને હરાવી વશ કર્યો હતો; પણ તે પ્રાંતનો બાકીનો ભાગ તથા તેની પૂર્વે આ-

વેલો બંગાળદેશ સુલતાન સુલેમાન કરાનીને કબજે હતા. ઓઢીઆ (ઓરિસ્સા) પ્રાંતમાં પણ તેનોજ અમલ હતો. અકબરશાહ ગૂજરાતમાં ઉઠેલું ફિતુર શમાવવાના કામમાં લાગ્યા હતા, તેવામાં સુલેમાન કરાની મરી ગયો. તેની ગાદીએ તેનો વડો દીકરો બાયજીદ બેઠો, તેને તેના દુરાચારને લીધે તેના અમીરોએ મારી નાંખ્યો. એ કામમાં સામીલ હોનાર તેનો ભત્રીજો ને જમાઇ નામે હાંસુ હતો, તેને તેમણે ગાદીએ બેસાડ્યો. લોદી નામે અમીરે હાંસુને મારી સુલેમાનના કનિષ્ઠ શાહજાદા દાઉદને રાજ્યાસને બેસાડયો. સુલેમાને અકબરના નામનું ઉપરીપણું માન્યું હતું, તેનો તેણે ઇનકાર કર્યો; તે માટે તેના ઉપર સ્વારી કરવાનો હુકમ અકબરે મોકલ્યો. દાઉદ વિષયી હોવાથી રાજ્ય સારી રીતે ચલાવી શકતો નહોતો. તેની અને તેના વજીર લોદીની વચ્ચે ટંટો થયો. વળી મુગલોનો ચણાવેલો પટણાનો કિલ્લો દાઉદે ઉદ્ધતાઈ કરી પાડી નંખાવ્યો, તે લઢાઇનું બીજું બહાનું હતું. મુગલ રાજ્યના પૂર્વ પ્રાંતોનો હાકેમ ખાનખાનાન મુનીમખાન હતો, તેણે દાઉદના રાજ્ય ઉપર ચઢાઈ કરી; પણ તેના વજીર લોદીએ વચમાં પડી બે લાખ રૂપિયા રોકડા અને એક લાખનો કાપડાદિક માલ આપી સલાહ કરાવી. આ સ્વારીથી ન ચેતતાં નબળા મનના વિષયાસક્ત દાઉદે લોદીને મારી નાંખી માંહોમાંહે વઢવાઢ ઉઠાવી. કાલુખાન અને શ્રીધર નામે તેના બે અમલદારોની શીખવણીથી તેણે પ્રથમ વજીર લોદીને કેદ કર્યો. લોદીએ તેને બંધીશાળામાંથી કહાવ્યું કે, "મને મારવાથી તમને લાભ થતો હોય તો તમારી વાંછા પૂરી કરો; પણ યાદ રાખજો કે મારા મરણ પછી આપ પસ્તાશો. મારા મરણ કેડે મુગલો જોડે ત્વરાથી યુદ્ધ કરશો તો કદાપિ ફતેહ પામશો. તમે લઢાઈ ઉઠાવશો નહિ તો નક્કી માનજો કે તેઓ ઉઠાવશે. તેમની સાથે કરેલી સંધિ પોલી છે તે ટકવાની નથી. મુગલો અનુકૂળ સમયની વાટ જોતા ટાંપી રહ્યાછે." લોદી રાજકાજમાં હોશિયાર, તથા ચતુર યોદ્ધો હતો. તેને માર્યાના સમાચાર જાણી મુનીમખાને બહાર પ્રાંતપર સ્વારી કરી. દાઉદ એ વેળા હાજીપુરમાં હતો. આ સ્વારીની ખબર સાંભળી તે પટણે ગયો. મુનીમખાને તેની પાછળ જઈ પટણાન-

ગર ઘેર્યું, ને તેની ખબર પાદશાહને મોકલી.

જેમ ગૂજરાત દેશ પોતે જાતે જઇને જીત્યો, તેમ બહાર અને બંગાળા જીતવાનો ઠરાવ કરી અકબરશાહ ભરચોમાસે ચઢ્યા. ખોરાકી, ડેરાતંબુ, હથીઆર, વગેરે યુદ્ધની સામગ્રીને હોડીઓમાં ભરી જમના અને ગંગા નદીઓમાં ચલાવી, ને પંડે પણ સકુટુંબ નાવમાં સ્વાર થયા. કેટલીક ફોજને પણ તે વાટે હારે લીધી; અને બાકીની સેનાને તથા હાથીઓને પગરસ્તે મીરજાં મુસુફખાન રાજમીની સરદારી નીચે રવાને કરી. ઠેકાણે ઠેકાણે જમીનપર ઉતરી શિકાર કરવા જતા. સાંજરે સાંજરે પંડિતો વિદ્યાવિનોદ કરતા. શાહજાદા અને બેગમોને જવાનપુરમાં મેલી ફોજસહિત પાદશાહ પટણે ગયા. તે શેહેરનો ઘેરો ઘણા માસથી ચાલતો હતો તેનો અંત આણવાનો વિચાર કરવાને, અકબરે લશ્કરી સરદારોની સભા બેલાવી કહ્યું કે "અહિં આવી મેં નિરીક્ષા કરી તેપરથી એમ જણાય છે કે હાજીપુરનો કિલ્લો જીત્યાવિના પટણા જીતાશે નહિ. એ બેની વચ્ચે ગંગા વહેછે. તેની પોહોળાઇ બે કોશ છે. પટણામાં ઘેરાયલા દાઉદને હાજીપુરથી મસ મદદ મળેછે તે બંધ પડવી જોઇએ. માટે પ્રથમ હાજીપુરનો ગઢ જીતવો." સકળ અમીરોને એ મત સાચું લાગ્યું. પાદશાહે ખાન આલમને ત્રણ હજાર સેના સહિત હોડીઓ વડે સામેપાર તે ગઢને જીતવાને મોકલ્યો; ને રાજા ગજપતિ એ તરફનો મોટો જમીદાર હતો તેને મદદમાં આપ્યો. નદીમાં અને જમીન ઉપર યુદ્ધ થયાં તેમાં પઠાણ હાર્યા. હાજીપુરનો ગઢવી ફાથખાન તથા બીજા સરદારોનાં માથાં હાથ આવ્યાં તેઓને ખાન આલમે પાદશાહની હજૂરમાં મોકલ્યાં; અને પાદશાહે તે દાઉદને મોકલ્યાં. એ માથાં તથા મુગલ ફોજનો બારે વિસ્તાર જોઈ દાઉદ ભય પામ્યો; ને હાજીપુર ગયાથી નિરાશ થઇ રાતમાં પટણા છોડી નાઠો. બીજે દિવસે અકબરશાહે શેહેરમાં પ્રવેશ કરી શત્રુની પૂઠે લશ્કર મોકલ્યું. રૈયતનું રક્ષણ કરવાનાં જાહેરનામાં કરી શાહ પંડે પૂર્વ દિશાએ દાઉદની પાછળ ગયા. પટણેથી ૨૫ કોશ ઉપર દરિયાપુર નામે તાલુકામાં તેના ૪૦૦ હાથી પકડાયા. પાદશાહે અહિં ૭ દિવસ મુકામ રાખી ખાનખાનાનની ફોજમાં

૨૦૦૦ સ્વાર ઉમેરી તેને દાઉદની પાછળ મોકલ્યો, ને પોતે ત્યાંથી પાછા વળ્યા. જવાનપુરમાં જઈ ૨૩ દિવસ રહ્યા. એ મુદતમાં નવા જીતેલા મૂલકના વહીવટનો બંદોબસ્ત કર્યો. જવાનપુર, કાશી, ચુનારગઢ, તથા બીજા કેટલાક મહાલ અને પરગણાં જાગીરમાં ન આપતાં ખાલસા ખાતે રાખ્યાં. જવાનપુરથી નીકળી ખાનપુર ગયા. ખાનખાનાનની સામે લઢવાને ઉભો નહિ રહેતાં દાઉદ ઓઢીઆ પ્રાંતમાં નાઠો; અને તેની રાજ્યધાની તાંડનગર તથા બીજા શેહેરો મુગલોને હાથ વગર લઢે આવ્યાં. એ સમાચાર મળ્યા પછી શાહ દિલ્હી ગયા. અહિં કેટલાક દિવસ રહી પોતાના પિતાની તથા પીરોની કબરનાં દર્શન કર્યો. દિલ્હીથી શાહ અજમેર જાત્રા કરવા ગયા. જોધપુર અને સિવાનહ ગઢની વચ્ચેના પ્રદેશમાં રાજા માલવદેવનો કુંવર ચંદ્રસેન બખેડો કરી રૈયતને રંજાડતો હતો તેને સજા કરવાને ફોજ મોકલી પાદશાહ ફાથપુર ગયા. આ સ્વારીમાં પાદશાહના જોવામાં આવ્યું કે હિંદુસ્તાનમાં ઘણીક જમીન વગર ખેડાયલી રહે છે. એ જમીન ખેડવાને માટે ખેડુતોને ઉત્તેજન આપવાની તેણે ગોઠવણ કરી. જમીન ખેડાય તો એક કરોડ ટકા ઉપજે એટલી જમીનનાં પરગણાં ઠરાવ્યાં; ને તેનો વહીવટ કરવાને કરોડ પદવીના અમલદાર નીમ્યા. તમામ પડતર જમીન ત્રણ વરસમાં ખેડાણમાં આવવી જોઇએ એવી યુક્તિ તેમણે કરવી, એવી તેમને તાકીદ આપી. અમીરોને પણ પોતપોતાની જાગીરમાં એવી ગોઠવણ કરવાની આજ્ઞા કરી. સિંધના બકરગઢના સુલતાન મહમદનું મરણ થયાથી તેના કારભારીએ પાદશાહને તે ગઢ કબજે કરવાની અરજ કરી તેપરથી અકબરે ત્યાં ફોજ મોકલી. એ વરસમાં ગૂજરાતમાં મોટો કાળ પડ્યો ને તે છ માસ પહોંચ્યો. હજારો ગરીબ અને તવંગર માણસો દેશ છોડી નાસી ગયા. એ વેળા જુવાર (જાર) નો ભાવ ૧૨૦ ટકે મણ થયો હતો. ઘાસ ઊગ્યું નહિ, તેથી ઘોડા, ગાયાદિક ઢોરને ઝાડની છાલ ખવાડતા. એ વરસની આખરે બંગાળાનાં બાકીનાં થાણાં ખાનખાનાનને હાથ આવ્યાં. દાઉદની પાછળ તેણે રાજા ટોડરમલને મોકલ્યો હતો. પણ દાઉદનું જોર વધારે હોવાથી તેને પોતાને ટોડરમલની મદદે જવું પડ્યું. દાઉદ એ

વેળા સામો ઉભો રહી શૂરથી લઢયો, પણ પરાજય પામી તેને કટક-ગઢમાં ભરાવું પડયું. ખાનખાનાન તે ગઢને જીતવા તેની પાછળ ગયો, પણ દાઉદે સલાહ કરવાની ઇચ્છા જણાવ્યાથી ખાને તેની વિનતિ સ્વીકારી. તે પાદશાહને ખંડણી આપે અને તાબે રહે, એવી બોલીએ ઓઢીઆ પ્રાંત તેને હસ્તે રહેવા દીધો.

વરસ ૨૦ મું—તા. ૧૩ મી માર્ચ ૧૫૭૫. અકબરને કિશોર વયથી વિદ્વાનનો સંગ ગમતો. પંડિતો અને કવિઓની જોડે વિદ્યા વિષે વાતો કરવાનો અને કવિતા સાંભળવાનો તેને શોખ હતો. તેમનું યથાયોગ્ય સન્માન કરી તેમને માંહોમાંહે વાદવિવાદ કરાવતા અને પોતે તે સાંભળવાને બેસતા. એમને મળવાને કાજે આ વરસમાં તેણે રાજમંદિરની વાડીમાં ઈબાદતખાનું નામે સુંદર મકાન બંધાવ્યું. તેમાં ચાર એવાન કરાવ્યાંઃ—પેહેલું, મોટા સૈયદ એટલે ધર્મગુરૂઓને બેસવાને; બીજું, ઉમલા એટલે પંડિતોને; ત્રીજું, શેખ લોકોને; અને ચોથું, કવિઓને મળવાને સારૂ. શુક્રવારે રાત્રે પાદશાહ ત્યાં જતા અને આખી રાત ત્યાં રહેતા. વારાફરતી ચારે એવાનમાં જતા અને લાયકી પ્રમાણે ત્યાં બીરાજનારાને અશરફી અને રૂપિયાનાં દાન આ-પતા. જેઓ એ મકાનમાં દાખલ થઇ શકતા નહિ તેઓ બહાર બેસતા, ને તેમને પણ શાહ બક્ષીશ આપતા. એ વરસમાં અકબરની ફોઈ મક્કાની હજ કરવા ગઈ ત્યારથી મીર હાજી નામે એક અમલ-દાર નીમ્યો. તેનું મુખ્ય કામ એ હતું કે દર વરસે હજ કરવા જના-રાનો બંદોબસ્ત કરી મક્કે પહોંચાડવા ને પાછા લાવવા. છએક વરસ પછી આ નીમનુક કાઢી નાંખી. રાજા ટોડરમલ બંગાળેથી ૫૪ હાથી લેઈને આવ્યો, ને ત્યાં બનેલી હકીકત તેણે શાહને કહી. એ વરસમાં અકબરે તેને આખા રાજ્યનો દીવાન નીમ્યો. બદકશાનના હાકેમ મીરઝાં સુલેમાનને તેના પૌત્ર શાહરૂખે ગાદીએથી ઉઠાડી રાજ કબજે કર્યું હતું; તેથી તે અકબરની મદદ માગવાને હિંદમાં આવ્યો. પાદશાહે મોટા ભભકાથી તેને આવકાર દીધો. ફતેપુરથી વીશ કોશ ઉપર મથુરામાં તે આવ્યો તેવારે તેને સામા તેડવાને કેટલાક અમી-રોને મોકલ્યા. રાજ્યધાની (ફતેપુર)થી પાંચ કોશપર તે આવ્યો તે

વારે પાદશાહી સ્વારી તેને સામી લેવા ગઇ. આખે રસ્તે પાંચ હજાર હાથીઓની હાર ઉભી રાખી હતી. એ હાથીઓને મખમલ અને કીનખાબની ઝૂલો, ગળે સોના રૂપાની સાંકળીઓ, વગેરેથી શણગાર્યા હતા. પ્રત્યેક બે હાથીની વચ્ચે ગાડામાં ચિત્તા રાખ્યા હતા. એ ચિત્તાને ગળે કસબી પટા પેહેરાવ્યા હતા તથા વાંસાપર સુંદર હોડા ઓરાઢયા હતા. મીરજાં સુલેમાન બાબરના વખતથી બદકશાનમાં રાજ્ય કરતો હતો ને ઘણો વૃદ્ધ હતો. પાદશાહ તેની નજીક આવ્યા, એટલે તે હાથીએથી ઉતરી નમન કરવાને દોડ્યો; તે જોઈ શાહે ઘોડેથી ઉતરી તેનો હાથ સાહી પગે લાગતો અટકાવ્યો. પછી તેને ઘોડે બેસાડી પંડે ઘોડેસ્વાર થયા, અને તેને પોતાને જમણે હાથે રાખ્યો. માર્ગમાં તેની ખબર અંતર પૂછી અને તેની જોડે વાતો કરી મેહેલે પધારી તેને પોતાની જોડે રાજ્યાસન ઉપર બેસાડ્યો. દરબાર ઉઠયા પછી પોતાની જોડે જમાડી પાસેના મેહેલમાં મુકામ આપ્યો, ને પંજાબના સિપાહસાલર એટલે સુબેદાર ખાનજહાન ઉપર હુકમ લખ્યો કે ૫૦૦૦ સ્વાર સહિત જઈ એને એનું રાજ્ય જીતી આપવું. એ હુકમ અમલમાં આવ્યો નહિ; કેમકે બંગાળાનો સિપાહસાલર ખાનખાનાન મુનીમખાન મરણ પામ્યો તેને ઠામે શાહે ખાનજહાનને મોકલ્યો. બંગાળાની રાજ્યધાની તે વેળા તાંડનગર હતું; પણ તે મુનીમખાનને ગમ્યું નહિ. તેથી જાનું પાટનગર ગૌડ હતું ત્યાં જઈ તે રહ્યો, અને લોકોને ત્યાં જઈ વસવાની જરૂર પાડી. ગૌડ ઉજડ થયા પછી ત્યાંની હવા રોગી થઈ હતી, તેથી ઘણાં માણસ ત્યાં મરી ગયાં; ને અંતે તે હવાથી મુનીમખાનનો પ્રાણ ગયો. એને દીકરો નહોતો તેથી એની સઘળી મિલ્કત પાદશાહી ખજાને આવી. અકબર શાહે ખાનજહાનને અમીરૂલ ઉમરનો ખિતાબ, કસબી પોશાક, રત્નજડિત તરવાર, મૂલ્યવાન સાજવાળા ઘોડા, વગેરે સરપાવમાં આપી બંગાળે મોકલ્યો. એ જોઈ મીરજાં સુલેમાને મક્કે જવાની રજા માગી. બીજે વરસે પાદશાહે તેને રૂ. ૫૦૦૦૦ ) આપી ત્યાં મોકલ્યો.

**વરસ ૨૧ મું તથા ૨૨ મું, માર્ચ ૧૫૭૬ તથા ૭૭.** અજમેર પ્રાંતમાં ચંદ્રસેને બંડ ઊઠાવ્યું હતું તેનો પરાજય આ વરસમાં થયો.

તેનો સીવાનાગઢ ઘણી મહેનતે પાદશાહી લશ્કરે જીત્યો. વાર્ષિક જાત્રા કરવાને પાદશાહ અજમેરમાં હતા તેવારે બંગાળામાં દાઉદખાને બંડ કર્યાના સમાચાર આવ્યા. ખાનજહાનનું લશ્કર પંજાબમાં હતું તેને વાર લાગવાથી અફગાન સરદારોને ફિતૂર મચાવવાનો સારો લાગ મળ્યો. બંગાળામાં મૂકેલા થાણુદારોની પાસે પૂરતું લશ્કર ન હોવાથી તેઓ નાસી બહાર પ્રાંતમાં આવ્યા. ખબર થતાં વારને અકબરશાહે સુભાનકુલીજખાનને તાકીદનો પત્ર આપી ખાનજહાન કને મોકલ્યો, તેમાં ફરમાવ્યું કે બંગાળેથી નાઠેલા તમામ અમીરો અને જાગીરદારોને લેઇ એકદમ દાઉદપર ચઢાઈ કરવી. એ કાસદે ૨૨ દિવસમાં એક હજાર કોશની મુસાફરી કરી. ઝટ સજ્જ થઇને ખાનજહાને ગર્હીગઢપર સ્વારી કરી. એ કિલ્લામાં દાઉદના ત્રણ હજાર પઠાણ હતા તેમણે જુદ્ધ કર્યું. મુગલ ફોજે તેમાંના અર્દ્ધને કતલ કરી તથા ઘણાકને કેદ પકડી ગઢ જીત્યો. એ ઝઘડો અહિં ચાલતો હતો તેવામાં ગોગુંડા અને કુંભલમેરના રાણા કીકાએ બંડનો ઝુંડો ઊઠાવ્યો. અકબરશાહે બહાદુર અને ચતુર કુંવર માનસિંગને પાંચ હજાર સ્વાર સહિત તેની સામે મોકલ્યો, અને પંડે ફાથપુર પધાર્યા. ત્યાં પહોંચતાં બંગાળેથી સમાચાર આવ્યા કે તાંડનગરમાં દાઉદનો મુકામ હતો, ત્યાં ખાનજહાન જતાં દાઉદ ત્યાંથી ઊપડી અકમહાલ (પાછળથી રાજા માનસિંગે તેનું નામ રાજમહાલ પાડયું તેજ નામ હાલ છે.) નામે ગામની થડમાં જઈ મોરચાબંધ મજબૂત છાવણી બનાવી રહ્યો છે, ને ખાનજહાન તેની પાછળ ત્યાં ગયોછે. શત્રુની છાવણી કઠણ જગામાં છે, એ જાણી પાદશાહે બહારના સૂબેદાર મુજફ્ફરખાનને તેની મદદે જવાની આજ્ઞા મોકલી.

રાણા કીકાની સામે મોકલેલી ફોજ ફતેહ પામી. હિંદુ રાજા રાણામાં એ રાણોજી મુખ્ય હતો, તેથી તેની મદદે ઘણાક રજપૂત રાજા આવ્યા હતા. ચિતોડગઢ મુગલોને હાથ ગયા પછી એ રાણાએ ગોગુંડા વસાવી તેમાં પોતાની રાજ્યધાની કરી હતી, અને ત્યાં સ્વતંત્રપણે રાજ્ય કરતો હતો. કુંવર માનસિંગની સેના જોડે સંગ્રામ કરવાને તે હલદીઘાટમાંથી બહાર આવી ઊભો. યુદ્ધ બહુ જોરથી થયું. રા-

ણાજીનો મોટો સરદાર રામેશ્વર ગ્વાલિયરી, તેનો કુંવર શાલિવાહન, તથા ચિતોડવાળા વીર જયમલનો કુંવર રણમાં પડયા. રાણાજી પંડે ઘવાણા તેવારે પાછા ફર્યા; અને માનસિંગ જય પામ્યો. આ અને બીજી લડાઈઓમાં રજપૂતોની મદદ ઘણી હતી; અને અકબરશાહ પંડે કશો ધર્મભેદ કે જાતિભેદ ગણતા નહિ; તથાપિ મુગલ સરદારો તેમને કાફર ગણી મનમાં તિરસ્કાર કરતા. માનસિંગના હાથ નીચે આસફખાન કરીને મુગલ સરદાર હતો, તેને કોઈ મુગલ જોદ્ધાએ પૂછયું કે 'રજપૂતોમાં આપણી તરફના કિયા છે અને સામાવાળીઆ કિયા છે, તે શાપરથી પારખવું?' આસફે કહ્યું, 'તીર માર્યા જાઓ. જેને વાગશે તે મરશે.' મુસલમાન ઈતિહાસકર્ત્તાઓએ પણ બધા હિંદુઓ વિષે જ્યાં લાગ આવ્યો ત્યાં અપશબ્દો વાપર્યા છે. આ ફતેહનો વૃત્તાંત બાદશાહને લખી, માનસિંગે હલદીઘાટમાં ધુસી ગોગુંડા નગર લીધું ને રાણોજી ડુંગરોમાં જઈ ભરાયા. શાહે માનસિંગ અને તેના હાથ નીચેના અમીરોને સરપાવ મોકલ્યા.

બંગાળેથી પણ જયના સમાચાર આવ્યા. દાઉદનું લશ્કર પરાભવ પામ્યું, અને તે પકડાયાથી ખાનજહાને તેનો શિરચ્છેદ કર્યો; તોપણ એ પૂર્વ પ્રાંતોમાં શાંતિ થઈ નહિ. બહાર પ્રાંતનો સૂબેદાર પોતાની ફોજ લેઈ બંગાળે સહાય કરવા ગયો, તે જાણી ત્યાંના રાજા ગજપતિએ હંગામો મચાવ્યો. એ પ્રમાણે દેશી રાજા બંડ કરતા હતા તેનાં કારણ મુગલ ઇતિહાસકર્ત્તાએ નોંધ્યાં નથી. સંભવ એવો છે કે તેમના ઉપર જૂલમ થતો હશે. દેશી રાજાને મુગલો જમીદાર કહેતા અને તેમની પાસેથી ખંડણી તથા નોકરી લેતા. તેમના ઉપર અન્યાય ઘણો થાય ત્યારે તેઓ બળવો કરે એમ બનતું હશે. રાણા કીકાના મૂલકમાં પાદશાહી ફોજને ખોરાકની ભારે તંગી પડી, ને તે બીના માનસિંગે શાહને જણાવી; તેપરથી તેને પાછા ફરવાની આજ્ઞા મોકલી. આ તંગી પડવાનું કારણ એ હતું કે તે દેશમાં લૂંટ કરવાની માનસિંગે મના કરી હતી. એ જાણી અકબરે તેના ઉપર નાખુશ થઇ તેને કેટલાક વખત લગી દરબારમાં આવવાની મના કરી. થોડા વખત પછી તેને ક્ષમા કરીને રાણાનો મૂલક ઊજડ કરવા મોકલ્યો.

શાહ મનસૂર નામે શીરાજથી આવેલો આદમી પ્રથમ ખુશબો ખાતામાં કારકુન હતો ને તેને દીવાન મુજફ્ફરખાને બરતર્ફ કર્યો હતો. એ નોકરી ગયા પછી તે જ્વાનપુરમાં ગયો અને ત્યાં ખાનખાનાન મુનીમખાનની નોકરીમાં ચઢતાં તેનો દીવાન થયો હતો. તેના ગુણ પાદશાહના જાણવામાં આવ્યાથી તેને બોલાવી, આ વેળા મુખ્ય દીવાન કર્યો. પાદશાહ તરફથી મક્કાની જાત્રાનો સંઘ નીકળ્યો તેવારે શાહ પંડે જાત્રાળુનો વેશ ધારણ કરી મીર હાજીની પાછળ થોડાં ડગલાં દિધાં; ને તેથી હજ કરવા જનારાએ હર્ષ પામી તેને આશીર્વાદ દીધા. એમની જોડે ફોજને મોકલી તેમને રાણા કીકાના રાજ્યમાં લૂંટ કરતાં જવાનો હુકમ આપ્યો. અકબરને એ વેળા મક્કે જવાનું મન હતું; પણ મંત્રીઓની સલાહથી તે વિચાર ફેરવી રજપૂત સંસ્થાનમાં તેઓ ગયા. ગોગુંડામાં હાજી લોક આવ્યા તેવારે રાણા કીકાજી ત્યાંથી નીકળી પહાડોમાં ગયા. પાદશાહે કુતબુદ્દીન અને રાજા ભગવાનદાસને ત્યાં મૂકી, કુલીજખાનને ફોજ આપી હાજીઓ જોડે ઈડર સુધી મોકલ્યો. એ લશ્કર ત્યાં પહોંચ્યું તેવારે ત્યાંનો રાજા નારાયણદાસ ડુંગરામાં નાઠો. એક દેવલમાં રજપૂત યોદ્ધા રહ્યા હતા, તેમણે કેસરિયાં કરી મુગલો જોડે લઢતાં પ્રાણ ખોયા. અકબરશાહ ઉદેપુર પહોંચ્યા તેવારે ખબર આવી કે સુરતમાં હાજીઓ અટક્યા છે; કેમકે ફિરંગી લોકના પરવાનાનો કોલ મળ્યો નહોતો. પાદશાહે એ કોલ મેળવવાને કુલીજખાનને જવાનો હુકમ કર્યો. પછી ઉદેપુરથી નીકળી અકબરશાહ વાંસવાડા અને ડુંગરપુરના રાજ્યમાં આવ્યા, તેવારે વાંસવાડાનો રાવળ પ્રતાપસિંહ અને ડુંગરપુરનો રાવળ અસ્કરણ, તથા આજુબાજુના બીજા રાજારાણા અને જમીદારો નજરાણાં આપવાને તથા સેવા બજાવવાને હાજર થયા. અહિં બંગાળેથી ૫૦૦ હાથી તથા બીજી મૂલ્યવાન વસ્તુઓ શત્રુ પાસેથી મળેલી, તે આણી રાજા ટોડરમલે બાદશાહને રજૂ કરી. કુલીજખાન પણ શાહને એ મુકામે મળ્યો. હજ કરવા જનારાના વહાણને સમુદ્રમાં હરકત નહિ કરવાનો કોલ મેળવવાને તેને તથા કલ્યાણરાય નામે વેપારીને સુરત મોકલ્યા; ને તેમણે તે કામ કર્યું. એ તરફના મૂલકમાં થાણાં બેસાડવાની ગોઢવણ તથા

જમીનદારો જોડે બંદોબસ્ત કરી શાહ માળવે ગયા, ને ત્યાંની રૈયત ઉપર થતા જૂલમ બંધ પાડવાનો બંદોબસ્ત કર્યો. ઘણાક માણસ ફ્ર્યાદ કરવા આવ્યા. અકબરશાહે દરેકની અરજ ધીરજથી સાંભળી અને તેમનાં દુઃખ નિવારણ કર્યા. કોટપકલીને મુકામે મુજફ્ફરખાન, રાજા ટોડરમલ, અને શાહ મનસૂર જોડે વિચાર કરી કેટલીક વ્યવસ્થા કરી, તેમાં ટંકશાળ વિષેની મુખ્ય હતી. એ વાર સૂધી રાજ્યની ટંકશાળનો વહીવટ એક અમલદારને હાથ હતો અને તેને ચોધરી કહેતા. હવણાં તેના વિભાગ કર્યા. ફ્રાથપુરની ટંકશાળનો ઉપરી અબ્દુલ સમદ, લાહોરનીનો મુજફ્ફરખાન, બંગાળાનીનો રાજા ટોડરમલ, જવાનપુરનીનો શાહમનસૂર, ગૂજરાતનીનો ઇમાદુદ્દીન હુસેન, અને પટણાનીનો આસફ્ખાન, એમ નીમનુકો કરી. ચાર ખૂણીઆ રૂપિયા પાડવાનો ઠરાવ પણ એજ દિને કર્યો.

ગોઆમાં ફીરંગીઓ પાસે જે હુન્નરો હોય તે જોવાને, તથા ત્યાંની કારીગરીના નમૂના તથા બનાવનારાને લાવવાને, નાણાંની મોટી રકમ આપી હાજી હબીબને ત્યાં મોકલ્યો હતો. ત્યાંના હુન્નર શીખવાને કેટલાક કારીગરોને પણ તેની હારે મોકલ્યા હતા. એ સર્વ આ વેળા પાછા આવ્યા. કારીગરો જે જે શીખી આવ્યા હતા તે સઘળું શાહને તેમણે દેખાડ્યું.હાજી હબીબે આણેલા ભાત ભાતનો માલ તેણે શાહની હજૂરમાં રજૂ કર્યો. તેણે કેટલાક આદમીને ફીરંગીઓનો પોશાક પહેરાવી તેમનાં વાજાં વગાડતા ઉભા રાખ્યા. ત્યાંના ગવૈયા લોકે તેમનાં વાજીંત્ર વગાડયાં, તથા આર્ગન નામે યૂરોપી વાજું વગાડ્યું;તેથી સર્વને આનંદ થયો. મધગઢના રાજા પરમાનંદ પંવાર જોડે ઝઘડો ઉઠ્યો તેને વશ કરવાને મુગલ સેના ગઈ ને ફ્તેહ પામી.

૨૩ મું વરસ તા. ૧૧ મી માર્ચ ૧૫૭૮, તા. ૨ જી મોહોરમ હી. ૯૮૬. નવરોજનો એટલે બેસતા વરસનો તથા પાદશાહને ગાદીએ બેઠાની શાલગીરીનો ઓચ્છવ માળવાના દિલાવપુર પરગણામાં કર્યો. આશીરગઢ અને બર્હાનપુરનો હાકેમ રાજા અલીખાન પાદશાહના હુકમ બરોબર માનતો નહિ, તેથી તેના ઉપર શાહાબુદ્દીનની સરદારી નીચે ૧૦ હજાર સ્વારોની ફ્રોજ મોકલી. મીરબક્ષી શાહબાજ-

ખાનને એ ફોજની હાજરી નોંધવાને તથા ઘોડાને ડામે તેની ચોકસી રાખવાને જોડે મોકલ્યો. લઢવા ન ઉભો રહેતાં રાજા અલીખાન કિલ્લામાં ભરાયો; ને પાદશાહી ફોજ તેના દેશમાં ફરી વળી. રાજા અલીએ માફ માગી ખંડણી આપી.

ગૂજરાતની જમાબંદી ઠરાવવાને એ વેળા અકબરશાહે રાજા ટોડરમલ્લને મોકલ્યો. ઈડરના રાજાનો પરાજય થયાના સમાચાર મળ્યા પછી, શાહ માર્ગમાં મૃગયા રમતા રાજધાની ફ્રાથપુર ભણી ગયા. ત્યાં પહોંચ્યાને ત્રણ માસ થયા પછી ગૂજરાતમાં મુજફ્ફર હુસેન મીરજાંએ આવી બંડ ઉઠાવ્યાના વર્ત્તમાન આવ્યા. એનો બાપ ઇબ્રાહીમ મીરજાં ઉત્તરમાં નાઠો, તે વારે એ બાળક હોવાથી એની મા ગુલરૂખ બેગમ ( અકબરના કાકા કામરાનની દીકરી ) જોડે તે દખણમાં નાઠો હતો. તેને અટકાવવાને પાદશાહી ફોજની એક ટૂકડીએ ખાનદેશમાં નંદરબાર આગળ પ્રયત્ન કર્યો; પણ તેમાં તે ટૂકડીએ હાર ખાધી ને બંડખોર લોક ખંભાત લગી આવ્યા. ગૂજરાતના મુગલ હાકેમ વજીરખાનની પાસે ૩૦૦૦ સ્વાર હતા પણ તે બધાપર તેને ભરોસો ન હતો, તેથી ટોડરમલ્લ પાટણમાં હતો તેને મદદે બોલાવ્યો. ટોડરમલે અને વજીરખાને મળી આ શત્રુને હરાવ્યા. મીરજાં જૂનાગઢ ભણી નાઠો અને રાજા ટોડરમલ્લ હિંદુસ્તાનમાં ગયો. તેની ગયાની વાત જાણી મીરજાંએ આવી અમદાવાદને ઘેરો ઘાલ્યો; પણ હાર ખાઈ તેને ગુજરાતમાંથી નાસવું પડ્યું, તેથી બળવાની સમાપ્તિ થઈ. ખાનદેશમાં તેને રાજા અલીખાને કેદ કર્યો ને અકબરશાહને તે વાતની ખબર કરી. પાદશાહે તેને હજૂરમાં મોકલવાની આજ્ઞા મોકલી. એ વરસમાં પૂછડીઓ તારો દેખાયો. મેવાડના રાણા જોડે વિગ્રહ ચાલતો હતો તેનો અંત આવ્યો નહિ. તેનો કુંભલમેર ગઢ ઊંચા પહાડોમાં મજબુત સ્થળમાં હતો, તે શાહબાજખાન, રાજા ભગવાનદાસ, અને કુંવર માનસિંગે મળી જીત્યો; ત્યારે રાણોજી વાંસવાડાના ડુંગરી દેશમાં નાઠો. ગોગુંડાગઢ તથા ઉદેપુર ગઢ પણ મુગલ સેનાને હાથ આવ્યા; પણ રાણાજી વશ થયા નહિ.

અકબરશાહ રાજ્યધાનીમાં ( ફ્રાથપુરમાં ) પાછા આવ્યા પછી,

ઈબાદતખાનામાં વિદ્વાનોની અને ધર્મગુરૂઓની બેઠક પાછી જારી થઈ. એ વેળા ત્યાં ભિન્ન ભિન્ન પંથોના પંડિતોએ પોત પોતાના મત સિદ્ધ કરવાને વાદ વિવાદ કર્યા. ભણેલા શીહા, સુન્ની, સૂફી, બ્રાહ્મણ, જૈન, બૌદ્ધ, ચાર્વાક, ખ્રિસ્તી, યાહુદી, જરથોસ્તી ( પારસી ), આદિક જૂદા જૂદા મતના શાસ્ત્રીઓ સભામાં આવ્યા હતા. સર્વેને પોતાના વિચાર જાહેર કરવાની પૂરી છૂટ હતી. દરેક પંથવાળા નિર્ભયપણે ને જોશથી તકરાર કરતા. રાત્રે પાદ્રી રોડૉલ્ફની જોડે મુસલમાન પંડિતોને ભારે તકરાર થઈ.અબુલ ફઝલે લખ્યું છે કે એ પાદ્રી ઘણો ચતુર હતો.તેણે મુસલમાન ઉમલાઓને સંવાદમાં રદ કર્યા, ત્યારે તે ઉમલાઓએ બાઇબલ ઉપર હુમલો કર્યો. તેમના વાંધાના ઉત્તર આપી,પાદ્રી બોલ્યો કે 'જો બાઇબલ જૂઠું અને કુરાન સાચું એવું તમને દઢ આકીન હોય તો આવો તેની અગ્નિથી પરીક્ષા કરીએ. ભઠ્ઠી સળગાવો. હું મારૂં બાઇબલ હાથમાં લેઈ તેમાં ચાલું અને તમે તમારૂં કુરાન હાથમાં લેઈ તેમાં હિંડો. સાચું જૂઠું એ કસોટીથી જણાઈ આવશે.' ઉમલાઓએ તેમ કરવાની ના કહી, અને ક્રોધયમાન થઈ કઠોર વચન ઉચ્ચાર્યાં. એથી પાદશાહનું નિષ્પક્ષ મન ખેદ પામ્યું. તે પણ સત્યાસત્યનો ઊંડો વિચાર કરીને જ્ઞાનપૂર્વક બોલ્યા કે "માણસનું બહારથી માનવું, અને મુસલમાન ધર્મનાં વચન માત્ર, અંતરની ખાતરી વિના કાંઇ કામનાં નથી. મેં ઘણા બ્રાહ્મણને મારા રાજ્યબળના ભયે કરીને બળાત્કારે મારા પૂર્વજોના ધર્મમાં આણ્યા છે; પણ હવે સત્યનાં કિરણથી મારૂં મન પ્રકાશમાન થવાથી મારી ખાતરી થઈ છે કે મિથ્યાભિમાનનાં કાળાં વાદળાંથી અને સ્વમતરૂપી ધુંમરથી તમે છવાયલા છો. પણ સિદ્ધતા કે પુરાવારૂપી મશાલ વિના એક ડગલુંએ ભરાય નહિ. નિર્મળ વિવેક વડે ખોળી જે માર્ગ પ્રાપ્ત કરીએ તેજ લાભકારી છે. મુસલમાન ધર્મનો મહામંત્ર ( કૂતિહ કે ફાતિઓ ) જાણવો, સુન્નત કરાવવી, કે રાજભયથી પગે લાગવું એ પરમેશ્વરને મંજૂર હોય નહિ. આજ્ઞાંકિત થવું પગે લાગવામાં નથી. સત્ય પાળો ( પ્રમાણિક થાઓ ); કેમકે કપાળનાં ભવાં ઉપર પુણ્ય નથી." આવા સદ્‌વિચાર કરનાર અને જાહેરમાં કહેનાર અકબરને ધન્ય છે।

૨૪ મું વરસ—સને ૧૫૭૯. ફ્તેહપુરના મેહેલના ચોકમાં ૨૦ ગજ લાંબો, ૨૦ ગજ પહોળો, અને ૩ ગજ ઊંડો હોજ હતો, તેને સોના, રૂપા, અને ત્રાંબા નાણાંથી ભરી, પાદશાહે તે ધન અમીર, ગરીબ, સાધુ, અને વિદ્વાનલોકને આપી દીધું. મુલ્લાં તૈયબને બહાર અને હાજીપુરનો દીવાન, રાય પુરૂષોત્તમને બક્ષી, તથા મુલ્લાં મજદીને અમીન નીમ્યા; અને ત્યાંની ખાલસા ભૂમિનો વહીવટદાર ખોજા શમશેરખાનને ઠરાવ્યો. એ વરસને અંતે બંગાળાનો સિપાહસાલર ખાનજહાન મરી ગયો. શાહે તેના ભાઇને દિલાસાનો પત્ર લખ્યો. ત્યાંના દીવાન મુજફ્ફરશાહને સૂબેદાર, રીજવીખાનને બક્ષી, અને હકીમ અબુલ ફ્તેહ તથા પતરદાસને દીવાન ઠરાવ્યા.

૨૫ મું વરસ— માર્ચ ૨૨ મી ૧૫૮૦. એ વરસમાં અકબરશાહે કાશમીરમાં વકીલ મોકલ્યો. તેનું સન્માન કરી ત્યાંના સુલતાને પોતાના વકીલને મુગલ દરબારમાં કેસર, કસ્તુરી, મરી, શાલજોડા, વગેરે નજરાણાં સહિત મોકલ્યો. અકબરે તેને માન દઈ કીમતી ભેટ આપી. તેમજ દક્ષિણ દેશના સુલતાનો પણ વરસો વરસ નજરાણાં મોકલતા, અને મુગલ દરબારથી તેમને ભેટ મળતી. ગૂજરાતમાં બંડ ઉઠાવનાર મુજફ્ફર હુસેન મીરજાંને પકડી રાજા અલીખાને હજૂરમાં મોકલ્યો, તેને અકબરે ક્ષમાદાન આપી છોડી દીધો. એક દિવસે શાહ જમવા બેઠા તેવારે તેના મનમાં એવો ખ્યાલ આવ્યો કે મારા ભાણા ઉપર કોઈ ભૂખ્યા આદમીની નજર પડી છે તો તેને મૂકીને હું એ કેમ ખાઉં. એ પરથી તેણે હુકમ કર્યો કે મારે માટે રસોઈ થાય તેમાંથી કેટલોક ભાગ ગરીબોને પ્રથમ ખવાડવો ને પછી મને પીરસવું. પ્રતિ વરસે હજરત મહમદ પેગંબરના જન્મ દિવસે અકબરશાહ સૈયદોને, ઉમરાવોને, શેખ, અને અમીરોને ઉજાણી આપતા; તથા બીજા જે એ જમવા આવે તેને જમાડતા. આ વેળા એ દિવસે શાહને કોઇએ કહ્યું કે અબુબકર, ઉમર, ઉસમાન, અને અલી એ ચાર ખરા ખલીફ્ા એ પ્રસંગે લોકને ઉપદેશ કરતા, અને તૈમૂર વગેરે કેટલાક સુલતાનો પણ તેમ કરતા. ખલીફ્ા અને ઇમામો કરતા તેમ મારે પણ કરવું એવું ઠરાવી, શુક્રવારે ફ્તેહપુરની જુમા

મસદજીમાં જઈ ઉપદેશસ્થાને ચઢી કવિતામાં **અકબરશાહ** બોલ્યા કે—

જે પ્રભુએ મને રાજ્ય આપ્યું,
તેણે મને ડહાપણ અને બળ આપ્યાં,
ન્યાય અને સન્માર્ગ દર્શાવ્યા,
મારા મનમાં ન્યાયનું સ્થાપન કરી, બીજા બધા વિચારોને દૂર કર્યા,
તેની સ્તુતિ બુદ્ધિની પાર છે.
તેની શક્તિ મોટી છે—પરમેશ્વર મોટા છે.

એ અર્થની કવિતા બોલ્યા પછી કુરાનમાંના કેટલાક છંદ બોલ્યા, પરમેશ્વરનો પાડ માન્યો, અને ફાતિહા ભણી નીચે ઉતરી પ્રાર્થના કરી. એક શુક્રવારે શેહેરના ચોગાનમાં બધા ગરીબ અને ભીખારીઓને ભેગા કરી દાન આપ્યાં. આશરે એક લાખ માણસ મળવાથી ભીડ ભારે થઈ, તેમાં ૮૦ બઇરાં છોકરાં કચરાઇ મુવાં. હવે પછી એવો મેળાવડો ન કરતાં થોડાં થોડાંને બોલાવી ખેરાત આપવાનો હુકમ શાહે કર્યો. કુતબુદ્દીન અતકા નામે મોટા ઉમરાવને શાહજાદા સલીમનો શિક્ષક ઠરાવ્યો, તેની ખુશાલીમાં તેણે મોટી જ્યાફત આપી. સલીમશાહ ત્યાં જમવા ગયા તેનો તેના નવા ગુરૂએ પુષ્કળ નજરાણું આપી દસ્તૂર પ્રમાણે પોતાની ખાંધે બેસાડી ફેરવ્યો.

## વસ્તિપત્રક.

પ્રત્યેક જાગીરદાર, શિક્કાદાર, અને દારોગાપર હુકમ મોકલ્યો કે ગામે ગામના રહેવાસીની નોંધ કરવી. એ પત્રકમાં દરેક માણસનું નામ અને તેનો ધંધો નોંધવો; અને પછી બધાં પત્રકો એકઠાં કરવાં. જે માણસ કાંઈ ધંધો રોજગાર ન કરતો હોય તેને ગામમાં રહેવા દેવો નહિ. હોશિયાર માણસો આવે કે જાય તેમની તપાસ કરી તેઓના ઈરાદા સારા છે કે નઠારા, તે જાણી લેવું. એમ કરેથી બહારથી દેખાઇતા રૂડા અને મનમાં ભૂંડા આદમીઓનાં ખરાં લક્ષણ થોડા વખતમાં જણાઇ આવશે. આ ધારાથી રાજ્યમાં શાંતિ સ્થાપન થઈને લોકનું રક્ષણ થયું.

૨૬ મું વર્ષ. એ વરસમાં અકબરશાહે 'તમઘા' નામે માર્ગમાં પ્રવાસીઓ પાસે લેવાતો કર તથા માલપર લેવાતી જકાત એ બે

વેરા આખા રાજ્યમાં માફ કર્યા. તબકાતી અકબરી નામે ઈતિહાસનો કર્ત્તા લખેછે કે એની ઉપજ આખા ઈરાનના રાજ્યની ઊપજ જેટલી હતી. બંગાળાના હાકેમ મુજફ્ફરખાને મુગલ સરદારોની જાગીરો જપ્ત કરી તથા બીજા જૂલમ ગુજાર્યા, તેપરથી એ સાલમાં ત્યાં બળવો ઊઠ્યો. બહાર પ્રાંતના અધિકારીઓ પણ સરદારોની જાગીરો જપ્ત કરવા લાગ્યા, તેથી ત્યાં પણ બંડ થયું; ને બંને પ્રાંતના ફિતૂરી લોક એકત્ર થયા. આ સમાચાર પાદશાહને મળવાથી તેણે રાજા ટોડરમલની સરદારી નીચે બંડ બેસાડવાને ફોજ મોકલી. એ ફોજ બંગાળે પહોંચી તેવારે ત્રીશ હજાર જોદ્ધાનું જબરૂં લશ્કર તેની સામું આવ્યું. અકબરે વધારે ફોજ મોકલી, પણ ફિતૂરી લોક જીતાયા નહિ. ટોડરમલને પ્રથમ થોડો જય મળ્યો; પણ તેના લશ્કરના જાગીરદારોપર આગ્રેથી વજીર મનસૂરે ખંડણી ભરવાની તાકીદના કાગળ લખ્યા, તેથી અકળાઈ કેટલાક નાસી બળવાખોરને જઇ મળ્યા. એ જાણી પાદશાહે આજમખાનને ૫,૦૦૦ સ્વાર આપી રવાને કર્યો તથા રાણા કીકાને જીતવાને શાહબાજખાનને મોકલ્યો હતો તેને ત્યાંથી તેની ફોજ સહિત બંગાળે મોકલ્યો. ત્રણેક વરસ આ ઝઘડો ચાલતાં બંડખોરોમાંના કેટલાક માર્યા ગયા, અને કેટલાકને આજમખાને સમજાવી તથા જમીન પાછી આપી મનાવ્યા.

આ વરસમાં અકબરની આગળ એક માણસને આણ્યો તેને કાન ન હતા, અને કાનને બદલે કાંઈ છિદ્ર પણ ન હતાં; તોપણ તે બરોબર સાંભળતો. અકબરે તેને જીવાઈ બાંધી આપી.

૨૭ મું વરસ. એ સાલમાં રાજા ટોડરમલની ભલામણ પ્રમાણે પાદશાહે વસૂલાત ખાતામાં સુધારો કર્યો અને તેના વહીવટના ધારા ઠરાવ્યા. આ વિષયનું વર્ણન આગળ આપવામાં આવશે.

બંગાળા અને બહારના બળવાખોરના બોલાવ્યાથી મીરજાં મહમદ હકીમ હિંદુસ્તાન જીતવાને આવ્યો. તેની હરોળને સિંધુ નદી ઉતરતાં કુંવર માનસિંગે હરાવી પાછી હઠાવી, અને તેના નાયક શાદમાનને હણ્યો. એ નાયકના સામાનમાંથી હકીમે લખેલા ત્રણ કાગળ પકડાયા. એમાંનો એક વજીર મનસૂર ઉપર હતો, અને બાકીના

બીજા બે ઉમરાવ ઉપર હતા. એ કાગળ માનસિંહે પાદશાહને મોકલ્યા. અકબરે તેઓને વાંચી તેમાં લખેલી બીના ગુપ્ત રાખી. હકીમ પંડે આવ્યો તેવારે તેની ફોજ મોટી હોવાથી પાદશાહી ફોજ પાછી હઠતી લાહોર ગઈ. તેની મદદે અકબરશાહ પંડે ચઢયા. આઠ મહીનાનો પગાર સિપાઇઓને આગળથી આપી તેમને સજ્જ કર્યા. ફાથપુરથી પંદર કોશ જતાં બંગાળાના બળવાખોરોપર પાદશાહી સેનાએ મેળવેલી મોટી ફતેહના સમાચાર મળ્યા. આ સારા શુકનથી હર્ષ પામી પાદશાહ આગળ ચાલ્યા. પેલી ગમથી મીરજાં હકીમ લાહોર સુધી આવી પહોંચ્યો. પાદશાહી સ્વારી પાણીપત પહોંચી તેવારે હકીમનો દીવાન નામે વજીરખાન નાસી આવી વજીર મનસૂરને મુકામે ઊતર્યો. તેણે પાદશાહની નોકરીમાં દાખલ થવાની અરજ કરવાથી મનસૂરે તે વાત પાદશાહને સંભળાવી. આમાં કાંઈ કપટ છે, એવો વેહેમ અકબરના મનમાં આવ્યાથી, તેણે પેલો કાગળ મનસૂરને બતાવી તેને બરતરફ કર્યો. ત્યાંથી આગળ જતાં શાહબાદને મુકામે પાદશાહને બીજા કાગળ મળ્યા, તેમાં મનસૂરપરનો શક ખરો ઠરે તેવું હોવાથી શાહે તેને ફાંશી દેવડાવી. અકબર અને તેનું સૈન્ય પંજાબ ભણી આવે છે, એ જાણી મીરજાં હકીમ પાછો ફરી કાબુલ જતો રહ્યો. તથાપિ પાદશાહ માર્ગમાં મૃગયા રમતાં સિંધસાગર તરફ ચાલ્યા. અટક પહોંચ્યા તેવારે ત્યાં ગઢ બનાવી તેનું નામ અટક બનારસ પાડયું. એ મુકામે કાબુલ ઉપર સ્વારી કરવાની ગોઠવણ કરાવી. કુંવર માનસિંગ, તેનો ભાઈ કુંવર માધુસિંગ, શેખ જમાલ બખ્તિયાર, અને બીજા સરદારોને પેશાવર જીતવાને મોકલ્યા. હિંદુ લોકને અટક ઓળંગવાની મના હોવાથી કુંવર માનસિંગે કહેલું પ્રખ્યાત વચન

"સબહી ભૂમિ ગોપાલકી, વામે અટક કહાં;
જાકે મનમે ખટક હય, વોહી અટક રહા."

તે આ વેળા બોલ્યો હશે. એમણે જઈ પેશાવર હાથ કર્યું, એટલે અકબરે શાહજાદા મુરાદને રાયસિંહ,કલીજખાન, વગેરે સરદારોની સાથે કાબુલ લેવા મોકલ્યો;અને તેની પાછળ પંડે પણ કેટલેક છેટે કૂચ કરતા રહ્યા. પેશાવરમાં પહોંચ્યા પછી ત્યાં શાહજાદા સલીમને રાજા ભગવાનદાસ,

સૈયદખાનાદિક સરદારોની કને પાછળ મૂકી પોતે રોજના વીશ કોશની ઉતાવળી ચાલે ચાલ્યા. કાબુલથી સાત કોશપર ખુર્દકાબુલ નામે ગામ છે, ત્યાં શાહજાદો મુરાદ પહોંચ્યો તેવારે મીરજાં હકીમે તેના ઉપર હુમલો કર્યો, પણ પરાજય પામી તેને નાસવું પડ્યું; અને મુરાદે કાબુલ સર કર્યું. એ વેળા અકબરનો મુકામ પાછળ પંદર કોશપર સુર્ખાબ નામે ગામમાં હતો. એને આગલે દહાડે મીરજાં હકીમના મામા ફરીદુને શાહજાદા મુરાદની ફોજના પાછલા ભાગપર છાપો મારી કેટલુંક નુકશાન કર્યું હતું; પણ હકીમની હાર થયા પછી તે ફરી લડવાને આવ્યો નહિ. પાદશાહે કાબુલમાં જઈ ત્યાં વીશ દિવસ મુકામ રાખ્યો. અહિં તેના જાણવામાં આવ્યું કે મીરજાં હકીમ દેશ તજી ઉસબેક લોકને શરણે જવા ધારેછે. એમ થયેથી પોતાના કુળને લાંછન લાગે એવું વિચારી, અકબરે તેના અપરાધ ક્ષમા કર્યા, અને તેને કાબુલનું રાજ્ય પાછું આપ્યું. મીરજાંએ તાબેદાર રહેવાના સોગન ખાધા. પછી પાદશાહ હિંદુસ્તાન ભણી પાછા ફર્યા. ધીમી ધીમી હિંડતી સેનાની જોડે ન રહેતાં પોતે ઉતાવળી ચાલે જલાલાબાદ આવ્યા. અહિં મોટી છાવણી હતી, તેમાંથી શાહજાદો સલીમ તથા તેની સાથેના ઉમરાવો મુબારકબાદી આપવાને સામા આવ્યા. એ મુકામેથી શાહે કતોરના ડુંગરમાં વસનારા લોકને વશ કરવાને એક લશ્કરી ટૂકડી મોકલી. મુસલમાન ગ્રંથકર્ત્તા એ લોકને કાફર કહેછે, તે પરથી જણાયછે કે તેઓ મુસલમાન ધર્મ માનનારા નહોતા. જલાલાબાદથી ઉપડી પાદશાહ સિંધસાગરે આવ્યા. અહિંથી કાબુલ જઇ આવતાં એક મહિનો થયો. ત્યાં હોડીઓનો પૂલ બનાવ્યો હતો તેવડે પાર ઉતરી શાહ લાહોર ગયા. પંજાબ પ્રાંતનો રાજકારભાર રાજા ભગવાનદાસ, કુંવર માનસિંહ, અને સૈયદખાનને સોંપી તેઓ દિલ્હી થઈ ફ્રાથપુર ગયા. શાહજાદો દાનિયાલ તથા માતા મર્યમ મક્કાની સામાં લેવા આવ્યાં તેમની હારે અકબરશાહ રાજ્યધાનીમાં પેઠા.

વજીર મનસૂરને ફોડવાનો કાગળ મીરજાં હકીમ તરફથી આવેલો પકડ્યો હતો, તેપરથી તેને રાજદ્રોહી ગણી ફાંશી દીધી હતી. એ કાગળ વિષે કાબુલમાં તજવીજ કરતાં માલૂમ પડ્યું કે તે કાગળ

જૂઠો બનાવટનો હતો, અને મનસૂર નિરપરાધી હોઈ માર્યો ગયો; તેથી શાહ ખેદ પામ્યા.

૨૮ મું વરસ—તારીખ ૧૧ મી માર્ચ ૧૫૮૩ ઇસ્વી. એ વરસમાં ઇલાહી નવરોજનો ઓચ્છવ દરબારમાં ૧૮ દિવસ ચાલ્યો. ગુલ્બદન બેગમ અને સલીમા સુલતાન બેગમ નામે નારીઓ મક્કે હજ કરવા ગઈ હતી, તેઓ પાછી આવી તેમને તેડવા જવાને તથા મુઇનુદ્દીન પીરના રોજાનાં દર્શન કરવાને શાહજાદા સલીમને પાદશાહે મોકલ્યો. અબુતોરાબ નામે અમીર મક્કેથી હજરત મહમદ પેગમ્બરનાં પગલાંવાળો પત્થર લાવ્યો તેને માન આપવાને પાદશાહ ચાર કોશ સામા ગયા, અને પોતાની સાથેના અમીરોને આજ્ઞા કરી કે દરેકે તેને પોતાની ખાંધે લેઈ થોડાં ડગલાં ચાલવું. એમ તે પત્થર અમીરોની ખાંધે બેસી રાજનગરમાં આવ્યો. એ વરસમાં શાહજાદા સલીમને સોના અને રૂપા વતી તોળીને તે દ્રવ્ય ખેરાત કર્યું.

૨૯ મું વરસ. હિંદુ વિધવાઓ સતી થઈ પોતાના ધણીની જોડે બળી મરતી, તેમાં કેટલીક પોતાની ખુશીથી એ રીતે આપઘાત કરતી; અને કેટલીકને તેમની મરજી નહિ છતાં, તેના ધણીનાં સગાં, એમાં પોતાના કુળની આબરૂ છે એમ માની, બળાત્કારે બાળી મારતા. આ બીજી રીત બંધ પાડવાની અકબરશાહે આજ્ઞા કરી હતી; અને તે આજ્ઞા અમલમાં લાવવાને, એટલે વિધવાની ખુશી વિના તેને બાળી મારતાં અટકાવવાને, દરેક પ્રાંતમાં અને શેહેરમાં તેણે અમલદારો નીમ્યા હતા. રાજા માલવદેવના કુંવર જયમલને બંગાળામાં યુદ્ધે જવાનો હુકમ આપ્યો હતો, તેને આ સાલમાં લૂ લાગવાથી ચાઉન્સા નગરની પાસે મરણ પામ્યો. મૂનના રાજાની કુંવરી તેની પત્ની હતી તેની મરજી પોતાના પતિના શબની જોડે બળી મરવાની ન હતી; તેમ છતાં તે બાઈના કુંવર ઉદયસિંહે અને તેના ધર્માંધ મિત્રોએ તેને બળાત્કારે બાળવાનો ઠરાવ કર્યો. આ અન્યાય અને નિર્દયતા અટકાવવાને શાહ પંડે ત્યાં ગયા. તેમને ભાસ્યું કે મના કરવાને બીજા કોઈને મોકલતાં વાર થઈ જશે; માટે પંડે ઘોડે ચઢી એકદમ ત્યાં સિધાવ્યા. પાદશાહ જાતે આવ્યા છે એ વાતની પ્રથમ ખબર નહિ પાડવાથી, રજપૂતો અ-

વિચારીપણે લઢવાને તૈયાર થયા; પણ પાછળથી જાણ થવાથી જગન્નાથ અને રાયસાલ આગળ આવી નમ્યા, અને એ કામમાં આગેવાન હતા તેમને પાદશાહને હાજર કર્યા. તેમનો પસ્તાવો ખરો માની અકબરે તેમને ભારે સજા ન કરતાં માત્ર કેદ કર્યા.

મહાભારતનું ભાષાંતર ફારસી બોલીમાં કરવાનો હુકમ અકબરે કર્યો હતો તે આ સાલમાં પૂરૂં થયું.

ઓઢીઆના (ઓરિસ્સાના) અફગાન હાકેમ કત્લુખાને બળવો કરી બંગાળાના બંડખોરોને સહાય કરી. વળી ગૂજરાતનો પદભ્રષ્ટ સુલતાન મુજફ્ફરશાહ નાસીને કાઠિયાવાડના ડુંગરોમાં સંતાઈ રહ્યો હતો, તેને અમદાવાદના મુગલ હાકેમ શાહબુદ્દીનની ફોજના કેટલાક ફૂટેલા નાયકો મળી ગયા. ગૂજરાતનો નવો નીમાયલો હાકેમ ઈતિયાદખાન અમદાવાદ આવ્યો તેવારે આ બંડ જોરપર આવ્યું. માજી હાકેમ હિંદુસ્તાન જતો હતો તેને મળવાને તે કડી ગયો, અને સમજાવીને પોતાની મદદે રાખ્યો. તેઓ કડીમાં હતા તેવામાં મુજફ્ફરે આવી અમદાવાદ કબજ કર્યું. શાહબુદ્દીન અને ઈતિયાદખાન અમદાવાદ પાછું જીતી લેવાને આવ્યા. શેહેરની પાસે સાબરમતીને કાંઠે તેમની અને મુજફ્ફરશાહની વચ્ચે લઢાઇ થઈ તેમાં તેઓ હાર્યા, તેથી ત્યાંથી નાસી અણહિલવાડ પાટણમાં જઇ ભરાયા. ત્યાંથી તેમને મારી કાઢવાને મુજફ્ફરે ફોજ મોકલી તેનો પરાજય થયો. ભરૂચનો મુગલ નવાબ કુતબુદ્દીન પોતાની સેના લેઇ વડોદરે આવ્યો તેને મુજફ્ફરશાહે હરાવી મારી નાંખ્યો. કુતબુદ્દીનના માણુસો અને સરદારો મુજફ્ફરની ફોજમાં દાખલ થયા. વડોદરેથી જઈ તેણે ભરૂચ લીધું. અહિં તેને સરકારી ખજાનામાંથી ૧૪ લાખ રૂપિયા મળ્યા, તથા કુતબુદ્દીનની દશ કરોડ ટકાની મિલ્કત હાથ આવી. એવડે તેણે મુસલમાન અને રજપૂતોની મળી ત્રીશ હજાર ફોજ રાખી. મુગલ, પઠાણ, તુર્ક, અને રજપૂતો પગારને માટે લશ્કરી નોકરી કરતા; અને જે હારે તેની નોકરી છોડી જીતનારની સેવામાં દાખલ થતા. સ્વધર્મનું અભિમાન હતું, પણ સ્વદેશ કે સ્વજાતિનું અભિમાન તેમનામાં ન હતું; અને જેનું લૂણ ખાધું તેની પડતી થવાથી કે વધારે લાભની આશાએ તેની સામા થવામાં લાજ ગણતા નહિ.

ગુજરાતમાં મુજફ્ફરશાહને મળેલા જયના સમાચાર જાણી અકબરશાહે પ્રખ્યાત મયત બેરામખાનના દીકરા *મીરજાંખાનને સેનાપતિ નીમી એ બંડ બેસાડવાને મોકલ્યો. સરખેજ આગળ મુજફ્ફરશાહ અને મીરજાંખાનની વચ્ચે યુદ્ધ થયું. અકબરનામામાં અબુલ ફ્ઝલ કહેછે કે એ સંગ્રામમાં મુજફ્ફરની પાસે ૪૦,૦૦૦ સ્વાર અને એક લાખ પાયદલ હતું. મીરજાંખાનની ફોજમાં માત્ર દશ હજાર સ્વાર હતા, તોપણ તેણે મુજફ્ફરને હરાવ્યો. રણભૂમિમાંથી નાસી મુજફ્ફર ખંભાત ગયો. અમીરખાન તેની પાછળ ત્યાં ગયો એટલે તે ત્યાંથી વડોદરે નાઠો. પાદશાહી ફોજે તેની પીઠ પકડવાથી તે રાજપીંપળાના ડુંગરોમાં જઈ ભરાયો. અહિં તેને કેટલીક મદદ મળવાથી તેની સેના વધી; પણ મીરજાંખાને ડુંગરોમાં પેશી તેને હરાવ્યો. મુજફ્ફર હવે સોરઠ ભણી ગયો. આ જયના સમાચાર પાદશાહને થયાથી, તેણે મીરજાખાનને ખાનીખાનાનનો ઇલકાબ, ઘોડો, જામો, રત્નજડિત કટાર, અને પાંચ હજાર સ્વારની સરદારીનો વાવટો બક્ષી ઘણી શાબાસી આપી. તેના હાથ નીચેના સરદારોને પણ તેમની સેવાની યોગ્યતા પ્રમાણે ઇનામ આપ્યાં.

---

*એ મીરજાં અબ્દુલ રહીમ હિંદુસ્તાનના મુસલમાન અકાબરોમાં ઘણો નામાંકિત હતો. તેનો જન્મ લાહોર મધ્યે સને ૧૫૫૭ માં થયો હતો. જ્યારે તે ઉમ્મરે આવ્યો ત્યારે અકબરશાહે તેને "મીરજાંખાન" એ ઇલકાબ આપ્યો, અને થોડા વખત પછી ગૂજરાતનો હાકેમ નીમ્યો. ૨૮ વરસની ઉમ્મરે તેને પાદશાહે શાહજાદા સલીમનો અતાલીક એટલે શિક્ષક ઠરાવ્યો, અને તેજ વર્ષે મુજફ્ફરશાહના બંડને શમાવવાને મોકલ્યો. તેનું લશ્કર નાનું હોવાથી અકબરે તેને શીખામણ દીધી હતી કે એટલી ફોજથી મોટો સંગ્રામ કરવો નહિ. પણ કોઇ વૃદ્ધ અમીરે તેને કહ્યું કે ખાનીખાનાન થવાનો કે રણમાં પડવાનો આ પ્રસંગ છે. એ વાત તેના મનમાં ઉતરવાથી ઉપર કહ્યોછે તે સંગ્રામ કર્યો; ને તેથી તેને પેલા ઉમરાવની ભવિષ્ય વાણી પ્રમાણે ખાનીખાનાનનો ઇલાકાબ અને ૫૦૦૦ સ્વારોના સરદારની પદવી મળી. ત્યાર પછી તેને વકીલ ઈસુલતાનતની પદવી મળી. એ એટલી મોટી હતી કે ભાગ્યે કોઈને મળતી. જવાનપુર, મુલતાન, અને સિંધની હકૂમત વારા ફરતી તેને મળી. દખણમાં તેણે મોટી લઢાઇ લઢી સેવા બજાવી. શાહજાદો દાનિયાલ તેની દીકરીને પરણ્યો. જહાંગીરના અમલમાં પણ તેણે મોટી નોકરીઓ બજાવી. તે ૧૬૨૬ માં મરણ પામ્યો.

મુજફ્ફરશાહે ગોંડળમાં છાવણી કરી લશ્કર ભેગું કર્યું. જુનાગઢના હાકેમ અમીનખાનને અને નવાનગરના જામ સત્તરસાલને મસ ધન આપી પોતાના પક્ષમાં લેવાનો તેણે પ્રયત્ન કર્યો. તેમણે ધન લીધું પણ મદદ કરી નહિ; તેથી તેને બરડાના ડુંગરામાં નાસી જવું પડયું. જામની મદદથી પાદશાહી ફોજે તેની પાછળ ડુંગરામાં જઈ તેનો પુષ્કળ અસબાબ લૂંટયો. મુજફ્ફર ત્યાંથી નાસી ગૂજરાતમાં આવ્યો. ઘણાક કોળી, ઠાકરડા, તથા ગ્રાસીઆ બંડખોર તેને મળી જવાથી તેની પાસે વળી યુદ્ધ કરવા જેટલી ફોજ થઇ. તેની પાછળ પડેલી પાદશાહી ફોજે પ્રાંતીજ આગળ તેને પકડી પાડી હરાવ્યો. ખાનખાનાન બરડાના ડુંગરોમાં હતો, તેવારે તેને ખબર મળી કે વીશ હજાર સ્વાર અને પુષ્કળ પાયદળ ભેગું કરી જામ સાહેબ યુદ્ધે ચઢવા ધારે છે. એપરથી ખાનીખાનાન તેની સામો ગયો. જામે માફ માગી, નજરાણું મોકલ્યાં, અને સલાહના કોલકરાર કર્યા. મુજફ્ફરે વળી કાઠિયાવાડમાં જઇ ફિતૂર મચાવ્યું. પાદશાહી ફોજ તેની પાછળ ગઇ, એટલે તે કચ્છના રણની વાટે જેસલમેર ભણી નાઠો.

એ વરસમાં દક્ષિણ દેશમાં આવેલા વરાડ અને અહમદનગરના સુલતાનોની વચ્ચે વિગ્રહ થયો. તેમાં અહમદનગરવાળાએ અકબરની મદદ માગી ને અકબરે સૈન્ય મોકલ્યું; પણ તેના સરદારોમાં કુસંપ ફેલાઓ હોવાથી એ સ્વારી સફળ થઇ નહિ. ગૂજરાતમાં ફિતૂર બંધ પડયું ન હતું. ખાનીખાનાન પાદશાહની હજૂરમાં ગયો અને નિજામુદ્દીન અહમદને હાથ રાજકારભાર રહ્યો, તેવામાં કચ્છના રાવ ખેંગારની સેનાએ પાદશાહી રાજ ઉપર હુમલો કર્યો, મુજફ્ફરશાહ પાછો આવ્યો, અને કેટલાક કોળી, ઠાકરડા, તથા ગ્રાસીઆ ઉઠ્યા. નિજામુદ્દીને એ સર્વેને હરાવી તેમનાં ગામ બાળ્યાં. પછી તેને હજૂરમાં બોલાવી, અકબરશાહે આજમખાનને ગૂજરાતનો હાકેમ નીમી મોકલ્યો.

---

# प्रकरण ७ मुं.

અકબરશાહના મનમાં ધર્મસંબંધી ફેરફાર.—ફૈઝી, અબુલ ફઝલ, બીરબલાદિ અકબરના મિત્રો.—દારૂ પીવાની મનાઈ, વગેરે.—સલીમનું લગ્ન.—બંગાળાના બંડની સમાપ્તિ.

આ વખત સુધીમાં અકબરના ધર્મસંબંધી મતમાં મોટો ફેરફાર થયો હતો. મૂળથી તેને સ્વધર્મ ઉપર ઘણી આસ્થા હતી, ને તે એટલે લગી કે તેને વેહેમી ગણી શકાય; પણ તેની સાથે તેને પોતાના અને પારકા ધર્મો વિષે ખોળ કરવાની અને વિચાર કરવાની હોંસ હતી. તે સર્વમાંથી સત્ય કાઢી લેનાર હતો, ને ધર્માંધ ન હતો; અને તેની ધર્મ જિજ્ઞાસાને સંતોષે, તેવા માણસની જોડે વાતચીત કરવાને તે ચહાતો, તેમ કરવાનો પ્રસંગ ખોળતો, અને તેવા માણસોને પોતાની પાસે બોલાવતો અને પ્રેમપૂર્વક રાખતો. મુસલમાન ધર્મ સંબંધી બળાત્કાર નહિ કરવાનો તેનો ઠરાવ હોવાથી, ઘણાક ધર્માંધ મુસલમાન તેનાથી નારાજી હતા; પણ એથી તે ડર્યો કે પાછો હઠ્યો નહિ. જ્ઞાની મુસલમાનો અને હિંદુઓનો સંગ થવાથી તેનું મન વિસ્તાર પામ્યું. તેના મનપર અસર કરનારા હિંદુઓમાં બીરબલ મુખ્ય હતો; અને મુસલમાનોમાં ફૈઝી અને અબુલ ફઝલ નામે બે ભાઈ સર્વોપરી હતા. એમનો દાદો શેખ ખીજર સિંધમાંથી હિંદુસ્તાનમાં આવી નાઘોર નગરમાં વસ્યો. ત્યાં તેને મુબારક નામે દીકરો થયો. એ શેખ મુબારક બુદ્ધિમાન, વિદ્વાન, અને ધર્મસંબંધી ઉદાર વિચારનો હતો. એના પુત્રોમાં ફૈઝી અને અબુલ ફઝલ મહાપુરૂષો હોઈ બહુ પ્રખ્યાત થયા. ફૈઝી કવિતા રચવામાં એક્કો હોવાથી અકબરનો માનીતો સાથી થયો. અકબરના દરબારમાં ફારસી કવિઓમાં તે સર્વેથી સરસ હોવાથી કવિરાજ કહેવાતો. હિંદના મુસલમાન કવિઓમાં અમીર ખુશરૂ સર્વોત્કૃષ્ટ અને બીજે નંબરે ફૈઝી ગણાય છે. શેખ મુબારકના બીજા દીકરા અબુલ ફઝલનો જન્મ તા. ૧૪ મી જાનેવારી ઇ. સ. ૧૫૫૧ માં થયો હતો. તેના બાપે તેને બહુ સંભાળથી ભણાવ્યો. મહાબુદ્ધિમાન અને ઉદ્યોગી હોવાથી વીશ વરસની ઉમ્મરે અબુલ ફઝલ મોટો અને સારાસાર સમજનારો પંડિત ગણાયો. તેણે ઘણા ગ્રંથ વાંચી બહુ જ્ઞાન સંપાદન કર્યું, ને તેથી આગળ "અલ્લામી" એટલે મહાપંડિતનું મોટું પદ પામ્યો. પોતાના અમલના ૧૨ મા વરસમાં ચિતોડના ઘેરાનું કામ ચલાવતો હતો, તેવારે ફૈઝીની કવિતા જાણવામાં આવ્યાથી અકબરે તેને પોતાની હજૂરમાં બોલાવ્યો. તરૂણ કવિ ઉતાવળે તેનો માનીતો થયો, અને તેની સત્તા દરબારમાં જામી. ફૈઝીએ પોતાના ભાઇ

અબુલ ફૂઝલને તેના ૧૭ મા વરસમાં પાદશાહી હજૂરમાં આણ્યો. શાહે તેનું બુદ્ધિબળ ઝટ પારખ્યું, અને દર વરસે તેને વધારે મોટાં કામ સોંપી મોટે દરજ્જે ચઢાવ્યો. ચઢતે ચઢતે અબુલ ફૂઝલ વડો વજીર અને ૪૦૦૦ સ્વારોનો મન્સબદાર અને પાદશાહનો અતિ વિશ્વાસુ મંત્રી થયો. દીવાની અને લશ્કરી કામોમાં તેણે રાજ્યની મોટી મોટી સેવા બજાવી. એના પ્રમાણિકપણાનો એક દાખલો નોંધાયલો છે તે એ કે, દખણના આશીરગઢનો ઘેરો ચાલતો હતો તેવારે તેના કિલ્લેદાર બહાદુરખાને તેને ફોડવાને ભારે નજરાણાં મોકલ્યાં. અબુલ ફૂઝલે તે લેવાની ના કહી સબબ બતાવ્યો કે, "મેં એવી પ્રતિજ્ઞા લીધી છે કે ચાર કારણ હોય તો મારે ભેટ લેવી, ત્યારવિના લેવી નહિ. તે ચાર કારણ આ છે;—૧. મૈત્રી, ૨. તે નજરાણાને બહુ મૂલ્યવાન ગણું નહિ, ૩. તે નજરાણું લેવાને આતુર ન હોઉં, અને ૪. તે લેવાની જરૂર હોય. એમ માનીએ કે તમારા નજરાણા સંબંધી પેહેલાં ત્રણ કારણ છે; પણ પાદશાહની મેહેરબાની મારાપર એટલી છે કે બીજા કોઈની પાસેથી બક્ષીશ લેવાની મને જરૂર અને ઇચ્છા રહી નથી."

ફૈઝી અને અબુલ ફૂઝલ બંનેએ પોતાના પિતાના ધર્મ સંબંધી ઉદાર મત સ્વીકાર્યા હતાં, અને તેઓમાં ઘણો વધારો કર્યો હતો. આસ્તિક મુસલમાનો તેમને ધર્મભ્રષ્ટ, પાખંડી, નાસ્તિક, ધર્મઠગાદિક અપશબ્દો વડે નિંદતા. પરધર્મોનાં મૂળતત્વો વિષે જિજ્ઞાસા, પોતાના ધર્મવિષે સંદેહ, અને પરધર્મીઓને પોતપોતાના ધર્મ પાળવાની છૂટ આપવાના વાજબી વિચાર, અકબરના મનમાં આ બે ભાઇઓ જોડે ઓળખાણ થયાની પૂર્વે ઉત્પન્ન થયા હતા. બાદશાહના મનમાં સત્યનો અગ્નિ સળગાવનારા તેઓ નહોતા, પણ તેને વીંજનારા અને જાગૃત રાખનારા હતા. પોતાના મતને મળતા, અને સમાનભાવી મનના, પણ પોતાથી વધારે દૃઢ વિચારના અને આગળ વધેલા એવા આ બે વિદ્વાનો અકબરને મળ્યા. એમની જોડે વારંવાર સંવાદ કરી તે પોતાનો ધર્મવિષે ચર્ચા કરવાનો શોખ પૂરો પાડતો. તે અને તેઓ એકમેકને પ્રેરતા અને પ્રયોજતા, અનેક શંકા ઉત્પન્ન કરતા અને સમાધાન કરતા. પરિણામે મુસલમાન ધર્મનો ત્યાગ અને **"દિવ્ય અદ્વૈતમત"**

ની એટલે કેવળ દિવ્ય એક ઇશ્વરી મતની સ્થાપના કરવાના ઠરાવપર આવ્યા. આ નવા સંપ્રદાયના પ્રમુખ આચાર્ય અકબરશાહ પંડે, અને તેની પછી બીજી પદવીએ અબુલ ફઝલ અને ફૈઝી હતા.

અબ્દલ કાદર બદાઉની નામે ધર્માંધ મુસલમાન ગ્રંથકર્તાએ પોતાના "ત્વારીખી બદાઉની" નામે પુસ્તકમાં અકબરના સુધારાવાળા સાથીઓને બહુ ભાંડયા છે. તે લખેછે કે "હી. સને ૯૮૨ માં અબુલ ફઝલે બીજીવાર દરબારમાં આવી દુનિયાને આગ લગાડી. તેણે દિવસે દીવો કર્યો. બધા પંથોની સામો થઈ તેણે સુધારાનો કમરપટો કેડે બાંધ્યો. 'આયતુલ કર્સી' નામે કુરાનના બારીક અને ગુહ્ય વિષયોપર ગ્રંથ છે તેની તેણે ટીકા લખી. લોક કહેછે કે તે ટીકાનું પુસ્તક તેના બાપે લખ્યું હતું; પણ તે અબુલ ફઝલે પાદશાહને પોતાને નામે બતાવ્યું અને તેથી બહુ માન પામ્યો. મારા કરતાં તેના ઉપર પાદશાહની વધારે મેહેરબાની હતી. મગરૂર મુલ્લાંઓનો ગર્વ ઉતારવાને શાહે અબુલ ફઝલ ઉપર બહુ માયા કરી. મુલ્લાં લોકપર અબુલ ફઝલના કોપનું કારણ આ હતું. મીર હબસી અને બીજા પાખંડીઓને પકડી કતલ કર્યા, તે વેળા શેખ અબદુલ નબી મખદુમુલ મુલ્ક અને બીજા વિદ્વાનોએ મનસૂબો કરી પાદશાહને જાહેર કર્યું કે શેખ મુબારક મહદવી પણ પાખંડી છે. તે પોતે નરકનો અધિકારી થયોછે, અને બીજા માણસોને નરક ભણી દોરેછે. પાદશાહે તેને પકડવાની રજા આપી. પણ તે અને તેના દીકરા નાસી ફ્તેહપુરમાં શેખ સલીમ ચીસ્તીને શરણે ગયા. તે શેખે તેને ખરચનાં નાણાં આપી ગૂજરાતમાં નસાડ્યો. ગૂજરાતમાં તેને મીરજાં અજીજ કોકાનો આશ્રય મળ્યો. મીરજાંએ પાદશાહને લખ્યું કે 'શેખ મુબારક ગરીબ વિદ્વાન છે, તેની પાસે ઇનામી જમીન નથી, અને તેના દીકરા હોશિયાર છે. એવાને પીડવામાં શો લાભ છે?' એપરથી પાદશાહે તેને ઈજા ન કરી અને અબુલ ફઝલ ખુશામતે કરીને શાહનો વહાલો થયો. પછી તેણે મુલ્લાંઓને બહુ હરકત કરી, તેમની જમીન લેવડાવી લીધી, અને તેમના મુસારા બંધ પડાવ્યા. મુસલમાન શેખ અને મોલવીઓના વચનને તે ધિક્કારતો. હી. સને ૯૮૩ માં કાસ્પી સમુદ્રની પાસે ગીલાન

નામે જગાછે, ત્યાંથી હકીમ અબુલ ફાથ, હકીમ હુમાયું, અને નુરદ્દીન નામે ત્રણુ ભાઈ આવ્યા. એમાંનામોટા ભાઇએ હાજીહા અને ખુશામતથી પાદશાહનું મન વશ કરી લીધું. ધર્મ સંબંધી જે અકબરશાહ કહે તે ખરૂં કહી તથા તેનાં વખાણુ ખૂબ કરી, તેનો ખાસ મિત્ર થઇ ગયો. થોડા વખત પછી યઝ્દનો મુલ્લાં મહમદ દરબારમાં આવ્યો. પાદશાહનો દોસ્ત થઈ પડી તેણે 'સહાબ' કહેતાં હજરત પેગંબર સાહેબના સાથીઓની બહુ નિંદા કરી; અને અજબ જેવી વાતો કહી પાદશાહને શીઆ કરવાની કોશીશ કરી. પાદશાહને બગાડવામાં એથીએ વધારે આગળ પડનાર પેલો વર્ણસંકર બીરબલ, શેખ અબુલ ફઝલ, અને હકીમ અબુલ ફાથ હતા. તેમણે પાદશાહને ધર્મ તજાવ્યો, અને તેને ઈશ્વરપ્રેરણા, પેગમ્બર, દિવ્ય શક્તિએ કરેલા ચમત્કાર અને કુરાનના કાનુન વિષે નાસ્તિક બનાવ્યો. તેઓ એટલા બગડ્યા કે મને તેમનો સંગ કરવો ગમતો નહિ. પેલો ધર્મોપહાસક દેવચંદ, મંઝોલનો રાજા કહેતો કે સર્વ શક્તિમાન પરમેશ્વરે ગાયને ઉત્તમ ગણી ન હોત તો કુરાનના પેહેલા પ્રકરણમાં તેનું નામ હોત નહિ. ઈતિહાસ વાંચવામાં આવતો ગયો તેમ તેમ પેગમ્બરના સાથીઓ ઉપરથી પાદશાહનું આકીન ઊઠતું ગયું. ને દિવસે દિવસે અંતર વધ્યો. પ્રતિ દિવસની બંદગીઓ, અપવાસ, અને ભવિષ્યવાણીઓ, યુક્તિ વિરૂદ્ધ હોઈ સર્વ જૂઠાં ઠરાવ્યાં. ધર્મનો પાયો ઈશ્વરપ્રેરણા નથી—યુક્તિ છે, એમ કહેવા લાગ્યા. યૂરોપી લોક પણ તેને મળવા આવતા, અને તેમના કેટલાક કારણવાદ મત પાદશાહે સ્વીકાર્યા.

"ઇબાદતખાનામાં પાદશાહ ઘણીવાર જતા; અને ઊમરા અને શેખ જોડે વાતો કરતા. અને વખતે આખી રાત તેમ કરતાં વીતી જતી. વિશેષે કરીને જુમેરાતે હમેશ ધર્માચાર, ધર્મનાં મૂળતત્વ, અને મતભેદપર વિવાદ થતા. પંડિતો જીભ રૂપી તરવારે વઢતા. ઝગડો જોશથી અને હઠથી ચાલતો. અંતે ભિન્ન ભિન્ન મતવાળા એકમેકને કાફર, કુટિલ, ભ્રષ્ટાદિક અપશબ્દો વડે ભાંડતા. સુધારાવાળા અને પાખંડીઓ *બંદાઇથી શક ઉત્પન્ન કરતા, અને વાક્છળ તથા કુત-

*આ લખાણ સામાવાળીઆ વેહેમી મુસલમાનનું છે, એટલે તે એ પ્રમાણે લખે તેમાં નવાઇ નથી. અકબરના વખાણુ કરનારા મિત્રોના લખાણથી જેટલી તેને ખૂબી જણાયછે તે કરતાં આ શત્રુના લખાણથી વધારે ખરી ખૂબી જણાયછે; માટે તેમાંથી આ લીધું છે. જડસા કેવા ખીજવાયા હતા તે આ ઉપરથી જણાયછે.

કંથી ખરાને ખોટું અને ખોટાને ખરૂં દેખાડતા. પાદશાહની બુદ્ધિ ઉત્તમ હતી અને તેઓ સત્યના શોધક હતા; પણ તેમને નીચ અધર્મી લોકનો સંગ હતો. તેમનાપર તે વિશ્વાસ રાખતા તેથી અનાસ્થામાં પડયા. શકપર શક વધતા ગયા, અને જે શોધતા હતા તે ગૂમ થઈ ગયું. સત્ય, ધર્મ, અને કાનુનનો કોટ ત્રુટચો; અને એમ પાંચ છ વર્ષો જતાં તેણે મુસલમાની ધર્મ બીલકુલ છોડી દીધો. બધું કામ ફરી ગયું. આમ થવાના ઘણાં કારણ હતાં, પણ તેમાંનાં હું થોડાંક કહુંછું. હરેક દેશના અને અનેક પ્રકારના વિદ્વાનો તથા ભિન્ન ભિન્ન ધર્મના અને પંથના પંડિતો દરબારમાં આવતા, અને તેમની જોડે શાહ વાતો કરતા. દાહાડો રાત માણસો તજવીજ અને ખોળ વિના બીજું કરતા નહિ. વિદ્યાના જે ગૂઢ વિષયો, ઈશ્વર પ્રેરિત ગ્રંથોની સૂક્ષ્મતા, ઇતિહાસના જે કૌતુક, અને સૃષ્ટિના જે ચમત્કારો વિષે મોટાં પુસ્તકો પણ માત્ર સાર આપી શકે, તેઓ વિષે સદા વાતો ચાલતી. પાદશાહ પ્રત્યેકના અભિપ્રાયનો સંગ્રહ કરતા. વિશેષે કરીને જેઓ ઇસ્લામી ધર્મ માનનારા ન હતા તેમના મત પૂછી લેતા; અને તેઓમાંથી જે પોતાને અનુકૂળ હતા તે સ્વીકારતા, અને જે પોતાને નાપસંદ હતા અને પોતાની ઇચ્છા વિરૂદ્ધ હતા તેઓને રદ ગણતા. બાલ્યાવસ્થાથી ઉમ્મરે આવ્યા ત્યાંસૂધીમાં અને પછી વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા ત્યાં લગીમાં પાદશાહે ધર્મના વિધ વિધ પ્રકાર માન્યા અને તજ્યા, તથા ભાતભાતના પંથના ધર્મ વિધિ પાળ્યા. ગ્રંથોમાં જે જે છે તેનો સંગ્રહ કર્યો. સારાસાર કાઢવાની તેમનામાં વિશેષ બુદ્ધિ છે; પણ તે સર્વમાં ઈસ્લામી એટલે મુસલમાની ધર્મનાં મૂળતત્વોની વિરૂદ્ધ ઉતરવું એ તેમનું વલણ છે. તેમના મનમાં સિદ્ધ થયું છે કે, બધા ધર્મોમાં અને બધી પ્રજાઓમાં જ્ઞાની માણસો અને અલ્પાહારી વિચાર કરનારા, તથા પરતો (પડછો) દેખાડનારા માણસો થઈ ગયા છે. એમ જો બધે કાંઇ કાંઈ સત્ય જ્ઞાનછે તો એકજ ધર્મ—અને તે ઇસ્લામ જેવો મુકાબલે નવો અને ભાગ્યે એક હજાર વર્ષપર ઉત્પન્ન થયેલો સંપ્રદાય માત્ર—સત્યને શામાટે રોકી રાખે ? એક પંથ કહેછે તેની બીજો પંથ ના શા માટે કહે ! અને તેનામાં શ્રેષ્ઠતા હોયાવિના શ્રેષ્ઠતાનો દાવો શામાટે કરે ?

સંન્યાસીઓ અને બ્રાહ્મણો પાદશાહને બહુવાર એકાંતમાં મળતા, અને હિંદુ પંડિતોના નીતિશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન, તથા ધર્મજ્ઞાન વિષેના ગ્રંથો બીજા ધર્મના પંડિતોના ગ્રંથોથી સરસ હોવાથી, અને પરલોક વિષેનું તથા આત્મશક્તિ અને મનુષ્ય સંપૂર્ણતા સંબંધી તેમનું જ્ઞાન વધારે હોવાથી, તેઓ પોતાના ધર્મની સત્યતા વિષે અને પરધર્મોની અસત્યતા વિષે યુક્તિ અને સાક્ષીને આધારે પ્રમાણો આપતા; અને એવી દૃઢતાથી પોતાના મતનો બોધ કરતા તથા જે સમજવાને સુવિચાર અને ચર્ચાની ગરજ છે તે એવી ચતુરાઈથી પ્રત્યક્ષ કરીને દેખાડતા, કે કાંઈપણ માણસ સંદેહ બતાવવાથી પાદશાહનું મન ચળાવી શકતા નહિ. પહાડ ભાંગીને ભૂકો થાય, કે આકાશ ત્રુટી પડે; પણ પાદશાહના મત ફરે નહિ, એવા દૃઢ તેઓ કરતા. એથી કયામતાદિક વિષે ઇશ્વરવાણી અને પેગમ્બરની આખ્યાયિકાપરથી બનેલા કાયદા કાનુન પાદશાહે માનવા છોડી દીધા. આપણો પ્રતાપી અને સ્વચ્છ ધર્મ સેહેલથી પાળી શકાય તેવો છે, તેનો તિરસ્કાર અને તેની નિંદા હરેક પ્રકારે દરબારીઓ કરતા, પાદશાહ સાંભળતા, અને પોતાના મૂળ ધર્મનું એ પ્રમાણે થતું જોઇ પ્રસંગોપાત શબ્દો અને અંગચેષ્ટાવડે સંતોષ દર્શાવતા. હી. સને ૯૮૬ માં યૂરોપી ખ્રીસ્તી પાદ્રીઓ તેમનું બાઇબલ પાદશાહની હજુરમાં લાવ્યા. એમનો ઉપરી પોપ કહેવાયછે, અને તે બાઈબલનો અર્થ લોકને સમજવાને પ્રગટ કરેછે- તેની આજ્ઞાઓ પાદશાહોને પણ માનવી પડે છે. એ પાદ્રીઓએ ત્રિદેવનાં પ્રમાણ દેખાડયાં, અને ઈસુના ધર્મની સત્યતા જણાવી તે ધર્મ જાહેર કર્યો. અકબરશાહે શાહજાદા મોરાદને બાઇબલ શીખવાની અને તેને માન આપવાની આજ્ઞા કરી, તથા અબુલ ફઝલને તેનો તરજુમો કરવાનો હૂકમ આપ્યો, અને આરંભમાં બિસમિલ્લાને ઠામે " આઇ નામી તું જીસસ ઓ ક્રિસ્તો" (અર્થ—ઓ તું જેનાં નામ ઇસુ અને ખ્રીસ્ત છે) લખવાનું ફરમાવ્યું.

(સૂર્યની પૂજા.) "દુષ્ટકંટક *બીરબલ પાદશાહને સમજાવવાની કોશીશ કરતો કે સૂરજ સર્વને અજવાળું આપેછે; સઘળાં અનાજ,

---

*ભલા બીરબલને આવાં ભૂંડાં વચનથી આ જડસો દુશમન પોતાના ગ્રંથમાં બધે ભાંડેછે.

મેવા, અને જમીનની પેદાશને પકવેછે; તથા માણસ જાતના પ્રાણનો આધાર છે; માટે તેને પૂજવો જોઇએ. પ્રાર્થના કરતી વેળા ઊગતા સૂરજની ભણી મુખ રાખવું જોઈએ, આથમતા સૂરજ ભણી ન રાખવું. માણુસોએ અગ્નિને, જળને, પત્થરોને, ઝાડને, તથા સર્વ સૃષ્ટ પદાર્થોને, છેક ગાય અને તેના છાણને પણ, નમવું જોઇએ; અને વળી પાદશાહે કપાળે તિલક ચાંદલો (ચાંલ્લો) કરવો અને જનોઇ પહેરવી જોઇએ. દરબારમાંના કેટલાક ડાહ્યા પુરૂષો તેના એ કહેવાને ટેકો આપતા. તેઓ કહેતા કે દુનિયામાં મુખ્ય તેજ સૂરજ છે, લોકનું તે ભલું કરેછે, પાદશાહોનો તે મિત્ર છે, અને તેની ગતિ પ્રમાણે શક સંવત્ ગણાયછે. જલાલી નવરોજને દિવસે આ કારણથી સૂર્યની પૂજા કરવામાં આવતી; અને તેજ દિવસે પાદશાહ પાટ ઓચ્છવ કરતા તેનું કારણ પણ એજ. પ્રતિ દિવસે જે ગ્રહનો વાર હોય તેના રંગનાં વસ્ત્ર પાદશાહ પહેરતા, અને સૂરજની સાધના કરવાને હિંદુઓએ મંત્ર શીખવ્યા હતા તે મધ્યરાત્રે અને પરોઢીએ જપતા. ગાયોને હિંદુઓ માનેછે, તથા તેના છાણને શુદ્ધ ગણેછે; માટે ગોવધ કરવાની તથા ગોમાંસ ખાવાની તેણે મના કરી. ગાયોને ઠેકાણે તેઓ માણુસોના ભોગ આપેછે. વૈદ્યો કહેછે કે ગોમાંસ ખાધાથી કોઇક જાતના રોગ થાયછે અને તે પચવું કઠણ છે; એ કારણો પણ જણાવ્યાં હતાં. ગૂજરાતમાં નવસારી નગર છે, ત્યાંથી અગ્નિપૂજક (પારસી) આવ્યા, તેમણે જરથોસ્તનો ધર્મ માત્ર સત્ય છે, અને અગ્નિની પૂજા બીજા બધાની પૂજાથી ઉત્તમ છે, એમ કહ્યું. પાદશાહે તેમનાપર લક્ષ આપ્યું, અને તેમણે કૈયાનીઓની ક્રિયા, વિધિ, તથા મંત્રો શીખવ્યા. અંતે તેણે આજ્ઞા કરી કે અબુલફઝલે અગ્નિને રાખવો, અને ઇરાનના પારસી પાદશાહો જેમ તેને અહોનિશ અગિયારીઓમાં અખંડ બાળતા અને કદી ઓલાવા દેતા નહિ તેમ તેણે પણ કરવું; કેમકે તે પણ ઇશ્વરસૂચક ચિન્હ છે, અને તેણે સરજાવેલા ઘણા પ્રકાશમાંનો એક પ્રકાશ છે. પોતાની જુવાનીના સમયથી હિંદના રાજાઓની કુંવરીઓને પરણ્યા હતા, તે રાણીઓના માનને અર્થે જનાનખાનામાં હોમ કરાવતા; પણ તેના અમલના પચીશમા વરસના નવરોજને દિવસે

જાહેરમાં સર્વના દેખતાં, અકબર પાદશાહ સૂરજને અને અગ્નિને પગે લાગ્યા, અને સાંજે દીવા થયા તે વેળા આખા દરબારને માનપૂર્વક ઊભાં થવું પડચું. બળેવને દિવસે કપાળે અક્ષત ચોઢેલો ચાંલ્લો અને હાથે ખરા મોતીની બ્રાહ્મણોએ બાંધેલી રાખડી સહિત, પાદશાહ જાહેર દીવાનખાનામાં આવ્યા. એમનું દેખાદેખી અમીર ઉમરાવો તેમ કરવા લાગ્યા, અને તે દિવસે પોત પોતાના ગજા પ્રમાણે મોતી તથા હીરા માણેકાદિક રત્નોની ભેટ મૂકવાનો ચાલ ત્યારથી નીકળ્યો. વળી હાથને પોંચે રાખડી બંધાવવાનો રિવાજ પણ ત્યારથી પડ્યો. સત્ય ધર્મની દરકાર ન રાખતાં તથા તેનો તિરસ્કાર કરીને, પરધર્મી પંડિતો જે કહેતા તે સ્પષ્ટ અને નક્કી ખરૂં, એમ માનતા. ઇસ્લામી પંડિતોએ લખેલું તે ગાંડિયું, અને દરિદ્ર ભીખારીઓની, બંડખોરોની, અને વાટપાડુ લૂંટારાની બનાવટ ગણાતી; અને ઇસ્લામી ધર્મ માનનારા નીચ મૂર્ખામાં ખપતા. આવા વિચાર ઘણા વખતથી તેના મનમાં ઉત્પન્ન થઈ વૃદ્ધિ પામતા હતા, તે હવે પાકા થઈ દઢ થયા." અકબરનાં કૃત્યોથી જે આસ્તિક મુસલમાનોનાં દીલ દાઝતાં હતાં તેમાંનો એક આ લખનાર હતો. બીજા નિષ્પક્ષપાતી ગ્રંથકારો શું લખી ગયાછે તે આગળ કહેવામાં આવશે.

અકબરશાહનો મત માત્ર સત્ય, ને તેમાં ભૂલ હોય નહિ, એવો હતો. એવી મતલબનું એક જાહેરનામું હી. સને ૯૮૭ માં પ્રગટ થયું. તેપર સર્વોપરી કાજી, મુફ્તી, વગેરે ન્યાય ખાતાના મુખ્ય અધિકારીઓની સહી મોહોર હતી. કુરાન અને ઇસ્લામી પુરાણોનાં પ્રમાણ આપી તેમણે કહ્યુંછે કે "અમે એક મતથી જાહેર કરીએ છીએ કે સુલતાન—ઇ, આદિલ (ન્યાયી રાજ્યકર્ત્તા) નો દરજ્જો મુજતહિદ (શાસ્ત્ર કે કાયદાના જાણનારામાં વડા) થી ચઢતો છે. વળી અમે વધારે કહીએ છીએ કે ઈસ્લામના સુલતાન, માણસ જાતના આશ્રય, સત્ય ધર્મીઓના ઇમામ (ઈમામઇ—આદિલ), પરમેશ્વરની છાયા—અબુલ ફ્રાથ જલાલુદીન મુહમદ અકબર પાદશાહ—ઇ ગાઝી,(એનું રાજ્ય પ્રભુ સદા કુશળ રાખો)—અતિ ન્યાયી, જ્ઞાની ને ડાહ્યા તથા પરમેશ્વરનો ભય રાખનાર રાજેંદ્ર છે. તેથી જો ધર્મ સંબંધી વિષયોમાં

મુજતહિદો (શાસ્ત્રીઓ) માં મતભેદ પડે અને જહાંપનાહ પોતાની તીક્ષ્ણ બુદ્ધિ અને અચૂક વિવેકવડે તેમાંના એક મત ભણી વળે, અને માણુસ જાતના લાભને અર્થે અને દુનિયાને યોગ્ય રીતે ચલાવવાને સારૂ ઠરાવ કરે તો અમે એક મતથી કબૂલ કરીએ છીએ કે તે અમારે અને આખી પ્રજાએ માનવો જોઇએ. તેમજ કુરાનની વિરૂદ્ધ નહિ એવો પ્રજાના હિતને અર્થે જહાંપનાહ પોતાની અચૂક બુદ્ધિથી હૂકમ કરે તે પ્રત્યેક આદમીએ માનવો અને પાળવો જોઇએ. આ હૂકમની સામા થનારનું પરલોકમાં અકલ્યાણ થશે, અને આ લોકમાં તેના ધર્મને અને તેની મિલ્કતને હાનિ થશે. આ લેખ સત્ય ભાવે, પરમેશ્વરનો મહિમા વધારવાને, અને ઈસ્લામી ધર્મનો પ્રસાર કરવાને લખ્યોછે, અને એપર અમે મુખ્ય ઉલ્મા અને મુજતહિદોએ સહી કરીછે. માહે રજબ ૯૮૭ હીજરી."

આ લેખ થયા પછી ધર્મ સંબંધી તકરારમાં ઈમામના હોદ્દાથી પાદશાહ કહે તે ખરૂં માનવું પડ્યું, ને કાયદા કાનૂન કરતાં ઈમામનો અભિપ્રાય શ્રેષ્ઠ ઠર્યો. હવે ઇસ્લામને તક્લીદ ઠરાવ્યો, ને પાદશાહે ઇસ્લામના મૂળ અને મુખ્ય સિદ્ધાંતમાં મુહમ્મદને ઠામે પોતાનું નામ દાખલ કરવાનો ઠરાવ કર્યો—"લા ઈલાહ ઈલ્લાલ્લાહુ અકબરૂર્ સુલિલ્લાહ." પરંતુ જાહેરમાં આ સિદ્ધાંત મનાવવાની કોશીશથી ફિતૂર થવા લાગ્યાં, તેથી તે માત્ર તેણે પોતાના જનાનખાનામાં મનાવ્યો.

માણુસમાં જન્મથી ધર્મ માનવાનું વળણ હોયછે, તથા માણુસનું બોલવું ધાવણા બાળક સાંભળે નહિ તો બોલતાં શીખે નહિ, એ બે વાતનો પ્રયોગથી નિશ્ચય કરવાને હી. સને ૯૮૯ માં શાહે હૂકમ કર્યો કે ધાવણાં બાળકને લેઈ માણુસનો સાદ સંભળાય નહિ, એવી એકાંત જગામાં રાખવાં; અને તેમને ઉછેરનારે તેમની આગળ જરાએ બોલવું નહિ. એ બાળકો કયો ધર્મ માનેછે અને કયી ભાષા બોલેછે, તે આ પ્રયોગથી જણાશે. એ કરવાને વીશ ધાવણાં બચ્ચાં તેમની માને નાણાં આપીને લીધાં, અને તેમને એકાંત ઘરમાં રાખી તે ઘરનું નામ મૌન્યગૃહ પાડ્યું. શાહની આજ્ઞા પ્રમાણે બરોબર કરી શકે તેવી તરબિયત થયેલી બાયડીઓ તેમને ઉછેરવાને રાખી. ત્રણ

ચાર વરસ પછી જોયું, તો થોડાંક મરી ગયાં હતાં અને બાકીનાં બધાં મૂગાં હતાં.

આ વેળા (હી. સને ૯૯૦ માં) અકબરશાહે નક્કી માન્યું કે મહમદ પેગમ્બરના વખત પછી ઈસ્લામી ધર્મ ૧૦૦૦ વરસ નભશે અને તે સમય હવે પૂરો થયો; તેથી પોતાની ગુપ્ત ધારણા પાર પાડવાને કાંઈ નડતર રહ્યું નથી. શેખ અને ઉલ્મા લોકના અભિપ્રાયને માન આપવાના બંધનમાંથી મુક્ત થવાથી ઇસ્લામી મતને રદ કરી પોતાના નવા પંથની સ્થાપના યથેચ્છ કરી એ હજારી સને, શિક્કા ઉપર પાડવાની તથા પેગમ્બરના મૃત્યુ પછીના હજાર વર્ષોનો ઇતિહાસ (ત્વારીખ-ઈ-આલ્ફી) લખવાની આજ્ઞા કરી. આ પ્રયત્ન દશ બાર વરસ ચાલતાં ટાટા (સિંધમાં છે) ના હાકેમ મીરજાં જાનીએ અને કેટલાક બીજા મુસલમાન સરદારોએ નીચે પ્રમાણે પ્રતિજ્ઞા લખી એ નવા પંથના આચાર્ય અબુલ ફઝલને સ્વાધીન કરી;—"હું ફલાણો, રાજી ખુશીથી ઇસ્લામનો પાખંડી ધર્મ મને મારા પૂર્વજોથી પ્રાપ્ત થએલો છે, તે છોડી દેઈ શાહ અકબરનો દીન-ઇ ઇલાહી સ્વીકારૂંછું; તથા તેના નિષ્કપટપણાના ચાર નિયમ પાળવા કબૂલ થાઉંછું; તે એ કે, એને માટે જાન, માલ, આબરૂ, અને ધર્મનો ભોગ આપું." પાદશાહે એ ધર્મનું નામ તૌહીદ-ઇ ઇલાહી પાડ્યું.

દારૂથી થતી ખરાબી જોઈ દારૂનાં પીઠાં બંધ કરાવ્યાં, અને છાકટા થનારને, તથા દારૂથી મસ્ત થઈ ટંટા કરનારને સજા કરવાનો હૂકમ કર્યો. કૌવત આણવાને તથા દવાને સારૂ હકીમો ફરમાવે તેમને દારૂ મળી શકે, માટે મેહેલની થડમાં સરકારી પીઠું મંડાવ્યું, અને પોતાના દરવાનની બાઇડીને ત્યાં વેચવા બેસાડી. એ દુકાન ખાતે મેહેતો રાખ્યો તે હરકોઇ માંદા આદમીને, તેના બાપદાદાનું નામ નોંધી લેઈ, સરકારે ઠરાવેલા ભાવે દારૂ વેચાતો લેવા દેતો. એથી ધારેલી મતલબ પાર પડી નહિ; કેમકે લોક જૂઠાં નામ લખાવી દારૂ લેઈ જતા. ઘણા માણસ નિત્ય છાકટા થતા ને સજા પામતા, ને ઘણાક બચી પણ જતા. આખા રાજ્યની સેંકડો રામજણીઓ રાજધાનીમાં એકઠી થઈ હતી, તેમને રહેવાને શેહેર બહાર એક જગા

ઠરાવી આપી અને તેનું નામ સેતાનપરૂં પાડયું. એ ખાતે એક દારોગો, નાયબ દારોગો, અને એક કારકુન રાખી, જેઓ એ વેશ્યાઓને ઘેર આવે કે તેઓને પોતાને ઘેર તેડી જાય, તેમનાં નામ નોંધવાનો બંદોબસ્ત કર્યો. નાકેદારોને જાહેર કરી રામજણીને ઘેર હરકોઈ જઈ શકે, પણ તેને પોતાને બોલાવવી હોય તો દરબારની રજા લેવી પડતી. પાદશાહે એકવાર મુખ્ય ગુણકાઓને એકાંત બોલાવી પૂછ્યું કે તમને પ્રથમ કોણે બગાડી. તે પરથી તેમણે જેનાં નામ દીધાં તેમને શાહે સજા કરી. એમ સજા પામનારામાં કેટલાક મોટા અને વિશ્વાસુ ઉમરાવ હતા. એમાંના કેટલાકને ઘણા વખત સુધી કેદ રાખ્યા. ગોમાંસ ખાવાની મના કરી, ને ખાધાથી વટલાયછે, એવું શાહે જાહેર કર્યું. ગાયના અને બળદના ઉપયોગ વિષે હિંદુ મંત્રીઓનું કહેવું એટલું વાજબી લાગ્યું કે અકબરશાહે તેઓને મારવાની મના કરી. વળી હિંદના કેટલાક મોટા રાજાની કુંવરીઓ પાદશાહને વરી હતી, તેઓના મતે પણ તેના મનપર એટલી અસર કરી કે તેણે ગોમાંસની જોડે લશણુ અને ડુંગળી પણ તજ્યાં, અને દાઢી રાખનારાની સોબત છોડી દીધી.

અકબરના વખતમાં લાંચ બહુ લેવાતી અને મરનાર અમલદારની મિલ્કત સરકારમાં જપ્ત થતી, એવું કેટલાક નોંધાએલા દાખલાપરથી જણાયછે. મુખ્ય ન્યાયાધીશ મખ્દુમુલ મુલ્ક અમદાવાદમાં મરી ગયો, ત્યારે તેણે પાછળ કેટલી દોલત મૂકી તેની તજવીજ કરવાને ૯૯૦ હીજરીમાં કાજી અલીને મોકલ્યો. લાહોરમાં મખ્દુમુલ મુલ્કનું ઘર હતું, તેમાંથી એ તપાસ કરનારને અથાગ ધન જડયું. સોનાની ઈંટાએ ભરેલી પેટીઓને ભોંયમાં ડાટી તે ઉપર કબરો ચણાવી લીધી હતી. તે તમામ દ્રવ્ય તથા ઘરમાંનાં પુસ્તકો જપ્ત કરી પાદશાહી ખજાનામાં આણ્યાં, અને તેના દીકરાઓને સંતાડેલું ધન મનાવવાને કેટલીકવાર માર મારી સંતાપ્યા. તેઓ છેક દરિદ્રી થઈ ગયા. સુધરેલા રાજ્યને આ ઘટે નહિ. અકબરની પછી ગાદીએ બેસનાર જહાંગીરે પંડે લખેલા ગ્રંથમાં આ પ્રમાણે નોંધ્યું છે,—"મારા બાપના જનાનખાનાના ખોજાઓનો ઉપરી દોલતખાન હતો. એ કામમાં તેને "નાઝી-

રૂ દૌલા" એ ઈલકાબ મળ્યો હતો. આ આદમીને વિષે હું કહુંછું કે લાંચ લેવામાં અને પોતાની ફરજોની અવજ્ઞા કરવામાં એના જેવો નોકર આખા રાજ્યમાં બીજો ન હતો. એ મુવો તેવારે તેની કને દશ કરોડ અશ્રફીઓ હતી, અને ત્રણ કરોડનું જવાહીર હતું. એ સર્વ જપ્ત કરી સરકારી ખજાનામાં આવ્યું હતું." મરનારની મિલ્કત તેના વારસને મળે એવો કાયદો ઠરાવ્યા છતાં એ પાદશાહો પંડે તે તોડતા. અધિપતિ સારો છતાં જે રાજ્યમાં પાર્લામેંટ ન હોય, ત્યાં આવા અને બીજી તરેહના જૂલમોથી પ્રજા પીડા પામે તેનો આ મોટો પુરાવો છે.

મહાભારત અને રામાયણનાં ભાષાન્તર હિંદુ અને મુસલમાન પંડિતો કરતા હતા, તેવામાં ઈ. સ. ૧૫૭૧માં અકબરશાહે અન્નક્ષેત્ર ચાલુ કર્યાં. એક મકાન મુસલમાન ફકીરોને નિત્ય જમાડવાને સારૂ બંધાવી તેનું નામ ખેરપુર પાડ્યું, અને બીજું હિંદુ ભીખારીઓને સારૂ બંધાવી તેનું નામ ધરમપુર પાડ્યું. બદાઉની લખેછે કે "હિંદુ ભીખારીઓમાં જોગીઓ એટલા બધા વધી ગયા કે તેમને સારૂ જૂદી ધર્મશાળા બંધાવી તેનું નામ જોગીપુર પાડ્યું. અહિં કેટલાક જોગી ધ્યાન કરતા, કેટલાક ભિન્ન ભિન્ન આસને તપ કરતા, કેટલાક ઉપદેશ કરતા, અને કેટલાક જાદુ અને કીમીઓ કરતા. પાદશાહ પંડે પણ કીમીઓ શીખતા. પ્રતિવર્ષે મોટી શિવરાત્રીને દિવસે રાજ્યના પ્રાંતોના જોગીઓ ત્યાં ભેગા થતા; અને તેમના મહંતો જોડે અકબરશાહ જમતા, અને દીર્ઘાયુષી થવાના તેઓ આશીર્વાદ દેતા તેથી સંતોષ પામતા."

ચૌરગઢનો રાજા રામચંદભાટ બહુ ધનવાન અને ઉદાર હતો. ઝેનખાન કોકા અને રાજા બીરબલ પાદશાહની તરફથી તેને મળવા ગયા, તેવારે તેમની જોડે દરબારમાં આવી તેણે લાખો રૂપિયાનું નજરાણું કર્યું. તેણે ભેટ મૂકેલાં રત્નોમાંના એક હીરાની કિમ્મત રૂપિયા પચાશ હજારથી વધારે હતી. બીજું દાન પણ તેણે કર્યું. પાદશાહના ગવૈયા મીયાં તાનસેનને તેણે કરોડ સુવર્ણ દામ આપ્યાં. તાનસેન તો પછી તેની પાસેથી ખસેજ નહિ, તેથી તેને પકડી મંગાવવાની પાદશાહને જરૂર પડી.

# प्रकरण ८ मुं.

૩૦ મા વરસથી ૩૭મા વરસ સુધી.—મીરઝાં હકીમનું મરણ-કાસ્મીર દેશ જીતી લીધો—રોશનીઆ અને યુસુફઝાઈ પઠાણો સાથે ઝઘડો ને તેમાં બીરબલનું મરણ.—સિંધ દેશને વશ કર્યો.—રાજા ટોડરમલ અને રાજા ભગવાનદાસનાં મૃત્યુ, વગેરે પરચૂરણ.

૩૦ મું, તથા ૩૧મું વરસ. આ બે વર્ષોમાં કેટલાક મોટા બનાવ બન્યા. વડા શાહજાદા સલીમનું લગ્ન જયપુરના રાજા ભગવાનદાસની કુંવરી વેરે થયું, અને પાદશાહના ઓરમાન ભાઈ મીરઝાં મહમદ હકીમનો કાળ થયો. ( ઈ. સ. ૧૫૮૫ ). અકબરનો સ્વભાવ ઉદાર હોવાથી એ ભાઈની અદેખાઈ ન કરતાં તે તેના ઉપર બહુ માયા રાખતો હતો. ઘણીકવાર હકીમ સામો થયેલો; પણ પાદશાહે તેનો અપરાધ ક્ષમા કરી કાબુલનું રાજ્ય તેની પાસે રહેવા દીધું હતું, અને સંકટની વેળા ફોજે અને ધન વડે મદદ મોકલતા. હકીમને બહુ દારૂ પીવાની ટેવ હતી. એ માઠા વ્યસનથી તેની કાયા બગડી અને તેનું મરણ થયું. ભાઇના મૃત્યુના સમાચાર સાંભળી અકબરશાહ ઘણો ખેદ પામ્યા. ભત્રીજા બાળક હોવાથી અને ઉસબેક પાડોશીઓ કાબુલ ઉપર સ્વારી કરશે એવું સંભવવાથી પાદશાહે એ રાજ્યનો કબજો પોતાના હાથમાં લેવાનો ઠરાવ કર્યો, અને પંડે કાબુલ જવા નીકળ્યા. શાહની સ્વારી દિલ્હી પહોંચી તેવારે તેણે પોતાના પિતાની કબરનાં તથા પીરોની ઘોરોનાં દર્શન કર્યાં, ખેરાત કરી અને ઈદનો તેહેવાર ત્યાં કર્યો. સતલજ નદીને કાંઠે આવ્યા, તેવારે સમાચાર મળ્યા કે કુંવર માનસિંહે પેશાવરનો કબજો કર્યોછે. બીયા નદીને તીરે ખબર મળી કે માનસિંહ કાબુલ પહોંચ્યોછે, અને તે રાજ્ય તેને તાબે થયું છે. મીરઝાં હકીમના બાળ શાહજાદા કૈકુબાદ અને અફ્રાસીઆબને તેમના મામા ફરૂદીનખાને માનસિંહને શરણે આણ્યા. રાજ્ય પોતાના કુંવરોને સોંપી કુંવર માનસિંહ તે શાહજાદાઓ સહિત પાદશાહને મળવા આવ્યો. રોહતાસ અને અટક નદીઓની વચ્ચે રાવળપીંડી નગરમાં અકબરે મુકામ કર્યો ને ત્યાં માનસિંહ, તે શાહજાદા, તથા

અમીરોને લેઈ પાદશાહની હજૂરમાં હાજર થયો. પાદશાહે તેમનો યોગ્ય સત્કાર કર્યો. કાબુલના અમીરોને કોઇને પાંચ અને કોઈને છ હજાર રૈકડા રૂપિયાના સરપાવની જોડે જાગીરો આપી. પછી પાદશાહે આગળ વધી અટક નદીને કાંઠે છાવણી કરી. પોતાના રાજ્યની ઉત્તર સીમાના પર્વતોની તળેટીએ આવીને તે પર્વતોમાંનાં રાજ્યો જીતવાનો તેણે મનસૂબો કર્યો. પરરાજ્યો જીતવામાં જે મુશ્કેલી તેને અદ્યાપિ પડી હતી, તે કરતાં આ રાજ્યો જીતવામાં વધારે માલૂમ પડી. રાજા ભગવાનદાસ અને શાહકુલી મહરમને ૫૦૦૦ સ્વાર આપી કાશ્મીર જીતવાને મોકલ્યા. ઇસમાઈલ કુલીખાન અને રાયસિંહને બલુચી લોકપર મોકલ્યા અને ઝૈનખાન કોકાની સરદારી નીચે એક ફોજને સ્વાત અને બજોરના અફગાન લોકોને વશ કરવા મોકલી.

કાશ્મીર દેશ હિમાલય પર્વતની મધ્યે પહાડોથી ઘેરાયલું વિસ્તીર્ણ મેદાન છે. તેની ઉંચાઈ હિમાલયની ઉંચાઇના અર્ધ ભાગથી વધારે છે. એ ઉંચાઈને લીધે હિંદુસ્તાનમાં જેવો તાપ પડેછે તેવો ત્યાં પડતો નથી; અને આસપાસ આવેલા પહાડો ઊંચા સ્થાનના ઠંડા પવનના ઝપાટાને આવતા અટકાવેછે. એથી કરીને ત્યાંની હવા મધુર અને રમણીય છે. બરફથી ઢંકાયલાં શિખરોની વચ્ચે આવેલો એ દેશ સદા હરિયાળો રહેછે. મનોહર વસંત ઋતુ ત્યાં લગભગ બારે માસ હોયછે. ભિન્ન ભિન્ન ઉષ્ણતામાં ઉગનારાં વૃક્ષો એ પ્રદેશમાં ઉછરેછે, તથા ભાત ભાતનાં ફળ અને અસંખ્ય તરેહનાં ફૂલ પોતાની મેળે ડુંગરોપર અને મેદાનમાં પુષ્કળ થાયછે. ખીણોમાંથી આવતા વહેળા અને પર્વતોપરથી પડતા ધોધ સપાટ ભૂમિને પાણી પાઈ જૂદાં જૂદાં સ્થળોમાં એકઠાં થાયછે. એમાંના ઘણાક સરોવરમાં મળેછે. સરોવરોના વિચિત્ર દેખાવના કાંઠા અને તેમાંના તરતા બાગ બહુ વખણાયછે. આ સુંદર સુખધામમાં પેશવાના માર્ગ વિકટ અને ભયંકર છે. ઊંચા ઢાળવાળા રસ્તાપર વખતે કોઇ ખડકની નીચે ઉતરવાનું આવેછે અને વખતે ઉપર ચઢવાનું આવેછે; કોઈ ઠેકાણે લાંબી અને સાંકડી નેળછે; અને કોઈ જગે ઊંડી અને તાણવાળી નદીઓને કાંઠે ઉંચા ખડકપર ચાલવાનું હોયછે. પર્વતના જે ઊંચા ભાગમાં થઈ કાશ્મીરમાં પેશા-

પછે, તેમાં કેટલાક મહીનામાં બરફ બહુ પડવાથી અંદર જવું મુશ્કેલ અથવા અશક્ય થઈ પડેછે. ઈ. સનના ૧૪ મા સૈકાની પૂર્વે ઘણા પ્રાચીનકાળથી એ દેશમાં ઘણું કરીને હિંદુ રાજા અને વખતે તુરાની રાજા રાજ્ય કરતા. એ સૈકાના આરંભમાં રાજાની ફોજના કોઈ મુસલમાન નાયકે રાજ્ય પોતાને કબજે કર્યું ત્યારથી અકબરના વખત સુધી રાજ્યસત્તા મુસલમાન અધિપતિઓને હાથ હતી. રાજ્યકુળમાં કુસંપ ચાલેછે એવું સાંભળી, અકબરે એ દેશ જીતી લેવાની ઇચ્છા કરી. ઉપર કહ્યા પ્રમાણે મુગલ સેના તે દેશપર ચઢી, પણ બરફાદિકથી માર્ગની અડચણોને લીધે તેને પૂરો જય મળ્યો નહિ. તેથી મુગલ સરદારોએ કાશ્મીરના સુલતાન જોડે સલાહ કરી, તેમાં સુલતાને અકબરશાહને પોતાનો ઉપરી માન્યો. પણ એ ઉપરીપણું માત્ર નામનું હતું; કેમકે એ કરારની રૂઇએ તેને કાશ્મીરના રાજકાજમાં હાથ ઘાલવાનો અધિકાર મળ્યો નહિ. અકબરે એ કરાર મંજૂર રાખ્યો નહિ; ને બીજે વરસે બીજી ફોજ મોકલી. એ વેળા કાશ્મીરની ફોજમાં બળવો ચાલતો હતો, તેથી મુગલ લશ્કર દેશમાં બીન હરકતે દાખલ થયું, અને ત્યાંનો સુલતાન અકબરને શરણે આવ્યો. તેને બહાર પ્રાંતમાં જાગીર આપી તેના રાજ્યનો કબજો લેઈ પાદશાહ ત્યાં ગયા. પંડે તો ત્યાર પછી બેત્રવાર ત્યાં ગયા; પણ તેની ગાદીએ બેસનારા તેના વંશજો ઉનાળામાં હમેશ ત્યાં રહેતા. આજે પણ આખા એશીઆમાં કે આખી પૃથ્વીપર સર્વોત્તમ સુખકારક દેશ કાશ્મીર ગણાયછે.

કાશ્મીર છીનવી લેવાને વાજબી કારણ ન હતું, તથાપિ પેશાવરની આસપાસ આવેલા પહાડી મૂલકપર સ્વારી કરવામાં અકબરનો વાંક નહોતો. એ વિગ્રહમાં મુગલોને ઓછો જશ મળ્યો, કેમકે ત્યાંના પહાડી અફગાન લોક કાશ્મીરીઓથી વધારે દૃઢતાથી લઢ્યા. એ મૂલક ઘણીક વાતે કાશ્મીરને મળતો છે એની ઉત્તરે હિંદુકુશ પર્વતો, પશ્ચિમે સુલેમાન પહાડ, અને દક્ષિણે ખબરના ડુંગર આવેલા છે. આખા અફગાનીસ્તાનનો સુમારે દશમો હિસ્સો એટલામાં શમાયો છે. એમાં ઘણીક અફગાન જાતો વસેછે, તેમાં સહુથી મોટીનું નામ યુસુફઝાઈ છે. એ જાતને કબજે પેશાવરની ઉત્તરથી હિંદુકુશ સુધીનો

મૂલક છે. એમાં પેશવાના માર્ગ ઘણાં વિકટ જંગલો, સાંકડી નેળો, અને ઊંડી ખોવાળા છે. એ મૂલકપર સ્વારી કરવાનું કામ ઘણું કઠણ છે. એ મૂલકના અસલ રેહેવાસી હિંદુ હતા, પણ પાછળથી તેમને કેટલીક પઠાણ જાતોએ જીતી લીધા, અને એમાંના છેલ્લા જીતનાર યુસુફ્ઝાઈ કહેવાય છે. એ પઠાણો અસલ રહેવાસીઓને રૈયત ગણી તેમનાપર માયા રાખેછે, પણ તેમને રાજકાજમાં કાંઈ અધિકાર આપતા નથી. એ રૈયતની મેહેનતથી પાક થાયછે તેથી યુસુફ્ઝાઇઓ ધનવાન છે, તેની જોડે પહાડી લોક હોવાથી બહાદુર અને તેમનામાં પ્રજાસત્તાક રાજ્યરીતિ હોવાથી સ્વતંત્રતાને માટે જીવ આપે એવા છે. પ્રત્યેક જાતને માથે વંશપરંપરા અધિકાર ભોગવનાર સરદાર હતો, તથાપિ એ અધિકારીને હાથ શાંતિના સમયમાં કાંઈ અધિકાર નહોતો; માત્ર લોકની ઈચ્છા શી છે તેની તજવીજ કરી, તે ઈચ્છા બીજી જાતોને જણાવવી એ કામ તેનું હતું. દરેક ગામના યુસુફ્ઝાઈ લોક પોતાનું રાજકીય કામ પોતે કરતા; ગામનું પંચ ગામના રેહેવાસીઓના કજીઆ ચુકવતું. ગામનો વહીવટ કરવાને ગામના યુસુફ્ઝાઈ લોક ઘણીકવાર ચોરામાં ભેગા થતા. ગામની ઉજાણીનું તથા પરોણાને ઉતરવાનું સ્થળ પણ એ ચોરા હતા. ગામના તાબાની જમીન સરખે હિસ્સે દરેક યુસુફ્ઝાઈને વેહેંચી આપી હતી, અને વખતે વખતે નવી વેહેંચણી કરવાની જરૂર પડતી ત્યારે એ લોક ત્યાં મળીને કરતા. હિંદુ વસ્તિ ઉપર જૂલમ કરતા નહિ, પરંતુ તેમને રાજ્યકાજમાં હાથ ઘાલવા દેતા નહિ. યુસુફ્ઝાઇઓ ગોરા હતા અને શરીરે દેખાવમાં ચઢીઆતા હતા. નાના ડુંગરા અને સપાટ પ્રદેશના રહેવાસીઓ વધારે જૂના હતા, અને હિંદના મુસલમાનો જોડે વેપારાદિનો વહેવાર રાખતા. સુલેમાની પર્વતના રહેવાસીઓને હાથ રહેલી જમીન વધારે ડુંગરાળી અને તેમની રીતભાત યુસુફ્ઝાઇઓથી વધારે વગડાઉ હતી. ઈશાન કોણમાં વસનારી કેટલીક જાતોને બાબર પાદશાહે સામ, દામ, અને ભય વડે કાંઈક વશ કરી હતી, પણ યુસુફ્ઝાઇઓને તે વશ કરી શક્યો નહોતો.

ઘણાંક વરસપર આ લોકમાં એક નવો પંથ સ્થાપન થયો હતો.

એ પંથ સ્થાપનાર બાયજીદ નામે પુરૂષ હતો. તે પોતાને પરમેશ્વરનો પેગમ્બર કહેતો. કુરાનને ખોટું ગણી તેણે મત ચલાવ્યું કે "પરમેશ્વર એક છે, તે સર્વવ્યાપક છે, અને બધા આકારનું તત્વ છે; હરેક પ્રકારની સેવાપૂજા અને તપ કરવાની તે મના કરેછે. માત્ર તેના પેગમ્બરની આજ્ઞા પૂર્ણ માનવી. એ પેગમ્બર (એટલે બાયજીદ પંડે) તેનો પૂર્ણ અવતાર છે, હિંદુ અને મુસલમાન કાફરો છે, અને તેમની જમીન અને ધન લેઈ લેવાનો એ પંથના લોકને ઇશ્વરે અધિકાર આપ્યો છે; અને તમામ પૃથ્વી તેમને મળશે." એ પંથનું નામ તેણે રોશનીઆ એટલે જ્ઞાની પાડયું. થોડા વખતમાં ઘણાં માણસો એમાં ભળ્યાં. સુલેમાન અને ખૈબરના પહાડી મૂલકમાં તેણે પોતાનો અમલ બેસાર્યો, અને આસપાસ વસનારી જાતપર કેટલીક સત્તા મેળવી. તેનું બળ એટલું બધું વધ્યું કે તેને જીતવાનો ઠરાવ કરવાની જરૂર કાબુલની સરકારને જણાઇ. મુગલ ફોજની જોડે લઢવાને તે પર્વતોમાંથી નીચે ઉતરી મેદાનમાં આવ્યો. જયની તેને અને તેના લશ્કરને ખાતરી હતી; પણ પરિણામ તેમના ધારવાથી ઉલટું થયું. મુગલોએ ફતેહ પામી ભારે કતલ કરી, અને બાયજીદ નાસતાં થાક અને સંતાપથી મરણ પામ્યો. તેના શબને તેના પુત્રો વાહનમાં મૂકી લેઈ ગયા. સને ૧૫૮૫ સૂધી તેઓ મુગલાઇ રાજ્યને પીડા કરી શકયા નહિ. એ પુત્રોમાંના સર્વથી નાના નામે જલાલે એ વરસમાં રોશનીઆ પંથના સેનાપતિનું કામ હાથમાં લેઇ ફરીને કાબુલના રાજ્યપર સ્વારીઓ કરવા માંડી. સુલતાન હકીમનો એ વરસમાં કાળ થવાથી અકબરશાહે રાજા માનસિંહને કાબુલનો સૂબેદાર નીમ્યો હતો. માનસિંહના રજપૂતોથી એ દુશમનો જીતાયા નહિ, તેથી પાદશાહ પંડે સિંધુને કાંઠે ગયા. યુસુફઝાઇ લોકો એ વેળા રોશનીઆ પંથ છોડી તેમનાથી જૂદા પડયા હતા, તોપણ અકબરે તેમનાપર ( યુસુફ્ઝાઇઓપર ) સ્વારી મોકલી.

એ સેનાની સરદારી અકબરે ઝેનખાં નામે પોતાના દૂધભાઇને તથા પોતાના પરમમિત્ર રાજા બીરબલને આપી. એ સ્વારી એટલી અગત્યની ગણાતી હતી કે બીરબલને ઠામે અબુલ ફઝલને જવાનું મન હતું; પરંતુ ચીઠી નાંખતાં બીરબલનું નામ આવ્યાથી તેનો જીવ

ખાટો થયો. તેનો ભાઇ ફૈઝી સ્વારીની જોડે ગયો હતો. શત્રુને હાથ સપાટ ધરતી હતી તે થોડા વખતમાં જીતી મુગલોએ ઉજડ કરી; ને પછી ફોજના બે ભાગ કરી તેમાંની એકને લઈ રાજા બીરબલ એક ખીણમાં ઘૂસ્યો, અને ઝેનખાન બીજીમાં ગયો. ખીણ પસાર કરવાનો માર્ગ નાહ જડવાથી તથા શત્રુના હુમલાના જોરથી અકળાઈ બીરબલ પાછો ફર્યો. ઝેનખાન વધારે આગળ ધસ્યો; તથાપિ તેના ઘણા સિપાઈ મરવાથી અને દુશ્મનના મારથી તેને પણ પાછી પાની કરવી પડી. એ બેઊ ટૂકડીઓ ભેગી કરીને ફરી હુમલો થઈ શકે તેવું ન હતું, તેથી પાદશાહે નવું સૈન્ય મદદે મોકલ્યું. કમનસીબે બીરબલ અને ઝેનખાનને બનતું ન હતું. આખી ફોજ સહિત શત્રુની વિકટ ખીણોમાં ઘૂસવાનું મત બીરબલનું હતું ને તે બાબત ઝેનખાન સામો હતો; પણ બીરબલના આગ્રહને લીધે તેમ કરવાનો ઠરાવ થયો. મુગલ સેના આગળ વધતાં થોડા વખતમાં વિકટ ઘાટમાં આવી. બીરબલ ઘણી મુસ્કેલીએ તે ઉપર ચઢ્યો. આખા દિવસના શ્રમથી તેની થાકેલી ફોજપર અફગાનો એટલા જોરથી ધસી આવ્યા કે હિંદિ યોદ્ધા ગભરાટમાં પડી નાઠા. ઝેનખાન તે ઘાટની નીચે નાકાપર હતો, તેના ઉપર પણ તેજ વખતે પઠાણોએ હુમલો કર્યો. તે રાત્રે અને બીજે દિવસે થોડો વખત ઝેનખાને મુશ્કેલીએ પોતાની ટૂકડીનો બચાવ કર્યો. પછી બંને ટૂકડીઓ પાછી ભેગી થઈ. અહિં ઝેનખાનનો વિચાર શત્રુને શરણે જવાનો થયો, પણ બીરબલે તેની સુચના માની નહિ. રાત્રે હલ્લાં કરી સૈન્યનો નાશ કરવાનો મનસૂબો પઠાણોએ કર્યો છે, એવા સમાચાર મળવાથી ઝેનખાનની સલાહ ન લેતાં, બીરબલ પોતાની ટૂકડીને લઈ સપાટ જમીનપર જવાને રસ્તે વચમાં ખીણ હતી તેમાં ગયો. તેને છેતરવાને આ ખબર કરેલી જણાયછે; કેમકે તે ખીણના નાકાની આસપાસ શત્રુ સંતાઇ રહ્યા હતા. તેઓ ઓચિંતા તેના ઉપર ત્રુટી પડ્યા. પત્થરો અને તીરનો વરસાદ વરસાવતા હજારો પઠાણો નાગી તરવારે તેના અણચેતેલા અને ભયભીત થયલા લશ્કર ઉપર ધસી આવ્યા. આખી ફોજ બહાવરી બની ચોમેર નાસવા લાગી. બીરબલે યોદ્ધાઓને થોભાવી ઉભા રાખવાની ઘણી મેહેનત કરી,

પણ કાંઈ વળ્યું નહિ. માણસ, ઘોડા, અને હાથી નાસાનાસમાં એકમેક થઈ જવાથી સર્વે અવ્યવસ્થિત થઈ ગયું. સેંકડો આદમીને શત્રુએ વાઢી નાખ્યા. બીરબલ પડે અને તેના કેટલાક મોટા નાયકો રણમાં પડ્યા, અને તેની સેનાની ખરાબી થવામાં કાંઇ અધુરૂં રહ્યું નહિ. ઘાટની નીચે મેદાનમાં ઝેનખાન હતો, તેની ફોજની પણ તેવીજ માઠી વલે થઇ. તીરો, બંદૂકની ગોળીઓ, અને ગોફણોનો ભારે માર છતાં, દિવસ હતો ત્યાંસુધી તે વ્યવસ્થા પૂર્વક પાછો હઠ્યો. સાંજે થોડીવાર યુદ્ધ બંધ પડ્યું; પણ અંધારૂં થતાં અફગાનો યા હોમ કરી તેના ઉપર ધાઈ આવ્યા. હવે લશ્કર ઝેનખાનને હાથ રહ્યું નહિ. જેનાથી જેમ નસાયું તેમ તે નાઠા; ઘણા કતલ થયા અને તેથી વધારેને દુશ્મને ઝાલી લીધા. ઝેનખાન વાહનવિના પગે નાઠો અને ઘણી મુશ્કેલીએ અટક પહોંચ્યો.

આ હારના સમાચાર પાદશાહી છાવણીમાં આવતાં ત્યાંના માણસો ગભરાવા લાગ્યા. પઠાણોને આગળ આવતા અટકાવવાને પાદશાહે શાહજાદા મુરાદને ટોડરમલની જોડે ફોજ સહિત મોકલ્યો. ગભરાટ નરમ પડયા પછી મુરાદને પાછો બોલાવી, ટોડરમલ અને માનસિંહને શત્રુને શેહે પહોંચાડવાને મોકલ્યા. ઝેનખાન હજૂરમાં આવ્યો ત્યારે અકબરે તેનું મોહું જોવાની ના કહી. બીરબલના મરણથી તે અતિ ખેદ પામ્યો ને તે દિલગીરી ઘણા વખત લગી તેના મનમાં રહી. બીરબલનું મડદું જડયું ન હતું, તેથી એવી વાત ચાલી કે તે અફગાનોના હાથમાં જીવતો છે. આ અફવાને પાદશાહે ઉત્તેજન આપ્યું, તેપરથી ઘણા વખત પછી 'હું બીરબલ છું' એવો ઢોંગ એક માણસે કર્યો; પણ તે દરબારમાં આવતાં માર્ગમાં મરણ પામ્યો, ને અકબરે તેને બીરબલ માની બીજી વાર શોક પાળ્યો. બીરબલ ઘણો ચતુર અને સોબતમાં રાખવા લાયક મીઠો અને વિદ્વાન હતો, તેથી અકબરને તે ઘણો વહાલો હતો. તેની વાતચીત ડહાપણ ભરેલી, ને તેની વાણી મધુરી અને રસિક હતી. તેનાં ચતુરાઈ ભરેલાં વચનો ભરતખંડમાં હજી ભૂલાયાં નથી. અકબર અને બીરબલની ઘણીક કહાણીઓ હજી લોકમાં ચાલેછે.

પોતાના જયનો લાભ લેવાને યુસુફઝાઈ લોક આગળ વધ્યા નહિ,

તેમના તાબાના રસાળ પ્રાંતોના કિલ્લા માનસિંહ અને ટોડરમલે કબજે કર્યા, તેથી તેમને ખોરાકની તંગી પડી ને સંધિ કરવાની જરૂર પડી. હવે રોશનીઆ પઠાણોપર ચઢવાનો માનસિંહને અવકાશ મળ્યો. જલાલની સરદારી નીચે તેઓ લઢ્યા ને પરાજય પામ્યા, પણ તેથી તેમનું જોર તુટ્યું નહિ. બીજે વરસે માનસિંહે કાબુલ ભણીથી હુમલો કર્યો અને બીજી મુગલફોજે સિંધુ ઓળંગી આ બાજુએથી તેમનાપર સ્વારી કરી. એ વખતે પણ સંગ્રામ થયો તેમાં જલાલ હાર્યો. પરંતુ હારે એટલે નાસી પહાડોમાં ભરાઈ નવું લશ્કર લેઇ ફરીને મુગલોની સામો આવે એમ તેણે કેટલાંક વરસલગી કર્યું. પાદશાહી ફોજ હવે પર્વતોની વિકટ ખીણોમાં ધુસતી નહિ. શત્રુના રસાળ સપાટ પ્રદેશમાં પડાવ નાખી ત્યાં ખેડાણ થતું અટકાવતા; તેથી ખોરાકની તંગીને લીધે પઠાણોને મેદાનમાં ઉતરવું પડતું, અને ત્યાં તેમનો પરાભવ થતો. જલાલ માર્યો ગયો, તોપણ એ પઠાણો અકબરના વખતમાં અને ત્યારપછી પૂરેપૂરા જીતાયા નહિ; અને અદ્યાપિ સ્વતંત્રતા ભોગવે છે.

એ પઠાણો જોડે એમ ઝઘડો ચાલતો હતો તે ભારે ન હોવાથી એ વખતમાં અકબરશાહને સિંધ તથા કંદહાર પ્રાંતો જીતી લેવાને પ્રસંગ મળ્યો. ઈ. સ. ૭૫૦ માં સુમરા રજપૂતોએ આરબોને હાંકી કાઢી સિંધ દેશનો કબજો કર્યો, તે તેમના હાથમાં ૧૨ મા સૈકાના અંત લગી રહ્યો. એ વેળા તે રાજકુળ નિર્વંશ જવાથી સામા નામે રજપૂત જાતને હાથ રાજગાદી ગઈ. તેઓ દિલ્હીની ગાદીને તાબે રહેતા. આગળ જતાં એ વંશે મુસલમાન ધર્મ સ્વીકાર્યો. એમની કનેથી અર્ધુન નામે મુસલમાન જાતે રાજ્ય છીનવી લીધું. અકબરશાહ રાજ્યાસને બેઠા તેવારે એ લોકને કબજે દેશ હતો; પણ આ વખતે તેમની પાસેથી કેટલાક લશ્કરી સરદારોએ રાજ્ય જીતી લીધું હતું, અને તેઓ માંહોમાંહે વઢતા હતા. આ કુસંપનો લાભ લેઈ અકબરે આ અસલ દિલ્હીના તાબાનો મૂલક પાછો વશ કરવાનો ઠરાવ કર્યો. એ વેળા તેનો મુકામ લાહોરમાં હતો, ત્યાંથી એક ફોજ સેહવાનગઢ ઉપર રવાને કરી. એ ગઢ નીચલા સિંધનું નાકું અને મોટું અગત્યનું સ્થળ હતું. એનો બચાવ કરવાને સિંધના મુખ્ય હાકે-

મે બળવાન ફોજ સહિત આવી એવે ઠેકાણે છાવણી કરી કે તેને ત્યાંથી મુગલ સેના હઠાવી શકે નહિ, અને ગઢને ઘેરી શકે નહિ. આ અડચણ દૂર કરવાને ચતુર પાદશાહે બીજી ટૂકડી અમરકોટને માર્ગે તેની છાવણીના પાછલા ભાગપર મોકલી. એમ બે તરફના હૂમલાથી તેને ગભરાવી તથા હરાવી એવો નરમ કર્યો કે રાજ્યપરથી હાથ ઉઠાવી તે શરણે આવ્યો. ડાહ્યા શાહે પોતાની ઉદાર પદ્ધતિ પ્રમાણે માન આપી મોટી પદવીનો ઉમરાવ બનાવી પાંચહજારી મનસબદાર અને ટાટાનો સૂબેદાર નીમ્યો. હી. સ. ૯૯૯, ઇ. સ. ૧૫૯૧. અકબરનામામાં લખ્યુંછે કે એ સરદારની પાસે એ વિગ્રહમાં પોર્તુગીઝ સોજર (સોલ્જર) તથા યુરોપી વેશ પેહેરનારા ૨૦૦ દેશી સિપાઈ હતા. એણે વળી એક કિલ્લાનું રખવાળું આરબોને સોંપ્યું હતું. આરબસિપાઇનો ભરતખંડનાં રાજ્યોમાં નોકરી કરવાનો આ આરંભ જણાય છે.

હુમાયુંએ કપટ કરી ઇરાની શાહના તાબામાંથી કંદહાર ખૂંચવી લીધું ત્યાર પછી તે પાછું લેવાને ઇરાનીઓ તે મુગલ પાદશાહના મરણ સુધી નિષ્ફળ મથ્યા. અકબરના અમલના આરંભમાં તેના મુગલ સરદારોએ બળવા મચાવ્યા હતા તેવામાં ઇરાનીશાહે એ ગઢ પાછો જીતી લીધો. ઇરાનની ગાદીએ શાહ અબ્બાસ બેઠો તેવારે ત્યાં બંડ ઉઠયાં, ઇરાની સરદારો માંહોમાંહે લઢયા, અને તેમાંનો એક કંદહારથી નાસી અકબરને શરણે આવ્યો, ને પછી બીજાઓ પણ મુગલ પાદશાહની મદદ માગવા લાગ્યા. તેથી વગર લઢે કંદહાર અને તેની આસપાસનો મૂલક તેને કબજે ઇ. સ. ૧૫૯૪, હી. સ. ૧૦૦૩ માં થયો. એથી અકબરને ઇરાન જોડે વિગ્રહ થયો નહિ, કેમકે શાહ અબ્બાસ પોતાના રાજ્યમાંજ ઘણો રોકાયલો હતો. ઉસબેક લોકની સામે થવામાં અકબરની મદદની ઇચ્છા રાખતો હતો, તેથી તેણે થોડા વખત પછી અકબર જોડે મિત્રાચારી કરી, અને કંદહાર જીતવાને સારા લાગની રાહ જોઈ; પણ તે અકબરના સમયમાં મળ્યો નહિ.

સિંધુ નદીની પેલીમેર જેટલા મૂલકપર અકબરનો હક તેના બાપદાદા તરફથી હતો, તેટલો મૂલક કંદહાર મળ્યાથી કબજામાં આવ્યો,

અને લગભગ એજ વખત લગીમાં નર્મદાની ઉત્તરે આવેલા તમામ હિંદુસ્તાનના પ્રાંતો તેને હાથ આવી રહ્યા. ઈ. સ. ૧૫૯૧ માં સિંધ દેશ લીધો. કાશ્મીરમાં બળવો ઉઠાવવાનો છેલ્લો પ્રયત્ન એવામાંજ થયો હતો તે બેસાડી દીધો. ઓરિસ્સા (ઓઢીઆ) પ્રાંત અફ્ગાનોને તાબે હતો તે પણ એ વખત જીતાયો. સને ૧૫૯૩ માં ગૂજરાતનો મુજફ્ફરશાહ મરી ગયો એટલે ત્યાં ટંટાનું કારણ રહ્યું નહિ. હિમાલયથી નર્મદા સુધી અને બ્રહ્મપુત્રથી કંદહાર લગી જેવો અકબરનો અમલ જામ્યો તેવો પૂર્વે કોઇ પાદશાહનો જામ્યો નહોતો. ઉદેપુરના રાણાજી અજીત રહ્યા હતા ખરા; તથાપિ બીજા રાજારાણા નાખુશીથી ખંડણી આપનારા નહોતા. તેઓ મુગલ રાજ્યમાં હોંસથી જોડાયલા અને પોતપોતાની રજપૂત સેનાઓ સહિત ઉમંગથી પાદશાહની સેવા બજાવનારા થયા હતા.

ઈ. સ. ૧૫૮૯, હી. સ. ૯૯૭ ના ઉનાળામાં અકબરશાહ કાશ્મીર ગયા, ને ગરમીની મોસમ ત્યાં ગાળી કાબુલ ગયા. માર્ગમાં અબુલ ફાથ નામે તેનો મિત્ર અને સોબતી મરણ પામ્યો. કાબુલમાં તેનો મુકામ બે માસ રહ્યો, તેવામાં વકીલુ—સુલ્તાનત અને મુશ્રિફ—ઈ દીવાન રાજા ટોડરમલ તથા અમીરૂ—લ ઊમરા રાજા ભગવાનદાસ લાહોરમાં મૃત્યુ પામ્યાના માઠા સમાચાર આવ્યા. આ બે બુદ્ધિમાન, બહાદુર, અને નિમકહલાલ સેવકો અને પ્રિયમિત્રોના મરણથી અકબર બહુજ દિલગીર થયો. સરએચ. ઇલિયટના ગ્રંથ ઉપરથી પાછળ કહેવામાં આવ્યુંછે કે રાજા ટોડરમલ જાતે ખતરી હતો, પણ એલ્ફિન્સ્ટન કૃત ઈતિહાસમાં જણાવ્યુંછે કે તે પંજાબનો કાયસ્થ હતો. સને ૧૫૫૩ માં તેને ગૂજરાતમાં સરકારી નોકરી મળી. લશ્કરી નાયકનું, અને વસૂલાત ખાતાનું એ બે કામ તેને સોંપ્યાં. પછી તેની બદલી બંગાળામાં થઈ. ત્યાં પણ સારી ચાકરી બજાવવાથી તેને દિલ્હી બોલાવી વજીર શાહ મનસૂરનો મુખ્ય પેશ્કાર નીમ્યો. વસૂલાત ખાતામાં સુધારો કરવાનું કામ તેણે અહિં આરંભ્યું. અબુલ ફ્જલ લખેછે કે પ્રમાણિકપણામાં, સીધે રસ્તે ચાલવામાં, મરદાઈમાં, કામની માહેતગારીમાં, અને રાજકારભાર કરવાની શક્તિ-

માં એના સરખો બીજો નર હિંદુસ્તાનમાં નહોતો.

તા. ૮ મી મોહરમ હી. સ. ૯૯૮માં પાદશાહ પાછા હિંદુસ્તાનમાં આવવા નીકળ્યા. રસ્તામાં એક વખત દીપડાનો શિકાર કરતાં પાદશાહ હાથીપરથી પડયા, અને બીજીવાર જે હાથણી ઉપર સ્વાર થયા હતા તેના ઉપર કોઈ મસ્ત હાથીએ હૂમલો કર્યો તેથી નીચે પડયા; પણ બંને વેળા ઝાઝું નુકશાન થયું નહિ. મીરજાં અજીજ મહમદ કોકા આજમખાન માળવાનો સૂબેદાર હતો તેની બદલી ગૂજરાતમાં કરી, ને તેને ઠામે શહાબખાનને મોકલ્યો. શહાબખાન જોડે અણબનાવ હોવાથી આજમખાને માળવા છોડ્યા તેહેલાં તે પ્રાંતને ઉજડ કર્યો એમ અકબરનામામાં લખ્યુંછે. એ વાંચતા જણાયછે કે અકબરના રાજ્યનો બંદોબસ્ત ઇંગ્રેજ સરકારના જેવો ઠરેલ નહોતો. કોઇ ઇંગ્રેજ ગવર્નર એમ કરી શકે નહિ. રાજા ટોડરમલની મુખ્ય વજીરની જગા ખાલી પડી તે પાદશાહે મરહુમ બેહેરામના દીકરા ખાનખાનાનને આપી, અને તેને ગૂજરાતમાં જાગીર આપી હતી તે બદલી જ્વાનપુરમાં આપી. કુંવર માનસિંહને કાબુલથી બોલાવી બહાર અને બંગાળાનો સૂબેદાર બનાવ્યો. તેના પિતા ભગવાનદાસના મરણથી તેને તેની ગાદી અને રાજાનો ઇલકાબ મળ્યો. પાદશાહે તેને ખેદપત્ર લખ્યો, અને પોશાક તથા ઘોડો મોકલી તેનો શોક ઉતરાવ્યો. ગૂજરાતમાં આજમખાનની સામા વીશ હજાર જોદ્ધા સહિત જામસાહેબે સંગ્રામ કર્યો, તેમાં જામનો ટીલાટ તથા વજીર મુવા અને તેની હાર થઇ. લાહોરમાં કેટલાંક વરસ પાદશાહ રહ્યા અને ત્યાંથી ખાનખાનાનને મુલતાન અને ભકર (સકરબક્કર) નો સૂબેદાર ઠરાવી સિંધ અને બલુચીસ્તાન જીતવાનું ફરમાવ્યું. આ વરસમાં ગોવેથી પાદ્રી ફરમલીયુન આવ્યો તેનો સતકાર અકબરે કર્યો. ગ્રીક ગ્રંથોનાં ભાષાંતર કરાવવાના હેતુથી અકબરે એ પાદ્રીને રાખી તેની પાસે કેટલાક બુદ્ધિમાન તરૂણોને તે ભાષા ભણવા મૂક્યા. પોતાના અમલના ૩૬ મા વરસમાં અકબરે દક્ષિણના ચાર મુખ્ય રાજકર્ત્તાના દરબારમાં એલચી મોકલ્યા. કવીશ્વર શેખ ફૈઝીને અસીરગઢ અને બર્હાનપુરના રાજા અલીખાનની પાસે, ખ્વાજા અમીનુદ્દીનને અહમદનગરના સુલતાન

બુર્હાનુલમુલ્કના દરબારમાં, બીજાપુરના સુલતાન અદીલખાનની પાસે મુહમ્મદ અમીનને, અને ગોલકોંડાના સુલતાન કુતબુ-લ મુલ્કની પાસે મીર મિરજાને મોકલ્યા. એ વરસમાં શાહજાદા મુરાદને માળવાનો સૂબેદાર ઠરાવી તેની જોડે ઇસ્માઇલકુલીખાંને તેનો વકીલ એટલે સેનાપતિ નીમી મોકલ્યો. ગ્વાલિયર પહોંચતાં શાહજાદાની સામો તે પ્રાંતનો મુખ્ય રાજા મધુકર થયો, તેને મુગલ ફોજે હરાવ્યો ત્યારે તેનો કુંવર રામચંદ્ર શરણે આવ્યો. મુરાદ ઉજેણ જઈ રહ્યો. આજમખાને જુનાગઢ જીતી સોરઠ પ્રાંત કબજે કર્યો. બીજે વરસે સિંધના મુખ્ય હાકેમ જાનીબેગ અને ખાનખાનાનની સેના વચ્ચે ભારે સંગ્રામ થયો, તેમાં રાજા ટોડરમલનો કુંવર ધારૂમલ રણમાં પડ્યો. બેઉ તરફ તોપો હતી. મુગલ લશ્કર જીત્યું અને જાનીબેગ તાબે થયો. પાદશાહ કાશ્મીર જવા નીકળ્યા તેવામાં ત્યાં બંડ ઉઠ્યું, પણ તેના ત્યાં પહોંચવા પેહેલાં તેની ફોજે તેને બેસાડી દીધું. એજ વખતે રાજા માનસિંહે કતલુઅફ્ગાનના દીકરાને મોટી લઢાઇમાં હરાવી તેમની પાસેથી ઓરિસ્સા પ્રાંત જીતી લીધો. ૩૭ મા વરસમાં ખાની આજમે જુનાગઢ અને આખો સોરઠ પ્રાંત જીતી લીધો.

---

# प्रकरण ९ मुं.

૩૮ મા વરસથી ૫૦ મા વરસ સૂધી.—દક્ષિણ દેશપર સ્વારી.—ચાંદબીબીની બહાદુરી.—દુકાળ.—દક્ષિણનાં રાજ્યો જોડે ફરીને વિગ્રહ.—અહમદનગરનો બીજો ઘેરો અને જય.—ખાનદેશને ખાલસા કર્યો.—સલીમનું બંડ.—અબુલ ફ્ઝલનું ખૂન.—પરચૂરણ.—સલીમની બદચાલ.—અકબરની માનું મરણ.—દાનિયાલનું મરણ.—અકબરશાહનું મૃત્યુ.

હવે અકબરશાહે દક્ષિણ દેશ જીતવાનો ઠરાવ કર્યો. ઇ. સ. ૧૫૮૭ થી તેણે ત્યાંના રાજ્યોના કામમાં હાથ ઘાલવા માંડ્યો હતો. અહમદનગરનો પાદશાહ મુર્તેજા નિજામ દિવાનો હતો તેથી તેની વતી કારભાર કરવાની ઉમેદ રાખનારા વઢતા હતા. તેમાંના તેના ભાઇ બુરાનુલમુલ્કે એ વરસમાં અકબરની મદદ માગી હતી, ને તેની કુમકે

માળવેથી ફોજ ગઈ હતી; પણ તેનું જોર ન ફાવ્યાથી બુરાન હારી અકબરના રક્ષણમાં આવી રહ્યો હતો. સને ૧૫૯૨માં મુર્તેજા મરી જવાથી બુરાનને તે ગાદી અકબરની મદદવિના વારસાના હકથી મળી. પણ એ વેળા તે રાજ્યમાં કુસંપ અને માંહોમાંહે લડાલડી હોવાથી તથા બીજાપુરના પાદશાહ જોડે વિગ્રહ ચાલતો હતો તેથી, તે સુખે રાજ્ય કરી શક્યો નહિ. રાજ્ય માઠી અવસ્થામાં હતું તેવામાં તેનું મરણ થયું, અને કજીઓ વધ્યો. ઈ. સ. ૧૫૯૫, હી. સ. ૧૦૦૪. રાજ્યગાદીનો દાવો કરનારા ચાર જણા ઉભા થયા. એ ચારેની સેનાઓ લઢવા લાગી. જેના હાથમાં રાજ્યધાની હતી, તેણે અકબરશાહની મદદ માગી. તેપરથી શાહે ગૂજરાતથી શાહજાદા મુરાદને અને માળવેથી મીરજાંખાન ખાનખાનાનને પોતપોતાની ફોજો લઈ અહમદનગર જવાની આજ્ઞા કરી. તેઓ ત્યાં પહોંચ્યા તેવારે જેની મદદે તેઓ ગયા હતા તેને શેહેર છોડી જતા રહેવું પડ્યું હતું, અને ચાંદબીબી (ચાંદસુલતાના)ને હાથ તેનો કબજો હતો. ભરતખંડમાં અતિ પરાક્રમી અને પ્રખ્યાત સ્ત્રીઓ થઇછે તેમની પંક્તિની આ નારી હતી. તેનો ભત્રીજો બહાદુર નિજામશાહ બાળક હતો, તેને ગાદીએ બેસાડી તેની વતી તે કારભાર કરતી હતી. મુગલ સેનાને આવતી જાણી તે બાઇએ બીજાપુરના બાદશાહને કહાવ્યું કે આ વખતે સલાહ સપ કરી આપણે મુગલોની સામા થવું જોઇએ; એમ નહિ કરીએ તો બેઊ રાજ્યો તેઓ જીતી લેશે. અહમદનગરના જે સરદારો તેની સામા થયા હતા તેમને પણ તેણે કહાવ્યું કે આ વેળા આપણે સંપ નહિ કરીએ તો રાજ્ય જશે અને બધાની હાની થશે. તેની મીઠાશ અને ચતુરાઈથી તેની યુક્તિ પાર પડી, અને સર્વે સલાહ સંપ કરી મુગલોની સામા થયા. મુરાદે અહમદનગરને ઘેરી ઉત્સાહથી કામ ચલાવ્યું. ચાંદબીબીએ પૂર્ણ જાગૃતિ રાખી તેની મેહેનત નિષ્ફળ કરવાની કોશીશ કરી. મુરાદની બે સુરંગો તૈયાર થઇ તેઓની સામી ચાંદબીબીએ કરેલી બે સુરંગોએ તેઓને નકામી કરી. જે કારીગરો કામ કરતા તેમને તે બાઈ પંડે ત્યાં જઇ હિમ્મત આપતી હતી, અને મુગલની ગોળીઓ આવતી હતી તેનો જરાએ ભય રાખતી નહિ. મુરાદની ત્રીજી

સુરંગ તૈયાર થઇ તેને નકામી કરવાને ચાંદબીબીની સામી સુરંગ પૂરી થતાં પહેલાં મુગલોએ પોતાની સુરંગ ઉડાવી. અહમદનગરના કારીગરો હવામાં ઉડ્યા અને તેનો કોટ તુટ્યો. મુગલો તે તરફ ધસી આવ્યા એટલે અમહદનગરી યોદ્ધા ભય પામી નાસવા માંડતા હતા, તેવામાં ચાંદબીબી પડેલા કોટ આગળ આવી. તેણીએ અંગે બખ્તર પેહેર્યું હતું, મોઢે બુરખો નાખ્યો હતો, અને હાથમાં નાગી તરવાર ઝાલી હતી. તેનું શૂર જોઈ બીધેલા સિપાઈને પાનો ચઢ્યો, તેમનો ભય જતો રહેવાથી તેઓ ઉભા રહી લઢ્યા, અને મુગલોને કોટમાં પેશતાં તેમણે ખાળ્યા. ચાંદબીબીએ પોતાનો પ્રયત્ન જારી રાખ્યો કેમકે મુગલો માત્ર થંભ્યા હતા, પાછા વળ્યા ન હતા. યુદ્ધ જારી રહ્યું. ચાંદબીબીના સિપાઇ ચારેમેરથી ત્યાં આવી ખાડીમાં ભેગા થયલા મુગલો ઉપર બંદૂકની ગોળીઓ, તોપના ગોળા, તીર, ટોટા, વગેરેનો વરસાદ વરસાવવા લાગ્યા, અને ત્રુટેલા કોટમાં ઉભેલા યોદ્ધા દૃઢતાથી લઢ્યા; તેથી મુગલોને પાછા ફરવું પડયું. બીજી સવારે હલ્લાં કરવાને મુગલોએ તૈયારી કરી. પણ શેહેરમાં ચાંદબીબીના ઉમંગથી ઉશ્કેરાઈ તેની પ્રજા અને તેના સિપાઇ મરણીઆ થયા હતા. બેગમ સાહેબે આખી રાત જાગી પડેલો કોટ ચણાવી લીધો; અને બીજો મજબૂત બંદોબસ્ત કર્યો.એથી બીજે દિવસે મુગલ ફોજ હલ્લાં કરી શકી નહિ, ને ફરી સુરંગ ખોદવાની ગોઠવણ કરવા લાગી. એવામાં ચાંદબીબીની મદદે બીજાપુરનો સુલતાન અને બીજા સરદારો મોટાં લશ્કર સહિત આવ્યા. એમનાથી મુગલ સૈન્ય વધારે મોટું હતું; તથાપિ તેના સરદારોએ સંગ્રામ કરવાની આતુરતા ન દેખાડતાં સંધિ કરવાની ઇચ્છા કરી, અને આ સંપ ઝાઝીવાર ટકશે એવો ભરોસો ચાંદબીબીને ન હોવાથી તે પણ સલાહ કરવાને ખુશી હતી. આ યુદ્ધમાં તેણીએ જબરૂં જોર દાખવ્યું હતું. તેને વિષે એવી વાતો ચાલેછે કે લોઢાના ગોળા ખૂટ્યા, ત્યારે રૂપાના ગોળા તોપમાં ભરાવ્યા. વળી એમ કહેવાયછે કે તોપના ગોળા પૂરા થયા તેવારે પ્રથમ ત્રાંબાનાણું ગોળાને ઠામે વાપર્યું, પછી રૂપાનાણું, અને તે પણ પૂરૂં થતાં સોનાની મોહોરો તોપમાં ગડબાવી. છેલ્લે તે પણ જ્યારે ખૂટી અને પોતાનાં ઘરેણાં તોપમાં ભરવા માંડ્યાં ત્યારે

સંધિ કરવાને કબૂલ થઈ. એમ બન્ને પક્ષની મરજી હોવાથી સલાહ થવામાં અડચણ રહી નહિ. એવો કરાર થયો કે બુહાનુલમુલ્કનો પૌત્ર બહાદુર ગાદીએ બેસી નિજામુલમુલ્ક નામ ધારણ કરે, ને અહમદનગરનો મૂલક તેને કબજે રહે, પણ તે અકબરશાહનો તાબેદાર સુલતાન ગણાય; અને વરાડ પ્રાંત પાદશાહને આપી દે, તથા જવાહીર, હાથી, વગેરે નજરાણું મોકલે.

૪૧ મું વરસ. આ સાલમાં વરસાદ બહુ થોડો વરસ્યો, તેથી ભારે મોંઘવારી થઇને પ્રજા પીડાવા લાગી. દયાળુ પાદશાહે લાયક અમલદારોને ચારે તરફ મોકલી ગરીબનાચાર લોકને અન્ન પૂરું પાડયું, તથા બીજો બંદોબસ્ત કરી રૈયતનો બચાવ કર્યો.

મુગલ પાદશાહ જોડે સંધિ થયા પછી ચાંદબીબીએ કોઇ મહમદખાન નામે માણસ *પેશ્વા એટલે મુખ્ય પ્રધાન નીમ્યો હતો, તેણે તે બાઈની કનેથી અધિકાર લેઇ લેવાને કાવતરાં કરવા માંડ્યાં, ને અંતે ફૂટીને શાહ મુરાદની સહાય માગી. વરાડ પ્રાંતના સીમાડા સંબંધી મુગલોને દક્ષિણનાં રાજ્યો જોડે વાંધો ચાલતો હતો, તે એટલો વધી પડયો કે સલાહ થયાને એક વરસ પૂરું થયા પેહેલાં ફરીને વિગ્રહ ચાલ્યો, ને ગોદાવરીને કાંઠે બેઉ પક્ષની સેનાઓએ આવી જંગ મચાવ્યો. ખાનદેશનો પાદશાહ ખંડણી આપી અકબરની તાબેદારી કરતો હતો, તે પોતાનું સૈન્ય લઈ મુગલ શાહજાદાને મળ્યો. સામી બાજુએ ગોલકોંડા, બીજાપુર, અને અમહમદનગરની ફોજો સંપ કરી યુદ્ધે ચઢી. બે દિવસલગી ભારે સંગ્રામ થયો, પરંતુ એકે પક્ષને પાકો જય મળ્યો નહિ. મુગલોની કાંઈક ચઢતી થઈ; પણ તેઓ શત્રુની કેડે જઇ શકયા નહિ. મુરાદને ખાનખાનાન જોડે બનતું ન હતું તેથી, તથા ફતેહ મળી નહિ તેથી, અકબરશાહે તેમને અધિકારપરથી દૂર કર્યા, ને તેમને ઠામે મુખ્ય વજીર અબુલ ફઝલને મોકલ્યો. તે વજીરને એમ લાગ્યું કે દક્ષિણમાં પાદશાહ પંડે આવે તો ઠીક, અને અકબરને તેનું કહેવું

* મરેઠી રાજ્યમાં આ શબ્દ દાખલ થયાની પૂર્વે દક્ષિણના બ્રાહ્મણી પાદશાહના મુખ્ય પ્રધાન પેશ્વા કહેવાતા હતા, ને પછી ત્યાંના બીજા મુસલમાની રાજ્યમાં તેજ અર્થે વપરાતો હતો.

ખરૂં લાગ્યું. તેપરથી સને ૧૫૯૯ માં તેણે પંજાબ છોડી દક્ષિણ તરફ કૂચ કરી. સિંધુ નદીની આસપાસના પ્રાંતોમાં ૧૪ વરસ થયાં પાદશાહનો મુકામ હતો. એ સમયમાં તે એક વખત કાશ્મીરની સરહદ ઉપર પખલી નામે જગાએ હતો તેવારે બરફ વરસ્યું તે જોઈને તે બોલ્યો કે "મેં ચાળીશ વરસે ફરીને આજે બરફ વરસતું દીઠું ને મારા સાથીઓમાંના ઘણાક હિંદમાં જન્મ્યાછે અને મોટા થયાછે તેમણે તો પૂર્વે કદી જોયું નથી". પોતાના અમલના ૪૩ મા વરસમાં તે દક્ષિણ જવા નીકળ્યો તેવારે રાજ્યધાનીમાં ન જતાં બારોબાર જવાનો તેનો વિચાર હતો; પણ શાહજાદાને મળવા બોલાવેલા તે આવ્યા ન હતા અને તેમના વિષે કેટલીક ઉડતી વાતો સાંભળી, તેથી તેણે થોડીવાર પાટનગરમાં થોભવાનું દુરસ્ત ધાર્યું. અબુલ ફઝલને આજ્ઞા કરી કે શાહજાદા મુરાદને તેણે પંડે તેડી લાવવો,પણ જરૂર જણાય તો તેણે ત્યાં રહી મીરજાં શાહરૂખને મદદ કરવી અને મુરાદને મોકલી દેવો. પછી શાહ પોતે દક્ષિણ ગયા. સને ૧૫૯૯ ના વરસના મધ્યભાગે તેઓ નર્મદાતીરે પહોંચ્યા તેવારે દૌલતાબાદનો કિલ્લો તેની ફોજે વશ કર્યો હતો, અને તેજ વખતે બીજા કેટલાક ગઢ મુગલોને હાથ આવ્યા. બીજે વરસે (૪૪ મા વરસમાં) વરાડ અને ગંડવાનાની સરહદ ઉપર આવેલો બેરાલ નામે ગઢ તથા અહમદનગરની પાસેનો નાસિક ગઢ એ બે તેમણે જીત્યા. એજ વરસમાં એક માઠો બનાવ બન્યો. અકબરના ત્રણે કુંવરોને અતિશે દારૂ પીવાનું બુરૂં વ્યસન લાગેલું હતું. એ દુષ્ટ વ્યસને તેમાંના બેના પ્રાણ લીધા. શાહજાદો સુલતાન મુરાદ આ વખતે દૌલતાબાદથી વીશ કોશ ઉપર પુર્ણા નદીને કાંઠે દિહબારી નામે ગામની પાસેની છાવણીમાં મરણ પામ્યો.

તાપી નદીને તીરે બુરાનપુરમાં પાદશાહી સ્વારી આવી તેવારે શાહે અહમદનગરને ઘેરો ઘાલવાને શાહજાદા દાનીયાલને તથા ખાનીખાનાનને પૂરતું લશ્કર આપી મોકલ્યા. ચાંદબીબી ત્યાં કારભાર ચલાવતી હતી, પણ રાજ્યમાં અવ્યવસ્થા હતી. નેહંગ નામે હબસી સરદાર પેહેલી વારના ઘેરામાં તેને મદદ કરવા આવ્યો હતો તે આ વખતે સામો થઈ અહમદનગરને ઘેરી બેઠો હતો. મુગલ સેના આવી

તેવારે તે ત્યાંથી ખસી ગયો. તોપણ અંદર રહેલા સરદારોમાં કુસંપ હતો તેથી બચાવ કરી શકવાની આશા ન હોવાથી, ચાંદબીબીએ સંધિ કરવાનું કહેણુ મોકલ્યું. કરાર કરવાની ભાંજગડ ચાલતી હતી તેવામાં તેના દુશ્મનોની શીખવણીથી સિપાઇઓએ જનાનખાનામાં ઘુસી ચાંદબીબીને મારી નાખી. આ કામનાં માઠાં ફળ તેમને ભોગવવાં પડયાં. થોડા વખતમાં કોટ તોડી મુગલ ફોજે નગરમાં પેશી તેમને કતલ કર્યા, અને બાળક પાદશાહને પકડી ગ્વાલિયર ગઢમાં મોકલી દીધો. તોપણ બહાર છૂટા રહેલા સરદારોએ બીજો નામનો પાદશાહ ઠરાવી ઝઘડો જારી રાખ્યો, તેનો અંત છેક શાહજહાનના અમલમાં સને ૧૬૩૭ માં આવ્યો.

ખાનદેશનો પાદશાહ અકબરનો તાબેદાર થયો હતો તેની જોડે આ ઘેરાની પેહેલાં અણબનાવ થયાથી અકબરે તે પાદશાહીનો અંત આણી તે મૂલકને ખાલસા કર્યો. તેની રાજ્યધાની આશીરગઢમાં હતી તે જીતીને શાહજાદા દાનિયાલને તેનો સૂબેદાર ઠરાવ્યો. વરાડ પણ તેને સોંપ્યું, અને તેને મદદ કરવાને ખાનીખાનાનને નીમી તથા અહમદનગરના રાજ્યનો બાકીનો ભાગ જીતવાને અબુલ ફઝલને આજ્ઞા આપી પંડે આગ્રે ગયા. ઉપખા પેહેલાં બીજાપુર અને ગોલકોંડાના પાદશાહોના એલચીઓ નજરાણું લેઇને આવ્યા અને બીજાપુર વાળાએ પોતાની કુંવરીને શાહજાદા દાનિયાલ વેરે પરણાવી.

યુવરાજ સલીમના બળવાને લીધે અકબરને આ વેળા હિંદુસ્તાન જવાની જરૂર પડી. તે શાહજાદાનું વય એ વેળા ત્રીશ વરસનું હતું. સ્વભાવે તે બુદ્ધિમાન હતો, પણ દારૂ અને અફીણના વ્યસનથી તે તામસી થઈ ગયો હતો, અને તેની અકલ મંદ પડી ગઈ હતી. પાદશાહ થયા પછી તેણે પુસ્તક રચ્યું છે તેમાં તેણે પંડે લખ્યું છે કે "મારી જુવાનીમાં હું દરરોજ ઓછામાંઓછાં વીશ પ્યાલાં દારૂ પીતો. એ દરેક પ્યાલામાં અર્ધો શેર દારૂ ભરતો. એ ઘડી દારૂ વગર જાય તો હાથ ધ્રૂજવા માંડે અને શરીરને ચેન પડે નહિ. તખ્તનશીન થયા પછી હું નિત્ય પાંચ પ્યાલાં માત્ર પીતો અને તે પણ રાત્રે પીતો." પોતાના પિતાના મિત્ર અને વજીર અબુલ ફઝલ ઉપર તેને

ઢાઢ વેર હતું. તેની અદેખાઈ અને દ્વેષને સંતોષવાને અકબરે તે વજીરને થોડા વખત સૂધી નોકરીથી દૂર કર્યો હતો અને પછી દક્ષિણ મોકલ્યો હતો. દક્ષિણમાં પોતે ગયા તે વેળા તેમણે સલીમશાહને યુવરાજ (પોતાની પછી ગાદીનો વારસ) ઠરાવ્યો, અજમેરનો સૂબેદાર નીમી ઉદેપુરના રાણા જોડે વિગ્રહ ચલાવવાનો અધિકાર સોંપ્યો, તથા રાજા માનસિંહને તેની મદદે મોકલ્યો. ઘણીવાર રસળ્યા પછી તે પોતાની નોકરી પર ગયો, અને ત્યાં કાંઈક જય પામ્યો એવામાં બંગાળામાં ફિતૂર ઊઠ્યાના સમાચાર આવ્યા. માનસિંહ ત્યાંનો સૂબેદાર હોવાથી પાધરો તેણીમેર રવાને થયો. આ નડતર વચમાંથી ગયું અને પાદશાહની સઘળી ફોજ દક્ષિણમાં કામે લાગી હતી એ જોઈ સલીમને હિંદુસ્તાનના પ્રાંતોના ધણી થવાનું મન થયું. પોતાને સોંપેલો પ્રાંત છોડી તે આગ્રે ગયો. *પણ ત્યાંના ગવર્નરે તે શેહેરનો કબજો તેને ન આપ્યો, ત્યારે ત્યાંથી ઉપડી અલ્લાહાબાદ જઈ તેની પાસેના અયોધ્યા અને બહાર પ્રાંતોનો કબજો તેણે કર્યો, અને જામદારખાનામાં ત્રીશ લાખ રૂપિયા હતા તે લઇ પાદશાહપદ ધારણ કર્યું.

આ ખોટી ચાલથી અકબરને બહુ માઠું લાગ્યું, તથાપિ બાપ દીકરા વચ્ચે અંટસની ગાંઠ નહિ છૂટે એવી ન પડવા દેવાનો અને વિરોધ ન વધે એવું કરવાનો તેણે પ્રયત્ન કર્યો. તેના મનમાં સલીમ ઉપર પૂર્ણ હેત હતું. પુત્ર કુપુત્ર થાય પણ પિતા કુપિતા થાય નહિ, એ નીતિ વચન છે તેનું આ ઉદાહરણ છે. અકબરે તેને ખામોશી અને શીખામણયુક્ત પત્ર લખ્યું; તેમાં તેની અયોગ્ય વર્તણુકનાં પરિણામ સૂચવ્યાં, અને પુત્રધર્મને માર્ગે પાછો ફરીશ તો પરીપૂર્ણ પ્રેમ નક્કી રાખીશ એવું જણાવ્યું. આ સૂચનાપત્ર મોકલ્યો અને પંડે આગ્રે આવ્યા. એ બંને કૃત્યોની અસર એ થઇ કે સલીમે તાબે થવાનો બહુજ નમ્રતાઇ ભરેલો પત્ર મોકલ્યો, અને પિતાની સેવામાં હાજર થવાને એતાયાહ નામે ગામ સૂધી આવ્યો. મનમાં ભય હોય કે સામા

* એ વેળા તેની દાદીએ (અકબરની માએ) તેને મળવાની ઇચ્છા કરી ને શેહેરથી કેટલેક છેટે સામી ગઈ, પણ તેને આવતી જાણી સલીમ ઉતાવળો જતો રહ્યો. એથી માજીનું મન બહુ દુખાયું.

થવાનો ઇરાદો હોય તેમ પુષ્કળ ફોજ સહિત આવતો હતો, માટે અકબરે તેને જણાવ્યું કે મારા ઉપર ભરોસો હોય તો થોડા માણુસો સહિત આવ, નહિતો પાછો અલ્લાહાબાદ જા. સલીમ પાછો અલ્લાહાબાદ ગયો. કદાચ આ પાછા ફરવું ગુપ્ત કરારથી થયું હશે; કેમકે ત્યારપછી થોડા દિવસમાં પાદશાહે શાહજાદાને બંગાળા અને ઓરિસ્સા પ્રાંતો આપ્યા, અને શાહજાદાએ ક્ષમાદાન માગવાનો આજ્ઞાંકિત પુત્રને છાજે તેવો કાગળ લખ્યો. આ સમાધાનીનું ડોળ ચાલતું હતું તેવામાં સલીમ જેને પોતાનો વેરી ધારતો તેના ઉપર વેર લેવાનો દાવ તેને હાથ આવ્યો. આ કલ્પિત વેર વાળવાથી તેના જીવને ટાઢક વળી; પણ તેથી તેના બાપનો આત્મા ઘણોજ કલેશ પામ્યો. અકબરના હૂકમથી આ વેળા શેખ અબુલ ફઝલ થોડાક રખવાળો સહિત દક્ષિણથી નીકળી હિંદુસ્તાન આવતો હતો. ગ્વાલિયરથી દક્ષિણે એ મજલપર સરાઇ બંગ કે સરાઈ બરાર નામે જગાએ તેને ઓચિંતો ઘેરી લેઈ મારી નાખવાની ગોઠવણ સલીમની શીખવણીથી નારસિંહદેવ બુંદેલા નામે રજપૂત ઠાકોરે કરી હતી. શેખના માણુસોને આ ભયની ખબર પડવાથી તેમણે તેને ચેતાવ્યો, અને ભલામણ કરી કે બે કોશપર અંતરી મુકામે રાયરાયાં અને રાજા રાયસિંગ બે હજાર સ્વારો સહિત છે તેના રક્ષણમાં જવું. પણ શેખે જવાબ દીધો કે "મોતથી ડરવું મિથ્યા છે, કેમકે તેનો સમય ખાળી શકાતો નથી; હું દરવેશનો દીકરો હોઈ મારી બહાદુરીથી ઉમરાવ પદવી પામ્યોછું તો બીજાનો આશ્રય લેવાનું નીચ કામ કેમ કરૂં?" આગળ ચાલતાં રજપૂતો તેના ઉપર ત્રુટી પડયા ને તેને તથા તેના સિપાઇઓને તેમણે કતલ કર્યા. અબુલ ફઝલનું માથું વાઢી લેઇ નારસિંહે શાહજાદા સલીમને મોકલ્યું.* આ ખબર અકબરને થતાં તે બહુજ શોક પામ્યો,

* શેખ અબુલ ફઝલે સલીમની બદચાલની ખબર અકબરને કહેલી તે પરથી શાહજાદો તેના ઉપર ગુસ્સે થયો હતો. પછે પાદશાહ થયા પછી તેણે ગ્રંથ લખ્યો છે તેમાં તેણે આ ખૂન કરાવ્યાનું માન્યું છે, અને તેના બચાવમાં કહ્યુંછે કે અબુલ ફઝલે કુરાનપરથી અકબરની આસ્થા ઉતારી, અને મુસલમાની ધર્મ છોડાવ્યો; માટે તેને મારી નંખાવ્યો એ વાજબી કામ કર્યું. બાપની સામા બંડ કર્યું.

ઘણું રડયો, અને બે દિવસ અને રાત અન્ન ખાધું નહિ અને ઊંઘ્યો નહિ. મયત મિત્રનાં પાપ માફ કરવાને તેણે પરમેશ્વરની પ્રાર્થના કરી અને નારસિંહને પકડવાને અને તેનો મૂલક ઉજડ કરવાને સખ્ત હુકમ આપી ફોજ મોકલી, પણ ખૂની પકડાયો નહિ. સને ૧૬૦૨. સલીમ આ કામમાં સામિલ છે એ વાતની તેને ખબર નહોતી, તેથી તેને મનાવવાનો પ્રયત્ન જારી રાખ્યો. સલીમની માના મરણ પછી અકબરની સલીમા નામે બેગમે તેને પોતાનો દત્તપુત્ર કર્યો હતો, તેને તેની પાસે ધીરજ આપવાને અને ખરા દિલની સલાહ કરાવવાને મોકલી. આ વિષ્ટી પાર પડી. સલીમે હજૂરમાં આવી પિતાને જાતે નમી ક્ષમા માગી. અકબરશાહે તેનો સત્કાર હમેશના હેતપૂર્વક કર્યો અને મૂગટાદિક રાજ્યાલંકાર ધારણ કરવાની પરવાનગી આપી.

અકબરનો એક કુંવર દારૂના વ્યસનથી મુઓ તોપણ તેથી તેના બીજા કુંવરો શિક્ષા પામ્યા નહિ. દાનિયાલને પણ તે ખરાબ લત હતી. તે છોડાવવાને અકબરે તેને પોતાને ગળે હાથ મૂકાવી સમ ખવડાવ્યા હતા, પણ તે ભૂલી જઈ વળી તેણે પુષ્કળ દારૂ પીવા માંડયો. અકબરે તેને પત્ર લખ્યો કે જો તને તારો બાપ વહાલો હોય તો એ બૂરી લત છોડી દે, અને તે ઝેરી વસ્તુ નજરે જોતો ના, તથા તેનું નામ દેતો ના.

૪૮ મું વરસ. બંગાળાના કેટલાક હિંદુ અને અફગાન તાલુકદારોએ ઉઠાવેલું બંડ બેસાડવાના કામમાં રાજા માનસિંહ લાગેલો હતો તેવામાં આણીગમ વાંસવાડાના રાજાએ ફિતૂર મચાવ્યું. મીરજાં શાહરૂખ તેના ઉપર ચઢયો. ઉદેપુરના રાજા જોડે ચાલતા ઝઘડાનો હજી અંત આવ્યો ન હતો. આ વરસમાં પાદશાહે સલીમને તેને જીતવા જવાની આજ્ઞા કરી; પણ તે શાહજાદાને આ કામ કરવાની મરજી ન હોવાથી તેણે બાનાં કાઢયાં ને બહુ માગણીઓ કરી. તેથી અકબરે તેને અલ્લાહાબાદ જઈ તેની જાગીરનો વહિવટ કરવાને ફરમાવ્યું, ને શાહજાદો ત્યાં ગયો. બીજાપુરનો પાદશાહ ખંડણી મોકલતો નહોતો, તેથી શાહજાદા દાનિયાલ-

---

તેમાં પાપ નથી કર્યું એનું કારણ પણ તેણે એજ (અકબરનું ઇસ્લામી ધર્મ ઉપર નાસ્તિકપણું) બતાવ્યું છે. તખ્તે બેઠા પછી તુરત તેણે નારસિંહને મોટી પદવી આપી, અને પછી તે હમેશ તેના ઉપર મેહેરબાની અને ભરોસો રાખતો.

ને તેના ઉપર સ્વારી કરવાનો હૂકમ આપ્યો; પણ તે માંદો હોવાથી તેણે પોતાની તરફથી ધમકીનો પત્ર આપી એક વકીલને તે દરબારમાં મોકલ્યો. આ વરસમાં પોતાના રાજ્યના બધા ભાગોમાં ધર્મશાળા બાંધવાનો તથા અન્નક્ષેત્રો સ્થાપવાનો હૂકમ અકબરે કર્યો. પાદશાહના ભત્રીજા ( મીરજાં હકીમના શાહજાદા ) કૈકુબાદને નીશો કરવાની ભારે લત લાગવાથી તેને રાજા જગન્નાથને હવાલે કરી રણથંભોર ગઢમાં તે વ્યસન છોડતાં સુધી કેદ કર્યો.

૪૯ મું વરસ. બીજાપુરના શાહઅલીદે ખંડણી આપવાનું તથા પોતાની બેટી દાનિયાલને દેવાનું કબૂલ કરવાથી તે લેવાને પાદશાહે મીરજાં ઇરીચને મોકલ્યો, અને એ લગ્ન કરવાને દાનિયાલ પાંચ હજાર સ્વારો સાથે અહમદનગર ગયો. સલીમે અલ્લાહાબાદ જઇને દારૂ પીવામાં અને અફીણ ખાવામાં એટલો બધો વધારો કર્યો કે તેની તબિયત બગડી, અને તેનો સ્વભાવ બહુ ચીઢીઓ અને જૂલમી થઈ ગયો. તેના હજૂરીઆ નોકરો પણ તેની પાસે આવતાં ડરતા હતા. સહજ ચૂકને માટે ભારેનાં ભારે સજા કરવા લાગ્યો. જે ક્રૂર સજાઓથી તેનો દયાળુ પિતા કંટાળ્યો હતો અને જે કરવાની તેણે પોતાના રાજ્યમાં ઘણાં વરસ થયાં મના કરી હતી તે સલીમે કરવા માંડી. તેને તેના વડા શાહજાદા ખુશરૂ જોડે બનતું નહોતું. ખુશરૂની અવિચારી ચાલથી તેના બાપને માઠું લાગે તેવું હતું. બાપ દીકરાના કજીઆ સંબંધી કાંઈ એવો બનાવ બન્યો કે તેથી ખુશરૂની મા રીસમાં ઝેર ખાઇને મરી ગઈ. એ બાઈ સલીમની માનીતી રાણી અને રાજા માનસિંહની બેન હતી. અકબરનામાના સાંધણમાં લખ્યું છે કે સલીમના જનાનખાનામાં સર્વ ઉપર હૂકમ ચલાવવાનો તેને લોભ હતો, અને કોઈ જરા સામું થાય તો તે ઘણી કોપાયમાન થતી. એક દિવસ તેની કોઇ શોક જોડે ટંટો થયો તેવારે સલીમશાહ શિકારે ગયો હતો. એ લાગ જોઇ તેણીએ ક્રોધના આવેશમાં મસ અફીણ ખાઈ આપઘાત કર્યો. તેને માંદી થયાના સમાચાર જાણી સલીમ તુરત પાછો ફર્યો; પણ તેના આવ્યા પેહેલી તે મરી ગઈ. તે બહુ વહાલી હોવાથી સલીમ અતિ ખેદ પામ્યો, અને બળતામાં તેલ હોમાયા

જેવું થયું. ત્યાર પછી તેનો સ્વભાવ વધારે આકરો થયો, ને તે વધારે નિર્દયપણું કરવા લાગ્યો. એક જીવતા માણસના આખા અંગની ચામડી ઉતેડાવી. તે જાણી અકબરશાહ ખેદ પામી બોલ્યા કે મરી ગએલા પશુની ચામડી ઉતેડતાં જોઈ જે પુરૂષને કંટાળો આવેછે તેનો પુત્ર જીવતા આદમીની ચામડી ઉતેડાવવાનો ગુનોહ કેમ કરી શકેછે તે સમજાતું નથી. એ શાહજાદાને સુધારવાને શું કરવું તેના વિચારમાં તેનું મન ગુંચવાતું હતું, તેવામાં તેને સૂઝયું કે પત્ર વડે કે બીજા આદમીની મારફતે શીખામણ દઇશ તે કરતાં હું જાતે જઇને બોધ કરીશ તેની અસર વધારે થશે. એ વિચાર મનમાં ઠસવાથી પાદશાહ અલ્લાહાબાદ જવા નીકળ્યા. બે એક મજલ ચાલ્યા એટલામાં તેની મા એટલી માંદી થઈ ગઈ કે ખેપીએ આવી કહ્યું કે તેનું મોં જોવું હોય તો એકદમ પાછા ફરો. પાદશાહ શોકાતુર થઈ તુરત પાછા વળ્યા, અને માતાને અંતકાળે આવી મળ્યા. જનેતાનો શોક અકબરે ઘણો પાળ્યો. ગમીનાં વસ્ત્ર પહેર્યા, માથું અને દાઢી મૂડાવ્યાં, ને તમામ જેવર અંગેથી ઉતારી નાખ્યું. શબને દિલ્હી લેઈ જવાને ઉપાડ્યું તેવારે અકબરે ખાંધ દીધી અને અમીર ઉમરાવોએ પણ તેમ કર્યું. દિલ્હીમાં તેના પતિ હુમાયુંની કબર પાસે તેને દાટી.

૫૦ મું વરસ.—અકબરનું અલ્લાહાબાદ આવવાને નીકળવાનું અને માર્ગમાંથી પાછા ફરવાનું કારણ જાણીને, અને કદાચ પુત્રધર્મની કે સ્વાભાવિક પિતા પ્રેમની લાગણી મનમાં ઊઠી આવ્યાથી, અથવા આ વેળા દરબારમાં હાજર હોવામાં પોતાને લાભ છે એવું મનમાં આવ્યાથી સલીમ આગ્રે ગયો. અકબરે તેનો હેત પૂર્વક સત્કાર કર્યો, તથાપિ થોડા વખત લગી નજર કેદ રાખ્યો. આ પરહેજથી તેનું અપમાન ન થાય તેથી, કે બહુ મદિરા પીતો અને મસ્ત અફીણ ખાતો અટકાવવાને, તેને હકીમની દેખરેખમાં રાખ્યો. થોડા વખતમાં તેને સ્વતંત્રતા આપી તેનાપર કૃપાદૃષ્ટિ કરી, તોપણ તેના સ્વભાવનું આકળાપણું ઘટ્યું નહિ. એક વેળા સાઠમારીમાં હાથીની લઢાઈ જોવા ગયો હતો ત્યાં અકબરની રૂબરૂ ખુશરૂ જોડે એટલું લઢ્યો કે તે વેળા સર્વના દેખતાં તેની બેઆબરૂ થઈ. ખુશરૂ પણ બાપની સામો

ઉદ્ધતાઈ કરતો, અને અકબર તેના ઉપર ગુસ્સે થાય તેવું કરવામાં કસર રાખતો નહિ. એવું સંભવેછે કે ગાદીનો વારસ થવાના ઇરાદાથી તે વર્ત્તતો હતો. સલીમે જહાંગીરનામામાં લખ્યું છે કે અકબરના મનમાં પણ એ વિચાર એકવાર આવ્યો હતો. વાસ્તવિક એ હતું કે અકબરનો માનીતો ખુશરૂ ન હતો, પણ સલીમનો ત્રીજો અને સર્વથી નાનો કુંવર ખુરૂમ (જે આગળ શાહજહાં થયો તે) હતો, અને સલીમને પણ પોતાના ત્રણે દીકરામાં તે વધારે વહાલો હતો, અને એજ કારણથી નારાજી થઇ ખુશરૂ કંકાશ કરતો.

આગળ જણાવ્યુંછે કે શાહજાદો મુરાદ દારૂના વ્યસનથી મરી ગયો. આ વેળા ખબર આવી કે શાહજાદા દાનિયાલ પણ તેજ કારણથી મરણ પામ્યો. *એ અકબરનો ત્રીજો ને ત્રણેમાં નાનો દીકરો હતો. બહુ કેફથી તેની તન્દુરસ્તી બગડી ને તે ઘણો નબળો પડી ગયો, તેવારે અકબરે સમ ખવરાવી સુરાપાન નહિ કરવાનું તેની પાસેથી વચન લીધું હતું, અને તેની સાથે જે ઉમરાવોને રાખ્યા હતા તેમની મારફતે એવો બંદોબસ્ત કર્યો હતો કે તેને કોઈ દારૂ લાવી આપે નહિ. પણ દાનિયાલે પોતાના હજૂરીઆ નોકરોને બહુ લાંચ આપી ફોડયા. તેઓ બંદૂકની નળીમાં અને પાઘડીમાં સંતાડેલી સીસીઓમાં ગુપ્તરીતે તેને દારૂ પહોંચાડતા. એથી જીંદગીનો અંત આવ્યો. આ આફતથી અકબરના પ્રેમાળ મનને ભારે ધોકો લાગ્યો. પ્રેમનું બળ જેમ વધારે તેમ એવી આપત્તિથી ખેદ જાસ્તી થાયછે. વહાલા પુત્રોનાં અને દીલોજાન દોસ્તોનાં મૃત્યુ, તથા સલીમની માઠી ચાલ, અને ખુશરૂએ ઘરમાં આણેલો કલેશ, એ સર્વે એના તન મનપર માઠી અસર કરી.

કેટલાક વખતથી અકબરની તબીએત બગડી હતી. સને ૧૬૦૫ ના સપ્તેંબર માસના મધ્ય ભાગે રોગનું જોર વધ્યું, અને ભૂખ બિલકુલ જતી રહી. અન્ન ખવાય નહિ પછી જીવવાની આશા શી?

---

* એ વેળા એની ઉમર ત્રીશ વરસની હતી એમ એલ્ફિન્સ્તન કૃત ઇતિહાસમાં લખ્યું છે, પણ અકબરનામાના સાંધણમાં તેત્રીશ વરસ કહ્યાં છે.

અકબરનામાના સાંધણમાં લખ્યુંછે કે તા. ૧૨ મી આબાન (ઇરાની માસ) આરબી માસ જુમાદલ અવ્વલ હી. સ. ૧૦૧૪ (સપ્તેમ્બર ૧૬૦૫) ને દિવસે મંદવાડ જણાયો ત્યારે દરબારના વૈદ્યોમાં સૌથી હોશિયાર હકીમ અલી હતો તેને બોલાવ્યો. રોગપરીક્ષા કરીને તેણે આઠ દહાડા કાંઈ દવા આપી નહિ, કેમકે તેને એમ લાગ્યું કે પાદશાહના અંગકૌવતથીજ વ્યાધિ મટશે. નવમે દિવસે નબળાઈ અને રોગનું જોર જાસ્તી જણાયું ત્યારે તેણે ઉપાય કરવા માંડયા, પણ તેથી દશ દહાડા સુધી કાંઇ ગુણ થયો નહિ. પેટનું દરદ વધ્યું અને ઊઠવાની શક્તિ ગઇ. ભાન છેક આખર લગી રહ્યું, પણ કામકાજ કરી શકાયું નહિ. હવે દરબારમાં રાજ્યાસનને માટે ખટપટ ચાલી. અકબરના ત્રણ દીકરામાં વડો સલીમ હતો, અને તેનાથી નાના બંને મરી ગયા હતા, તેથી તેનો પૂરો હક્ક હતો; પણ બલવો કરવાથી તેની આબરૂ ઘટી હતી, ને આ વેળા તે કાંઇક માનભંગ, પોતાના મળતીઆથી અને જાગીરથી દૂર હતો. તેની સામો થનાર તેનો વડો કુંવર ખુશરૂ હતો. રાજા માનસિંહ ખુશરૂનો મામો હતો અને અકબરના સેનાપતિઓમાં ખાનીઆજીમ પેહેલા દરજ્જાનો હતો. તે તેનો સસરો હોવાથી એ બેનો તેને આશ્રય હતો. આ શાહજાદો પાદશાહ થાય તો પોતાને લાભ થાય, માટે તેમણે તેને ગાદી અપાવવાની ગોઠવણ કરી. આથી સલીમને પોતાની જાતની સલામતીને માટે ભય લાગ્યો, ને પોતાની તબીએત નાદુરસ્ત હોવાનું બાનું કાઢીને બાપને જોવા ગયો નહિ. ખુશરૂ છેક લઘુ વયમાં છતાં બાપનું કહ્યું ન માનીને, અને પોતાના ભયને ન ગણકારી દાદાની પાસે રહી બોલ્યો કે, જીવતા છે ત્યાં સુધી હું એમની પાસેથી ખસનાર નથી. સલીમને મળવાને અકબરનો જીવ તલપવા લાગ્યો, ને તે આવતો નથી તેનું કારણ તે સમજ્યો. તેને મળવાની ઇચ્છા ઘણીકવાર જણાવી, અને રાજ્યનો વારસ ઠરીને નીમ્યો, તથા ખુશરૂને બંગાળા પ્રાંત જાગીરમાં આપવાનું કહ્યું. પાદશાહની આમ જાહેર કરેલી ઇચ્છાથી અને જે મોટા ઉમરાવો હજી સલીમના પક્ષમાં હતા તેઓની કોશીશથી ઉપનાયકો સામી બાજુએ હતા તેઓ તેની તરફ આવ્યા. હવે આજીમે

જોયું કે હું હઠ કરીશ તો એકલો પડી માર્યો જઈશ; તે પરથી તેણે શહાણપણે સલીમને મળી જવાની ખાનગી ચિઠ્ઠી ચલાવી. માનસિંહની સત્તાનો આધાર તેના પોતાના રજપૂત લશ્કરપર હતો. તે જોદ્ધા તેના સેવક હતા, પાદશાહના ન હતા, તેથી તેને આ ઝીમ જેવું ભય ન હતું; તોપણ એકલો પડી જવાથી તથા સલીમે માનપૂર્વક તેની મદદ માગી તેથી, તેણે તેનો પક્ષ સ્વીકાર્યો. હવે સલીમ મેહેલમાં ગયો ને અકબરશાહ તેને બહુ પ્રેમથી મળ્યા. પિતાના અંતકાળનું વર્ણન સલીમે પંડે નીચે પ્રમાણે કર્યુંછેઃ—" જે ઓરડામાં પાદશાહ સૂતા હતા તેમાં બધા ઉમરાવોને તેડી લાવવાનું મને કહી તેઓ બોલ્યા કે "જેઓ એટલાં બધાં વરસ લગી મારી જોડે મહેનત કરતા હતા, અને મારી સુકીર્ત્તિના સાથી છે, તેઓને તમારી જોડે અણબનાવ રહે એ મારાથી ખમાય નહિ." જ્યારે તેઓ એકઠા થયા ત્યારે તેણે સમયને ઘટે તેવું ભાષણ કર્યું, ને પછી બધાપર નજર કરી આતુરતાથી વિનતિ કરી કે, તમારામાંથી કોઇનો મેં અપરાધ કર્યો હોય તો તેમણે મને ક્ષમા કરવી. એ સાંભળી સલીમની છાતી ભરાઇ આવવાથી તે પિતાને પગે લાગી રડી પડ્યો. આ વેળા થાકથી અકબર બોલી શક્યો નહિ, પણ પોતાની વહાલી શમશેર ભણી આંગળી દેખાડી ઈશારતથી તેણે સલીમને કહ્યું કે હાલ મારી રૂબરૂ તું એ તારી કમરે બાંધ. થાક ઉતર્યા પછી તેણે સલીમને આતુરતા પૂર્વક કહ્યું કે, મારા જનાનખાનાની નારીઓને સુખી રાખજે, અને મારા જૂના મિત્રોને અને આશ્રિતોને ભૂલતો કે તજતો નહિ. ત્યાર પછી એક મોટો મુલ્લાંજી સલીમનો દોસ્ત હતો તેને તેડાવી તેની આગળ અકબરશાહ મુસલમાની ધર્મનો મુખ્ય મંત્ર ભણ્યા અને બીજી ઇસ્લામી ક્રિયા કરી પરલોક સિધાવ્યા."

આગ્રાની પાસે અકબરની કબર છે તેનું વર્ણન બિશપ હીબરે આ પ્રમાણે કર્યું છે.—" મધ્ય ભાગની ઇમારત ઘનશંકુ આકારના જેવી છે, ને તેની આસપાસ ચારેભણી પરશાળો, અને તે ઉપર શિખરો છે. મધ્ય ભાગ ઉપલાણે થોડો થોડો નાનો થતો જાય છે, ને તેને મથાળે ધોળા આરસની અગાશી છે; અને અગાશીની આસપાસ

બહુ નકશીદાર ધોળા આરસની જાળીઓ છે. મધ્યે નાના ચોતરા ઉપર ધોળા આરસની કબર છે. એ સુંદર આરસ ઉપર ખુબસુરત આરબી હરફ કોતર્યા છે, અને તેને શોભાવે તેવું બારીક અને સુંદર નકશી કામ છે."

અકબર શરીરે સુદૃઢ અને રૂપાળો, ખુશનુમા ચહેરાનો, અને બોલવે ચાલવે મનોહર હતો. તેની ચામડી ગોરી અને બુદ્ધિ વિશાળ હતી. તેનામાં અંગબળ અને ચપળતા પુષ્કળ હતાં. જુવાનીમાં મદિરાપાન અને અનેક પ્રકારનાં ગળ્યાં અને સ્વાદિષ્ઠ ભોજનનો શોખી હતો, પણ એ શોખ થોડાં વરસમાં છોડી દેઈ બેઉ વાતે પરહેજગાર થયો. વરસમાં અમુક દિવસે માંસાહાર કરતો નહિ. એ દિવસોનો સરવાળો કરતાં આશરે વરસમાં ત્રણ માસ થતા. તેને તત્વજ્ઞાનપર ઘણી રૂચિ હતી, માટે ઊંઘવાનો વખત ઘણો થોડો રાખી તે ઘણીવાર આખી રાત વિદ્વાનોના સંવાદ સાંભળવા બેસતો, ને બીજી વખતે પણ તે નિદ્રાવશ થવામાં ઝાઝો કાળ કાઢતો નહિ. ઘણીખરી વાર તેને વિગ્રહના કામમાં રોકાવું પડતું, અને બીજા હરકોઈ પાદશાહે મુલકી રાજ્યવહીવટમાં એના જેટલો સુધારો કર્યો નથી, તેમ છતાં વખતની યોગ્ય વહેંચણ કરવાથી તથા ઝટ કામ કરવાની ચતુરાઇએ કરીને તેને અભ્યાસ અને ગમતને માટે પુષ્કળ અવકાશ મળતો તેને સાઠમારી, અંગબળની કસરતો, અને ચતુરાઇના ખેલ જોવાનો શોખ હતો; પરંતુ સર્વથી વધારે આનંદ તેને શિકારમાં લાગતો, તેમાં વિશેષે કરીને વાઘ મારવાની અને હાથીનાં ટોળાં પકડવાની તેને ઘણી હોંશ હતી; કેમકે તેથી તેની સાહસ કરવાની અને શ્રમ પામવાની તૃષ્ણા સંતોષાતી. વખતે માત્ર કસરતને વાસ્તેજ તે ઘણો થાક લાગે એવા પ્રવાસ ઘોડે કે પગે કરતો. એકવાર ઘોડેસ્વાર થઈ અજમેરથી આગ્રે (૨૨૦ માઈલ) બે દિવસમાં ગયો હતો. વખતે એક દિવસમાં ત્રીશ કે ચાળીશ માઇલ પગે ચાલતો. એનો ઈતિહાસ એની અવિચારી બહાદુરીના દાખલાથી ભરપૂર છે. જેમ કોઇ હેતુ પાર પાડવાને કારણસર ભયમાં કૂદી પડતો, તેમજ વિના કારણ, માત્ર ભયમાં પડવાના શોખને લીધે પણ તેમાં ઝંપલાવતો. તથાપિ તેને વિગ્રહ ઉપર પ્રેમ ન હતો. યુદ્ધે ચઢવાને તે સદા

તત્પર હતો, અને ખપ હોય ત્યાં લગી રણમાં રહી પોતાની અક્કલ અને પોતાના ઉત્સાહનો ઉપયોગ કરતો; પણ વિગ્રહનું મુખ્ય પરિણામ નક્કી થયું એટલે બાકીનાં નાનાં કામ પૂરાં કરવાનું પોતાના સેનાપતિઓને સોંપી, પંડે રાજ્યનો સામાન્ય કારભાર કરવાને પાછો જતો. વખતે વિગ્રહસ્થાને લાંબી મુદ્દત સુધી રહેવું પડતું, પણ જ્યારે તે પૂરો થતો ત્યારે જય પરિપૂર્ણ મેળવતો. રાજ્યધાનીથી દૂરના પ્રાંતો એણે જેવા પૂરા વશ કર્યા તેવા એની પૂર્વે બીજા કોઇએ કર્યા ન હતા. એ રાજ્યલોભી ન હતો એમ કહેવાય નહિ; પરંતુ જે દેશો પેહેલાં દિલ્હીના પાદશાહોને તાબે હતા તે એણે જીત્યા ન હોત તો, તે કાળના લોકમાં વખણાયાને બદલે તે વખોડાત.

એક વિદ્વાન પારસી ગૃહસ્થ આગ્રા શેહેર જોઈ અકબરની કબરનાં દર્શન કરવા ગયો હતો,તેણે તા.૧૮મી નવેંબર ૧૮૮૩ ના ઇન્ડિયન સ્પેકટેટરમાં પોતાના વિચાર ઈંગ્રેજી બોલીમાં જણાવ્યાછે. તેનો ઉતારો અહિં દાખલ કરવા જોગ છે:—

"Hie thee to a better scene, honest traveller. Go to Sekandra of which the soul never tires. In this secluded spot, about 5 miles from Agra, rest the bones of the greatest Oriental monarch of modern times—why not the greatest among all monarchs? As conqueror, ruler, and builder-up of a united nationality, Akbar stands preeminent in Asia. He has also a title to be placed among the greatest reformers of the world, though he was too much of a royal prince to shine as a reformer. I cannot find when Akbar tried to pose as a prophet, though he appears to have been fond of taking up the role of a philosopher. This was a weakness. But his life will always shine a brilliant phenomenon in human history. In early youth, when his destiny was trembling in the balance, with the powerful and unscrupulous Behram to keep at bay,he showed the patience of his Persian mother, probably a Zoroastrian, at heart. His manhood was glorious in which he exhibited the tact of his father and the

enterprise of his grandfather. His age was a solemn warning—a soul torn asunder by doubts, and uncertainties about things spiritual, now yielding to the unctuous fanaticism of the Mohla, then resuming its usual calm dignity, falling back upon "the saving grace of common sense." His end was hastened by quarrels between his sons and grandsons—it is awful to contemplate the foundations of a mighty intellect thus sapped by domestic broils.

As a conqueror Akbar's career was not perhaps so dazzling as of one or two others, but in the essential qualities he was second to none. What does him infinite credit is that our hero was never wanton in aggression nor relentless in retribution. As a ruler he tempered justice with humanity—I can conceive no spectacle more sublime than Akbar standing under the canopy of Heaven dispensing justice in person and in sight of the "wide world"—the *álam*. He gathered round him the best advisers Hindu and Mussulman. The elegant Abul Fazal and the accomplished and sagacious Todar Mull would grace any court or deliberative assembly, and of any time. The English have learnt a great deal from Akbar. They have something more to learn—his almost divine impartiality between Mussulman and Hindu—and his making India his Home, obviating all Home Charges!

Akbar has been charged with treachery in one or two instances. But the charge has never been brought home to him seriously. The great seldom escape envy. His domestic character was blameless. To be sure, he was too much married even for a wise and powerful monarch. But his instinct seems to have been monogamous. Why did he take to him so many wives?—Well, I think these were *political marriages*, to strengthen the bond of union between Hindu and Mussulman. The Hindu wives were,

in a sense, hostages to keep their fathers, Akbar's principal feudatories, in order. His favourite queen was the Jodhpore Bai, Jehangir's mother. As a proof of his earnest desire to make the two people one, we are told that Akbar encouraged marriage between Hindu bridegroom and Mussulman bride, and that he was himself not averse to such a union between one of his own daughters or cousins and a Hindu favourite. Bitter were the results of his own polygamous alliances.

In affairs of Faith as well as State, Akbar was an eclectic. I believe his influence remains in these parts—Hindus and Mussulmans seem to live in greater amity than elsewhere. You will, of course, confront me with the "Cow question" now agitating Agra. Well, from what local inquiries I have been able to make, it is the work of a few bigots and malcontents. If the Mohlas and the Brahmins were tied back to back and thrown into the sea, the cow question would be settled out of hand.

It is said that the new faith established by Akbar, on the basis of primitive Zoroastrianism—the worship of the Invisible in presence of the symbolic elements, especially the Sun, disappeared with the fall of the Mogul Empire. I doubt this. ALLA HO-AKBAR: JILLI-JALALI-HU! A grand idea never dies. There must be numerous followers of the faith in India, and I should fancy, in Persia, though in Arabia it could have no chance. Ram Mohan and Keshub Chunder seem to have taken up Akbar's plan.

Of the five or six tombs at Sekandra Akbar's is the simplest, I mean, the one covering his bones. There is a duplicate on the top floor richly ornamented, with the receptacle for the Koh Noor gaping aside, and with the 99 names of God inscribed on it. The explanation is that this false tomb is to prevent another being made there,

sitting as if it were on the breast of the mighty sleeper below. A fine conceit. But I fancy the ornamental tomb atop was meant for ladies of the zenana and perhaps for Jehangir and his sons, where they could do the *sezda* without having to associate with the commons below. The other tombs are Akbar's daughters' and grandchildren's. In the beautiful moonlit night I performed ablutions in the right Oriental fashion, offered prayers and flowers, and listened to the Mohla's eulogy on the great departed. *Hoo hoo, wah shabas, kya kalam sunahe!* After a frugal picnic outside the dome, a little rest and farewell, I started for Dehli by the 10 P. M. train. No Parsi visits Akbar's tomb without mingled feelings of love and reverence or leaves it without ordering flowers and incense to be used for a certain period. No Parsi family album should be without Akbar's photo in it. There is greater truth in the rough old rhyme than people seem to believe :—

*Meherji Rana baraji shyana, Pura banda sahabka.*
*Sha Abkarko Sudreh penaya, Dekho mojeza Mazhabka.*

Agra, Nov. 3. ATHA".

---

# प्रकरण १० मुं.

**અકબરની રાજનીતિ.**—પોતપોતાનો ધર્મ પાળવાની રૈયતને છૂટ.—ધર્મ સંબંધી વિચારમાં ફેરફાર.—વિદ્યાને ઉત્તેજન.—ધર્મ વિષે સંવાદ.—કેટલાક મુસલમાની રિવાજની અને હિંદુ વહેમોની મનાઈ.—હિંદુઓ પર કૃપા.—મુસલમાનોની ઇતરાજી.—અકબરનો નવો ધર્મ પસર્યો નહિ.—વસૂલાતની પદ્ધતિ.—સૂબા કે ઇલાકા.—ફોજમાં સુધારો.—મેહેલખાતું અને દરબાર.—પ્રજામત પૂછવાનો ચાલ પાડયો નહિ.

કેટલીક હકીકત પાછલાં પ્રકરણોમાં જણાવી છે તે અકબરનાં કૃત્યોનું અવલોકન કરવાને અર્થે અહિં ફરીને કહેવામાં આવશે. જેના રાજકારભારથી માણસ જાત સુખી થઇ છે એવા સર્વોત્તમ રાજ્યક-

તાઓની પંક્તિમાં અકબરશાહ બિરાજેછે, તેનું કારણ પોતાની પ્રજાપર રાજ્ય ચલાવવાની તેની સુનીતિ છે. ધર્મ અને મુલ્કી વહીવટમાં એ સુનીતિ અનેક રૂપે જોવામાં આવે છે. પ્રજાને ધર્મ સંબંધી છૂટ આપવાનો વિચાર અકબરે પોતાના અમલનાં પેહેલાં વર્ષોમાં, અને મુસલમાની ધર્મના ઈશ્વર પ્રેરિતપણા વિષે તેના મનમાં સંદેહ ઉત્પન્ન થયો તેની અગાઉ, અને તેના આધાર વિના દર્શાવ્યો હતો. એ વિચારને લીધે તેને બીજા ધર્મોના મત જાણવાનું મન થયું, અને તેમ કરવામાં વેહેમ નડયો નહિ; પરંતુ તેથી તેને પોતાના ધર્મના ધર્માંધ માણસો જોડે દુશ્મનાઈ થઈ. આમ થવાથી તેને સ્વધર્મ ઉપર અનાસ્થા અને કુરાનને અચૂક પ્રમાણ માનવા વિષે શંકા ઉત્પન્ન થઈ હશે. રાજ્યના બધી જાતના લોકો સ્વીકારે એવા એક નવા ધર્મના રાજકીય લાભ પણ તેને સૂઝયા હશે. પોતાની કારકીર્દીના પેહેલા ભાગમાં મુસલમાની તીર્થયાત્રા કરવામાં અને મુસલમાની સાધુઓને માન આપવામાં તે ચુસ્ત હતો. પોતાના અમલના ૨૧ મા વર્ષમાં મક્કે હજ કરવા જવાનો મનસૂબો ખરા દીલથી તેણે કર્યો હતો; ૨૪ મા વર્ષમાં (ઈ. સ. ૧૫૭૯ માં) તેણે પોતાના સુધરેલા વિચાર પ્રગટ કર્યા.

મુસલમાની સાધુ સંતોમાં સુધરેલા વિચાર ઘણાના હોયછે. જે સાધુઓ પાસે અકબર જતો તેમાંના કોઈથી એને જ્ઞાન મળેલું હોય એ અશક્ય નથી; પરંતુ સ્થાપિત ધર્મપરથી અકબરની આસ્થા ઉઠાડવાનું તોહમત, મુસલમાની ગ્રંથકર્ત્તાઓ, ફૈઝી અને તેના ભાઈ અબુલ ફઝલ ઉપર મૂકેછે. આ બે નામાંકિત પુરૂષો મુબારિક નામે વિદ્વાનના દીકરા હતા. મુબારિક બહુધા નાઘોર નગરનો વતની હતો અને ત્યાંથી આગ્રે આવી એક મદ્રેસા ચલાવતો હતો. પ્રથમ તે સુન્ની હતો, પછી શીઆ થયો; ને ત્યાર પછી પ્રાચીન પંડિતોની ફીલસુફીનાં એટલે તત્વજ્ઞાનનાં પુસ્તકો વાંચવા લાગ્યો, એટલે વેહેમથી મુક્ત થયો. તેના શત્રુ તેને નાસ્તિક કહી એટલા સતાવવા લાગ્યા કે મદ્રેસા બંધ કરી તેને સહકુટુંબ આગ્રેથી નાસવું પડયું. તેના દીકરા દેખાઈતા મુસલમાન હતા; પણ એમ સંભવેછે કે તેઓના મનમાં ઊંડી આસ્થા મૂળથીજ નહિ હોય.

હિંદુ શાસ્ત્રનો અને વિદ્યાનો *અભ્યાસ કરનાર પેહેલો મુસલમાન હિંદમાં ફૈઝી હતો. અકબરની આજ્ઞાથી તેણે એમ કરવા માંડયું કે પોતાની મેળે, તે નક્કી જણાતું નથી. પણ પછી તેને અકબરની સહાય પુષ્કળ મળી, અને તેના કહેવા પ્રમાણે તે વર્ત્યો. *કાવ્ય અને તત્વજ્ઞાનનાં પુસ્તકોનાં તથા ભાસ્કરાચાર્યકૃત બીજગણિત અને લીલાવતીનાં ભાષાંતર કર્યાં. બીજા વિદ્વાનો બીજા ગ્રંથોના તરજુમા કરતા હતા, તેપર ફૈઝીની દેખરેખ હતી. ચારમાંના એક વેદનું, રામાયણ અને મહાભારતનાં, તથા રાજતરંગિણી નામે કાશ્મીરના ઈતિહાસનાં ભાષાંતર એ રીતે થયાં. એ બધા તરજુમા ફારસીમાં કર્યા હતા. વળી અકબરે ફરાબતુન નામે પાદ્રીને ગોવેથી તેડાવી તેના હાથ નીચે કેટલાક તરૂણોને ભણવા મૂકયા. તેઓ ગ્રીક ભાષા શીખી તેમાંનાં પુસ્તકોનાં ભાષાન્તર ફારસીમાં કરે એવી મતલબ હતી. બાઈબલનું ભાષાન્તર કરવાનું કામ શાહે ફૈઝીને સોંપ્યું.

કારકીર્દીના ૧૨ મા વરસમાં ફૈઝીને અકબરની મુલાકાત થઈ, ને ત્યાર પછી છ વર્ષે અબુલ ફઝલને થઈ. થોડાં વરસમાં એ બંને ભાઈ પ્રાણપ્રિય મિત્ર અને અવિયોજ્ય સાથી થયા. ધર્મસંબંધી બાબતમાં અને વિદ્યાને ઉત્તેજન આપવાના વિષયમાં તેના મંત્રી થયા એટલુંજ નહિ, પણ રાજ્યના અગત્યના કામમાં તેમના અભિપ્રાય પૂછવામાં આવતા અને મોટાં રાજકાજ તેમને સોંપવામાં આવતાં. દક્ષિણ દેશપર સ્વારી કર્યાની પૂર્વે ફૈઝીને એલચી ઠરાવી ત્યાંના પાદશાહો કને મોકલ્યો હતો, અને અબુલ ફઝલ અંતે મોટામાં મોટી લશ્કરી પદવી પામ્યો અને મુખ્ય વજીર થયો. અબુલ ફઝલના મરણથી અકબરને ખેદ થયો તે પાછળ વર્ણવ્યો છે, અને ફૈઝીનો કાળ થયો તે વારે જે દિલગીરી શાહને લાગી તેનું બ્યાન ફૈઝીના દુશ્મને

---

*બગદાદના પ્રથમના ખલિફાઓના વખતમાં કેટલાંક વૈદક અને ખગોળનાં પુસ્તકોનાં ભાષાંતર સંસ્કૃતમાંથી આરબીમાં થયાં હતાં.

*ફૈઝીએ નળદમયંતીના કાવ્યનો તરજુમો કર્યો, અને તે ઉપરાંત નવી કવિતા અને ગદ્ય ગ્રંથો ફારસીમાં કર્યા. અબુલ ફઝલ કરતાં તેને વિદ્યાભ્યાસપર વધારે શોખ હતો અને દુનિઆદારીનાં કામ ઓછાં ગમતાં.

કર્યુંછે, તેથી તે ઉપર વધારે ભરોસો રાખી શકાય. મધ્યરાત્રે અકબરને ખબર થઇ કે ફૈઝીનો અંતકાળ છેક નજીક આવ્યોછે. ખબર થતાં વારને પાદશાહ તેની પાસે ગયા. એ વેળા ફૈઝી અચેત થયો હતો. અકબરે તેનું માં ઉંચકી પ્રેમ વચને કહ્યું "શેખજી, હું અલીહકીમને લાવ્યોછું. તમે બોલતા કેમ નથી?" ભાન ન હોવાથી ફૈઝીએ જવાબ દીધો નહિ, તે જોઇ શાહે પોતાના માથાની પાઘડી લેઇ ભોંય નાંખી અને અતિ શોકનાં વચન ઉચ્ચાર્યાં. જ્યારે અકબર પાછો સાવધ થયો ત્યારે અબુલ ફઝલ બીજા ઓરડામાં હતો ત્યાં જઇ તેની પાસે બેસી તેને દિલાસો આપી કેટલીક વાર પછી રાજમંદિરમાં ગયો. મુન્તખબ ઉત્ તવારીખમાં તેના રચનાર અબ્દુલકાદરે આ હેવાલ લખ્યો છે. આ ગ્રંથકર્ત્તા ધર્માંધ હોવાથી તેણે ફૈઝીની નિંદામાં લખ્યું છે કે 'અંતકાળલગી ફૈજીએ ધર્મનિન્દા કરીને આખરે કૂતરાની પેઠે ભસ્યો; તેનો ચેહેરો બદશીકલ થયો અને તેના હોઠ કાળા થયા. નરકની સજા થવાની છે તેનો આરંભ જાણે અહિંથીજ થયો.' એ અબ્દુલકાદરની ભલામણને માટે ફૈઝીએ અકબરશાહના ઉપર પત્ર લખ્યું છે, તેનો ઉતારો એ પુસ્તકમાં કરી તે લખેછે કે, મારૂં જેણે ભલું કર્યું તેની નિંદા તેના મરણ પછી કરવી એ કૃતઘ્નપણું કહેવાય; પરંતુ પરમેશ્વર અને ધર્મ પ્રત્યે મારી નજર બળવત્તર હોવાથી એમ કરવામાં દોષ નથી." પોતાના મિત્રોનું રૂડું કરવામાં ફૈઝી હોંસીલો હતો, એ આ કાગળપરથી ચોખ્ખું દેખાયછે. અબ્દુલકાદરે બજાવેલી સેવા જણાવી તેણે લખ્યુંછે કે, "તેનો બદલો તેને હજી મળ્યો નથી, કેમકે હજી પાદશાહના જાણવામાં તે આવી નથી; એ તે બિચારાનું કમનસીબ છે." અબ્દુલકાદરનાં વખાણ કરી તે કહેછે કે "એને હું ૩૭ વરસ થયાં સારી પેઠે ઓળખુંછું. એ મારો નિમકહલાલ દોસ્ત છે. એનામાં ઘણાક સદ્ગુણ અને ઘણી આવડત છે. માટે હું એની મજબૂત સિફારસ કરૂંછું." ધર્મ સંબંધી ફૈજી અને અબુલ ફઝલ જોડે અબ્દુલકાદરને અણબનાવ થયો હતો; પરંતુ તેથી તેના ઉપર અકબરની ઈતરાજી થઇ નહોતી, એમ જણાયછે; કેમકે તે લખેછે કે "ફૈજીના મરણ પછી તેનાં પુસ્તકોની યાદી કરવાને પાદશાહે મને ફરમાવ્યું હતું. એ પુસ્તકાલયમાં

૪૬૦૦ ચોપડીઓ, સંભાળથી સુધારેલી અને સારી બંધાવેલી હતી. તેઓ કવિતા, અનેક વિદ્યાનાં શાસ્ત્રો, સુનીતિ, અને પદાર્થ વિજ્ઞાનનાં પુસ્તકો હતાં.”

ફૈઝી અને અબુલ ફઝલ ઉપરાંત બધા ધર્મના ઘણાક વિદ્વાનો અકબરના દરબારમાં હતા. ખાનીઆજમ અજીજ મોટો પંડિત હતો; ખાનીખાનાન મીરજાંખાન (બેહેરામખાનનો દીકરો) જે અકબરના સામંતોમાં બીજા દરજ્જાનો હતો તે પણ વિદ્વાન હતો. બાબરનું જન્મચરિત્ર તુર્કી બોલીમાં હતું તેનો ફારસી તરજુમો એનો કરેલોછે. આ વખતના કવિ અને વિદ્વાનોનાં નામ ઇતિહાસોમાં નોંધ્યાંછે, તેમાં તાનસેન નામે પ્રખ્યાત ગાયન જોડનાર અને ગાનાર ગવૈયાનું નામ છે. ઝેનખાન જે ચતુર અને ચપળ સુભટ હતો, તે વાજિત્ર વગાડવામાં હોશિયાર હતો. હિંદુની અને મુસલમાનની વિદ્યા શીખવવાને શાળાઓ અકબરે સ્થાપી હતી, ને તેમાં પ્રત્યેક વિદ્યાર્થી પોતાની હાલત પ્રમાણે તથા જે ધંધો કરવો હોય તેપર નજર રાખી ભણતો.

ભિન્ન ભિન્ન મતના વિદ્વાનોને ભેળા કરી તેઓમાં બેસવું અકબરને બહુ ગમતું. તેઓના સંવાદ સાંભળવાથી અને તેમાં સામિલ થવાથી તેને આનંદ થતો, ને વખતે આખી રાત ત્યાં ગાળતો. એવી નિયમિત સભા પ્રતિ શુક્રવારે મળતી, પણ તે ઉપરાંત ઘણીકવાર તે કોઈ જ્ઞાની બ્રાહ્મણને કે મુસલમાન સુફીને બોલાવી તેમના મત વિષે લાંબી તજવીજ કરતો. ડબિસ્તાન નામે ફારસી ગ્રંથમાં એશિઆના ભિન્ન ભિન્ન ધર્મો વર્ણવ્યા છે, તેમાં આ સભાઓમાં વાદવિવાદ થતા તેના નમૂના આપ્યાછે. એ નમૂના કદાપિ કલ્પિત હશે, પરંતુ તેપરથી ખરા બનેલા સંવાદની અટકળ કરી શકાય. એક સંવાદનું વર્ણન કર્યું છે, તેમાં એક બ્રાહ્મણ, એક મુસલમાન, એક પારસી, એક યાહુદી, એક ખ્રિસ્તી, અને એક ફિલસુફ કે તત્વજ્ઞાની, એમનાં ભાષણ આપ્યાં છે. પ્રત્યેક પોતાના ધર્મને પક્ષે કારણો બતાવેછે. જવાબમાં દરેકના કારણના રદીઆ આપ્યા છે. કેટલાક ધર્મસ્થાપનારાનાં માઠાં લક્ષણ બતાવીને, બધાના મતોનું અનર્થકપણું દેખાડીને, અને દરેકના ચમત્કારનો પૂરાવો ન હોવાથી સર્વને જૂઠા પાડ્યાછે: જ્ઞાની અંતે બા-

પણ કરી સંવાદ સમાપ્ત કરતાં કહેછે કે "જે ધર્મનો પાયો વિવેક અને સદ્ગુણ છે તે માત્ર સાચો ધર્મ છે." એક ખરેખરા વિવાદનો હેવાલ અકબરનામામાં લખ્યોછે. બધા પંથોના પંડિતોની રૂબરૂ તે, એક તરફ વિશ્વાસી (ખ્રીસ્તી) પાદ્રી રેદીફની અને બીજીમેર કેટલાક મુસલમાન મુલ્લાંજીની વચ્ચે થયો હતો. મુલ્લાં ખીજવાઈ ગયા અને તેમની તકરાર નબળી હતી. પાદ્રી શાંત રહ્યા અને તેમની દલીલો બળવત્તર હતી. એવું એ હેવાલમાં લખ્યું છે. આકળા થઇ લઢી ઉઠવાને માટે અકબરે મુલ્લાંને ઠપકો દઈ કહ્યું કે 'વિવેકને અનુસરવાથીજ પેરમેશ્વરની યોગ્ય ભક્તિ થાય, કોઈ કહેવાતા ઇશ્વરાદેશપર નિઃશંક વિશ્વાસ રાખવાથી ન થાય. એ સંવાદમાં એક બીના લખી છે તે વિષે એ પાદ્રીના લખાણ-માં જે કહ્યું તેથી ઉલટું મુસલમાની ગ્રંથમાં કહ્યુંછે; અને નવાઇ જેવું એ છે કે દરેક પક્ષે પોતાના માર્ગને હીણું લાગે તેવી રીતે એ વાત લખીછે. બાઈબલ અને કુરાન વિષે તકરાર ઉઠી તેમાં ' [illegible] કહે કે અમારૂં બાઈબલ ખરૂં ઈશ્વરદત્ત, અને મુલ્લાં કહે કે અમારૂં કુરાન ખરૂં ઈશ્વરદત્ત. અબુલ ફઝલ કહેછે કે એનો નીવેડો કરવાને પાદ્રીએ કહ્યું કે 'હું મારા હાથમાં બાઇબલ લેઈને ધકધકતી ભઠ્ઠીમાં ચાલું અને મુ-લ્લાં કુરાન હાથમાં લઇને તેમાં ચાલે. જુઓ પછી બાઇબલથી મારો બચાવ થાયછે કે કુરાનથી મુલ્લાં બચેછે. ખરૂં ખોટું તુરત જણાઈ આ-વશે'. મુલ્લાંએ એમ કરવાની ના પાડીને પાદ્રીને ગાળો ભાડી. પાદ્રીએ આ સંવાદ વર્ણવ્યો છે તેમાં લખ્યું કે 'એમ કરવાનું મુલ્લાંએ કહ્યું, અને અકબરની મરજી હતી કે એમ કરવું પણ અમે ના કહી.' સંભ-વિત એ છે કે બેઉ પક્ષના દુરાગ્રહથી ગમત મેળવવાને અકબરે આ ઉપાય કહાડયો હશે. પરંતુ એકે પક્ષનો, ને વિશેષે કરીને વિશ્વાસી-ઓનો, ઉપહાસ કરવાનો તેનો ઈરાદો હતો એમ જણાતું નથી. ખ્રિ-સ્તી ગ્રંથ વિષે તેનો અભિપ્રાય સારો હતો. પાદ્રીઓ ઉમંગભેર આશા રાખતા હતા કે પાદશાહ ખ્રિસ્તી થશે, પણ એ વાતમાં નાઉમેદ થતાં તેઓને એમ ભાસ્યું કે અમને ઉત્તેજન આપવાનો હેતુ એ છે કે અમારી પાસેની છબીઓ અને પ્રતિમાઓ જોઇ ખુશ થવું અને પોતાના દરબારનો ભભકો વધારવો. બધા સંપ્રદાયના મત જાણવા-ની તેને ભારે જીજ્ઞાસા હતી.

અકબરનો પોતાનો નવો ધર્મ શો હતો, તેનું અનુમાન ઉપલા લખાણ પરથી થઈ શકે. તેનું મત એક ઈશ્વરની માનસિક પૂજા કરવાનું હતું. પણ નબળા મનના માણસને કાંઈ ક્રિયાની અને ઓઠાની જરૂર જણાયછે માટે તે રાખ્યાં હતાં. આપણી પોતાની વિવેકબુદ્ધિથી જે જ્ઞાન મળે તે પ્રમાણે ઇશ્વરભક્તિ કરવી. તેની એકતા અને તેનો પ્રેમ યુક્તિ કે વિવેકબુદ્ધિવડે ખપજોગ સિદ્ધ થઇ શકેછે. માણુસે તેની સેવા કરવી જોઈએ તથા પરકાળમાં કલ્યાણ પ્રાપ્ત કરવાને અર્થે માઠા મનોવિકારને વશ કરવા તથા માણસનું ભલું થાય તેવાં કામ કરવાં; પરંતુ **કોઇ માણસે** ઠરાવેલા પંથને આધારે વર્ત્તવું નહિ. કેમકે સર્વ મનુષ્ય આપણી પેઠે દુર્ગુણ અને ભૂલને પાત્ર છે. પોતાના આત્માને પરમાત્મા ભણી લેઈ જવાને તથા પરમેશ્વરનું ધ્યાન કરવાને કાંઈ દેખાઈતા પદાર્થ વિના જેને ચાલેજ નહિ તેણે સૂરજની, કે ગ્રહોની, કે અગ્નિની પૂજા કરવી એવી અકબરે ભલામણ કરી છે. તેઓને યાદ કરાવનાર ચિન્હ માનવાં. તેના મત પ્રમાણે ગોર કે પુરોહિતની, તથા સાર્વજનિક ભક્તિની જરૂર નથી, તથા કોઇ જાતનો આહાર અભક્ષ્ય નથી; પણ અપવાસ કરવાની અને જીતેન્દ્રિય થવાની તે ભલામણ કરેછે, કેમકે તેથી મન ઉન્નતિ પામેછે. સૂર્યને નમસ્કાર, મધરાત્રે અને વહાણેવાયે ઇશ્વરોપાસના, અને બપોરે સૂર્યનું ધ્યાન, એટલી માત્ર તેની ધર્મક્રિયા હતી. એથી કાંઇ ફળ થશે એવું તે માનતો નહિ; પણ લોકના વેહેમને માટે માત્ર એ મંજૂર રાખ્યાં હતાં. અબુલ ફઝલ કહેછે કે એકવાર અકબરશાહને અરજ કરવામાં આવી કે વરસાદને સારૂ પ્રાર્થના કરો, તેવારે તેમ કરવાની ના કહી, તેઓ બોલ્યા કે 'આપણે શાની ગરજ છે અને આપણી ઈચ્છા શી છે, તે પરમેશ્વર આપણાથી વધારે જાણેછે, અને આપણા લાભને માટે પોતાની શક્તિ વાપરવાનું તેને સંભારવાની જરૂર નથી.' પોતાના ધર્મમાં રાખેલી ક્રિયા બીજાને કરવા દેતો ને પંડે પણ બધી કરતો; તે પરથી શક જાયછે કે તેની કલ્પના ઉપર તેમની અસર થઇ હશે. તે સ્વભાવે ભાવિક હતો એમ જણાયછે, અને એટલો બધો સંશયાત્મક છતાં, પોતાના યુક્તિવડે સિદ્ધ કરેલા ધર્મ કરતાં જે કરવાથી ઇશ્વરની વધારે

સમીપ જવાય તેવું ભાસે તેવી બાબતમાં તે વેહેમથી મુક્ત નહોતો. લાગણીથીજ તેણે ઇસુ ખ્રિસ્તની અને મરિયમની મૂર્તિનું સન્માન તથા ભયપૂર્વક પૂજન કર્યું, અને હિંદુયોગીઓનો સહવાસ કરી તેમની વિદ્યા અને તેમના ઉપચાર તે શીખ્યો.

ખુશામતિયા દરબારીઓની અતિ પ્રશંસા અને અકબરના ધર્મસુત્રનાં કેટલાંક વચનોપરથી એમ ભાસે કે તે પેગમ્બર થવાનો દાવો કરતો હશે, પણ એ ધારણા ખોટી છે. અકબરે પંડે એવો ખ્યાલ કદી પોતાના મનમાં આણ્યો ન હતો. એનો મૂળ સિદ્ધાંત એ હતો કે પેગમ્બરો થયાજ નથી. પ્રત્યેક પ્રસંગે તે યુક્તિનું પ્રમાણ આપતો ને માનતો; અને ધર્મના કામમાં હાથ ઘાલવાનો અધિકાર તેને પાદશાહ હોવાથી મળ્યો છે એવું તે સમજતો. શિષ્યોને ફૂંકવા (તેમના ઉપર શ્વાસ મૂકવો) વગેરે અકબર કરતો, તેમ તો બધા મુસલમાન ગુરૂઓ કરેછે; એમાં ચમત્કાર કરવાનો દાવો તે કરતો નહિ. જ્યારે તેણે પોતાના નવા મત જાહેર કર્યા ત્યાર પેહેલાં તેને એમ કરવાનો અધિકાર છે, મુસલમાની ધર્મસમાજનો પ્રમુખ પાદશાહ છે, અને તેને પોતાના મત પ્રમાણે આજ્ઞા કરવાનો તથા વાંધાનો નીવેડો કરવાનો હક છે, એવો અભિપ્રાય મુસલમાની કાયદા જાણનારા કાજી, મોલવી, વગેરે પાસેથી લખાવી લીધો હતો, (ઈ. સ. ૧૫૭૯, હી.૯૮૭). પોતાના નવા ધર્મની પ્રતિજ્ઞા આ પ્રમાણે હતી—"પરમેશ્વર એકજ છે અને તેનો ખલીફા (પ્રતિનિધિ) અકબર છે."

પોતાનો માર્ગ ફેલાવવામાં તેણે માત્ર બોધનો ઉપયોગ કર્યો, રાજ્યશક્તિ વાપરી નહિ; અને તેનો પ્રસાર તેના દરબારીઓ તથા થોડા વિદ્વાનો ઉપરાંત થોડાજ માણસોમાં થયો; પરંતુ મુસલમાની ધર્મની જે ફરજો બજાવવાની જરૂર અદ્યાપિ પર્યંત કાયદાથી પાડવામાં આવતી હતી, ને તે નહિ બજાવનારને સરકારથી સજા થતી હતી, તે ફરજો રદ કરવાના ઉપાય વધારે સખ્ત લીધા. ખાનગી બંદગી, રોજા, ખેરાત, હજ, અને મસજીદમાં જઈ સામાજીક બંદગી કરવી, એ સર્વ પોતપોતાની મરજી પ્રમાણે કરવાની કે ન કરવાની છૂટ આપી. નાપાક જનાવરો, મધ્યમ મદિરાપાન, અને પાસાથી રમવાની રમતોની

મના હતી તે રદ કરી; બાર વરસનો છોકરો થતાં સુધી સુન્નત કરવાની મના કરી, કેમકે એ ક્રિયાની યોગ્યતા વિષે તેને આ વયે સમજ પડી શકે. એક ગ્રંથકર્તા લખેછે કે એકથી વધારે સ્ત્રી પરણવાની મના કરી હતી.

મુસલમાની ધર્મ ઉપર ઇતરાજી, તથા તેને ખાળવાની ઇચ્છા જણાય, એવા પણ કેટલાક ઉપાય કર્યા. હીજરી સને અને આરબી મહિનાને ઠામે સૌરવર્ષ અને પ્રાચીન પારસી મહિના દાખલ કર્યા. *મેષ રાશિનો સૂરજ થાય તે વખતે એ વરસનો આરંભ હતો. અકબરશાહને રાજ્યાસને બેસવાનો આરંભ પણ એ વખતની પાસે હતો, તેથી એના રાજ્યનાં વરસ અને એ નવા સનેનાં વરસ બરોબર થતાં. આરબી ભાષા અને આરબી વિદ્યાના અભ્યાસને ઉત્તેજન આપવામાં આવતું નહિ, અને મહમદ, અલી, વગેરે આરબી નામ પાડવાં બંધ પાડયાં. આરબી કાયદા અને શાસ્ત્રોનો અભ્યાસ કરવાની મના કરી; અને તેને બદલે અંકગણિત, ખગોળવિદ્યા, પદાર્થવિજ્ઞાન, અને તત્વજ્ઞાન દાખલ કર્યા. "સલામ આલેકુમ" ને (તમે શાંતિમાં રહો એને) ઠેકાણે "અલ્લાહ્ અકબર" (પરમેશ્વર અતિ મોટો છે) કહેવાનો ચાલ પાડયો; અને એ રીતે સલામ કરનાર બોલે તેના જવાબમાં "જલ્લ જલાલુ હુ" (તેનો પ્રકાશ પ્રગટ થાઓ), એ વચન બોલવાનું ઠરાવ્યું. એમ સલામ અને જવાબનાં વચન બોલતાં 'જલાલુદ્દીન અકબર' એ શબ્દો બનતા. દાઢી રાખવાનો હૂકમ કુરાનમાં છે, તથાપિ અકબરને તે ઉપર એટલો અણગમો હતો કે તે રાખનારને પોતાની હજૂરમાં ભાગ્યે આવવા દેતો. દાઢી રાખવાની મના અને અમુક પ્રસંગે પ્રાચીન ઇરાનની રીત પ્રમાણે લાંબા થઈ પાદશાહને પગે લાગવાનો (કે ભૂમિચુમ્બન કરવાનો) ધારો કર્યો; તેથી આસ્તિક મુસલમાનોને વિશેષ કંટાળો આવ્યો; કેમકે તેમનું માનવું એ છે કે એમ લાંબા સૂઇ પગે લાગવું તો માત્ર પરમેશ્વરનેજ હોય.

હિંદુધર્મને રાજ્યથી આશરો મળતો નહિ, તેથી તેમાં હાથ ઘા-

*પારસી અને આરબી મહિનાનાં નામ મુંબાઇનાં પચાંગોમાં છાપેલાં હોયછે.

લવાના પ્રસંગ અકબરને થોડા મળ્યા. બીજા લોકને પજવવા નહિ, અને પારકા ધર્મને તોડવાનો પ્રયત્ન કરવો નહિ, એવી તેમની રીત હોવાથી તેમની વચમાં પડવાની અકબરને ઇચ્છાએ ન હતી. પરંતુ જેટલા કામમાં હાથ ઘાલવાની જરૂર જણાઇ તેટલામાં ઘાલ્યો. દિવ્યપતિજની, રજસ્વળા થયા પેહેલાં કન્યા પરણાવવાની, અને હોમ હવનમાં ભોગ આપવાને જનાવર મારવાની તેણે મના કરી. વિધવાને પુનર્લગ્ન કરવાની રજા આપી, અને વિધવાને તેની પોતાની મરજી વિરૂદ્ધ સતી કરવાની મના કરી; તથા તેને બાળવાની રજા મળવા અગાઊ તે બાઈ જોરજૂલમ વિના બળી મરવા તૈયાર થઈછે, તે નક્કી કરવાના ઇલાજ કર્યા. પાછલા ભાગમાં નોંધવામાં આવ્યું છે કે એક વેળા જોધપુરનો રાજા તેના કુંવરની પત્નીને તેની ખુશી ઉપરાંત બાળી મારતો હતો તે ખબર થતાં અકબરશાહે પંડે ત્યાં જઇ તે ખૂન અટકાવ્યું.

હિંદુઓપર થતા અન્યાયને અટકાવવાના વિચારને એના નવા પંથ જોડે કાંઇ સબંધ ન હતો, ને તેની પેહેલાં ઘણા વરસથી તે બધું કામ એણે કરવા માંડયું હતું. રાજ્યની લગામ હાથમાં આવી ત્યારથી તેણે લાયકી પ્રમાણે હિંદુ અને મુસલમાન બેઉને સરકારી નોકરીમાં પક્ષપાત વિના રાખવા માંડયા હતા. પોતાના અમલના સાતમા વરસમાં જજીઆ વેરો તેણે બંધ પાડ્યો. *આ વેરાથી રાજ્યકર્ત્તા અને

*ફેરીશતા નામે ફારસી ગ્રંથકર્ત્તાએ લખ્યું છે કે અલાઉદ્દીન પાદશાહે પોતાના મુખ્ય કાજીને પૂછ્યું કે જજીઆવેરો કેટલો લેવો ? તેના જવાબમાં કાજીએ કહ્યું કે "ઇમામ હનીફાનો હુકમ એવોછે કે કાફરોને જીવતદાન દેવાને બદલે જેમ એ વેરો ભારે લેવાય તેમ લેવો. તેમની કનેથી જજીયા ને જમીનવેરો એટલો બધો લેવો કે તેમને મોત જેવું લાગે." ફીરોજશાહના વખત લગી બ્રાહ્મણોને એ વેરાની માફી હતી, ને તે વેરા બાબત ત્રણ વર્ગ હતા, ૪૦ ટકા, ૨૦ ટકા, ને દશ ટકા માથા દીઠ. પછી બ્રાહ્મણોને એ છેલ્લા વર્ગમાં દાખલ કર્યા. લોદીવંશના વખતમાં એ વેરો ઉઘરાવવામાં બહુ સખ્તાઇ કરવામાં આવતી. અકબરે માફ કર્યા પછી આલમગીરે (ઔરંગઝેબે) પોતાની કારકીર્દીના ૨૨ મા વરસમાં પાછો નાખ્યો ને હુકમ કર્યો કે આપનારનું અપમાન થાય તેમ લેવો. આવી આપે, ઉભો રહીને આપે, ઇત્યાદિ. ફરૂકશીરના વખતમાં ઉઘરાવવો બંધ પડયો ને સૈયદ વજીર થયા તે વારે કાઢી નાંખ્યો.

રૈયતની વચ્ચે ધર્મ સંબંધી વેરભાવ જારી રહેતો હતો. એજ વખતે જાત્રાળુ વેરો તેણે માફ કર્યો. એ માફ કરવાનું કારણ આગળ કહેવામાં આવ્યું છે.

ઇ. સ. ૧૫૬૧ માં તેણે એક બીજી દયાળુ આજ્ઞા કરી કે લઢાઇમાં પકડાયલા માણસોને ગુલામ કરવા નહિ. આ આજ્ઞા સર્વેને લાગુ પડતી હતી; તથાપિ હિંદુઓને તે વિશેષ સુખકારી હતી, કેમકે તેમને જૂના મુસલમાની રિવાજથી ભારે દુઃખ પડતાં. મારફાડના વખતમાં આ જૂલમ એટલે લગી ચાલ્યો હતો કે શેહેર કે કિલ્લાનો બચાવ કરનારા યોદ્ધાનાં કુટુંબોને પકડી લેઈ જઇ ગુલામ કરતા એટલુંજ નહિ, પણ જે નગરવાસીઓ લઢાઇમાં સામીલ થયલા નહિ ને જેમની પાસે હથીઆરે નહિ, તેમને તથા તેમનાં બૈરાં છોકરાંને પકડી વેચી દેવામાં આવતાં. આ કેર તેણે બંધ પાડયો.

અકબરે પોતાના ધર્મ સંબંધી સુધારા થોડે થોડે દાખલ કર્યાં હતા, અને તેમાંના જે વિષે મુસલમાનો બહુજ નાખુશ થયા તે બંધ પાડ્યા કે માત્ર દરબારમાંજ ચલાવ્યા; તોપણ વધારે શ્રદ્ધાવાન મુસલમાનો બહુ નારાજી થયા. મુલ્લાં લોક તો તેમાં ઘણાજ નારાજી થયા. વસુલાત ખાતામાં સુધારો કર્યો, તેમાં ધર્માદા જમીન વિષે જે ફેરફાર થયા તેથી તેઓની નાખુશી વધી. એક આસ્તિક મુસલમાને રચેલા ઇતિહાસમાં આ બાબત ભારે ફરિયાદ ઊઠાવેલી છે. એતો ખરૂં હશે કે જેઓ એની સામા થવામાં આગેવાન હશે તેમના પર સખ્તાઇ કરી હશે; જેઓ નમતા રહેતા તેઓ ઊપર કૃપા રાખવામાં આવતી એતો નક્કી છે. જે દાખલા એ પ્રતિપક્ષીએ નોંધ્યા છે, તેમાં અકબરનો વાંક જણાતો નથી. જેમણે પાદશાહનું અપમાન કર્યું, તેમનું અપમાન પાદશાહે કરેલું જણાયછે. ફકત મુલ્લાં લોક નારાજી થયા હતા એમ ન હતું, કેટલાક અમીરો પણ એના નવા ધર્મની સામા હતા. એઓમાં અજીજ કોકા ખાનીઆજીમ મુખ્ય હતો. એ પાદશાહનો દૂધભાઈ અને ઉત્તમ વર્ગનો સામંત હતો. ગૂજરાતપર અમલ ચલાવવાને તેને મોકલ્યો હતો. ત્યાં કેટલાંક વર્ષ રહેવાથી તેની માએ અકબરને અરજ કરી કે તેને હજૂરમાં મળવા બોલાવો.

પાદશાહે તેમ કર્યું; પણ અજીજે કાંઈ બાનું બતાવી ના પાડી. ખરૂં કારણ તો એ હતું કે તેને દાઢી મુંડાવવી અને પગે લાગવું ગમતાં નહોતાં. અકબરે તેને મીઠાં વચને જરા ઠપકો લખ્યો, પણ અજીજે માન્યું નહિ; ત્યારે રીતસર તાકીદનો હુકમ લખી મોકલ્યો. તે પહોંચતાં અજીજે નોકરી છોડી દેઈ, અકબરને બેઅદબી અને તિરસ્કાર ભરેલો કાગળ મોકલ્યો; તેમાં લખ્યું કે "આપ નવો ધર્મ ચલાવોછો તેનો આધાર શો છે? શું આપને પરમેશ્વરે પુસ્તક મોકલ્યું છે? ને આપ હજરત મહમદની પેઠે ચમત્કાર કરી શકોછો? ધર્મભ્રષ્ટ માણસો અન્તકાળ લગી જે નર્કમાં પડેછે તેને રસ્તે આપ ચઢ્યા છો, એ ભૂલશો નહિ. હું પ્રભુની પ્રાર્થના કરૂંછુ કે તે આપને મુક્તિને માર્ગે પાછા આણે." ધર્મનો જુસ્સો આ પ્રમાણે બતાવી રજા લીધા વિના અને ખબર આપ્યા વિના તે મક્કે જતો રહ્યો. પણ ત્યાં થોડા વખતમાં તેને અણગમો થયો, તેથી પાછો આવી પાદશાહને શરણે ગયો. અકબરે તુરત તેને માફી બક્ષી તેની પદવી પાછી આપી અને મેહેરબાની જારી રાખી. એક બીજા મોટા ઉમરાવે રૂબરૂમાં તેના મત ઉપર હૂમલો કરી કહ્યું કે, 'અન્ય મુસલમાની દેશોના પાદશાહો એ બાબત શું ધારશે તેનો વિચાર કરો'. અકબરે તેને હજૂરમાંથી દૂર જવાનું માત્ર કહ્યું. એક ઉમરાવે પાદશાહના મંત્રીઓને નર્કવાસી કહ્યા, તેને અકબરે કહ્યું કે 'એવા કુવચનનો જવાબ એક થપ્પડ છે.'

એ રીતે સામા થનારા માણસોનું કાંઈ વળ્યું નહિ, તોપણ અકબરનો નવો ધર્મ એવો બારીક અને જ્ઞાનઘન હતો કે સાધારણ લોકમાં તે ઝાઝો ફેલાય નહિ. થોડાક તત્વજ્ઞાની, તથા કેટલાક સ્વાર્થી ધર્મોપદેશકો અને દરબારીઓએ માત્ર તે સ્વીકાર્યો હતો; ને અકબરનો કાળથતાં તેના પંથનો પણ એની મેળે અંત આવ્યો, અને જહાંગીરે શાંતપણે મુસલમાની પદ્ધતિ પાછી ચાલુ કરી. સૌર વર્ષ જાતે ઉપયોગી હોવાથી કેટલાક વખત લગી ચાલુ રહ્યું. તોપણ ધર્મ સંબંધી સ્વતંત્રપણે વિચાર અને તજવીજ કરવાની ઇચ્છા અકબરે ઉત્પન્ન કરી હતી તે જારી રહી; અને બહારનાં કારણોએ તેનો પ્રસાર અટકાવ્યો ન હોત તો આગળ વધતાં પરિપકવ થઈ, ચાલતા વેહેમો-

નો નાશ કરી કોઇ મોટો સુધારો તે કરી શકત.

અકબરના મત અપૂર્વ હતા એમ કહેવાઇ શકાય નહિ. હિંદુ જ્ઞાનીઓ અદ્વૈત બ્રહ્મનેજ માનતા. વેદ પુરાણમાં બહુ દેવ કહેલા છે તે કહેવાનું તેઓ અપમાન કરતા નહિ, તથાપિ તે વાત ખરી માનતા નહિ. અકબરની પેહેલાં લગભગ સો વરસપર કબીરે પંથ સ્થાપ્યો હતો, તે તેના મતને વધારે મળતો હતો; અને પોતાના નવા માર્ગના કેટલાક સ્વેચ્છિક નિયમો તેણે કબીરપંથમાંથી લીધા હશે એમ જણાયછે. તોપણ એ ખરૂં છે કે એની પૂર્વે થઇ ગયલા અધિપતિઓથી એનું ઇશ્વર વિષેનું જ્ઞાન ઉત્તમ હતું, અને પોતાને હાથ રાજ્યસત્તા પુષ્કળ છતાં પ્રત્યેક માણસને ધર્મ સંબંધી વિચાર કરવાની અને માનવાની છૂટ આપી, એ તેની ઉદારતા સિદ્ધ કરેછે.

**વસુલાતખાતું.**—ખેડુત લોકો પાસેથી કર ઉઘરાવવાની અકબરે જે ગોઠવણ કરી તેથી રૈયતને સુખ થયું. એણે ચલાવેલી રીત કેવળ નવી નહોતી. શીરશાહે તે કાઢી હતી અને અકબરે તેમાં સુધારો વધારો કર્યો. શીરશાહનો અમલ થોડી મુદત પહોંચ્યો, તેથી તેને તે આખા રાજ્યમાં દાખલ કરી શક્યો નહોતો. અકબરની કારકીર્દીમાં આખા રાજ્યના ખેડુતોને તેનો લાભ મળ્યો.

જમાબંદી કરવામાં તેણે ત્રણ બાબતપર ધ્યાનઆપ્યું.—૧. દરેક ખેતરની બરોબર માપણી કરાવવાપર. ૨. દરેક ખેતરમાં કેટલું પાકેછે તેની ખોળ કરી તેમાંથી સરકારે કેટલો ભાગ લેવો તે ઠરાવવાપર. ૩. એ પ્રમાણે પાકનો હિસ્સો ઠરે તેની કિંમતનું નાણું કેટલું થાય તે મુકરર કરવાપર.

૧ લી બાબતને માટે એ કર્યું કે જૂદી જૂદી જાતનાં માપ ચાલતાં હતાં તે રદ કરી આખા રાજ્યને સારૂ એક માપ ઠરાવ્યું, અને માપવાનાં હથિયાર સુધાર્યાં; પછી આખા રાજ્યમાં ખેડાતી જમીનની માપણી કરવાને મોજણીદારોને મોકલ્યા.

૨ જો હેતુ પાર પાડવાને જમીનની પેદા કરવાની શક્તિ પ્રમાણે તેના ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ઠ, એટલે ૧ લો, ૨ જો, ને ૩ જો, એવા ત્રણ વર્ગ કર્યા. દરેક પ્રતની જમીનમાં વીઘે કેટલું પાકેછે તે તજવીજ

કરી નક્કી કર્યું, ને તે પરથી વીંઘે સરાસરી કેટલું પાકેછે તે ઠરાવ્યું; ને તે સરાસરીનો ત્રીજો ભાગ સરકારે લેવો એવો ધારો કર્યો. ધારો કે દરેક પ્રતનું એક એક ખેતર છે તેઓમાં ઘઊં પાકેછે. તેમાંના—

| | | મણ. | શેર. | |
|---|---|---|---|---|
| ૧ લા કે ઉત્તમ પ્રતના ખેતરમાં | વીંઘે | ૧૮ | ૦ | પાકેછે. |
| ૨ જા કે મધ્યમ પ્રતના ખેતરમાં | ” | ૧૨ | ૦ | પાકેછે. |
| ૩ જા કે કનિષ્ઠ પ્રતના ખેતરમાં | ” | ૮ | ૩૨॥ | પાકેછે |
| ત્રણે મળી કુલ | ,, | ૩૮ | ૩૨॥ | પાકેછે. |

એને ત્રણે ભાંગતાં ૧૨ મણ ને ૩૦॥ શેર આવેછે, એ સરાસરી પાક; ને એ સરાસરીને ત્રણે ભાંગતાં ૪ મણને ૧૨॥ શેર આવ્યા, તે સરકારનો ભાગ.

બીજું ઉદાહરણ.—એક વીંઘા જમીનમાં કપાસ નીચે પ્રમાણે પાકેછે.—

| | મણ. | શેર. |
|---|---|---|
| ૧ લા વર્ગના એક વીંઘામાં | ૧૦ | ૦ |
| ૨ જા વર્ગના ,, ,, | ૭ | ૨૦ |
| ૩ જા વર્ગના ,, ,, | ૫ | ૦ |
| કુલ. | ૨૨ | ૨૦ |

એની સરાસરી દર વીંઘે ૭ મણ ને ૨૦ શેર આવી, તેને ત્રણે ભાંગતાં સરકારનો હિસ્સો અઢી મણ થાય. વધારેમાં વધારે લેવાની વીંઘોટીનો દર એ ઠરાવ્યો હતો; પણ જે ખેડુતને એ દર ભારે જણાય તે પોતાના ખેતરનું કળતર કરવાની અને તે કળતર પ્રમાણે ભાગ આપવાની અરજ કરે એવો નિયમ હતો.

ઉત્તમ વર્ગની ભૂમી જૂદી જૂદી હાલતમાં હોઈ શકે, માટે ઉપલી વર્ગવારીમાં નીચેની શરતો દાખલ કરી હતી.—૧. જે જમીનને કદી પડતર રાખવી પડતી નથી, તેનો કર દર મોસમે લેવો. ૨. જેને પડતર રાખવી પડેછે તેનો કર જે મોસમમાં તે ખેડાય તે મોસમમાં લેવો. ૩. રેલ, વગેરેથી જે જમીનને નુકશાન થાય અથવા જે ત્રણ વરસ લગી ખેડાણમાં ન હોય ને તેને સુધારવાને કાંઇ ખરચ

કરવો પડે, તેનો કર પેહેલે વરસે બે પંચમાંશ લેવો, ને પછી પાંચમા વરસ લગી તેમાં વધારો કર્યા જવો, ને પાંચ વરસે પૂરેપૂરો લેવો. ૪. જે જમીન પાંચ વરસથી વધારે મુદ્દત પડતર રહી હોય તેને માટે પેહેલાં ચાર વરસમાં એથી વધારે છૂટ આપવી.

ખેતરોની વર્ગવારી તેઓના રસાળપણા પ્રમાણે કરી હતી એમ આયીની અકબરીમાં લખ્યું છે, પણ ખેતરોના રસાળપણાનો મુકાબલો કયી રીતે કર્યો હતો તે જણાવ્યું નથી. એવું સંભવેછે કે પ્રત્યેક ગામને માટે ત્રણ વર્ગ કર્યા હશે; અને તેમ કરવામાં તે ગામના લોકનો અભિપ્રાય લઇ નિર્ણય કર્યો હશે, તથા ગામની જૂની વર્ગવારી હશે તે ઉપયોગમાં લીધી હશે. એ જૂની વર્ગવારીમાં જમીનના ગુણ પ્રમાણે ઘણી જાતો ઠરાવી હતી; જેવી કે કાળી, ગોરાડુ, રાતી, કાંકરાવાળી, રેતાળ, પત્થરવાળી કાળી, ઇત્યાદિ. પાણી મળી શકે, ગામની નજીક હોય, એ વગેરે બીનાઓ પણ ગામના ખેડુતોમાં જમીનની વહેંચણ કરવામાં ધ્યાનમાં લેઈ બધાને સરખો લાભ મળે તેમ કર્યું હતું.

૩. ખેતરના પાકમાંથી સરકારે કેટલો ભાગ લેવો તે ઠરાવ્યા પછી, તે ભાગને બદલે ખેડુતે નાણું કેટલું આપવું તે ઠરાવ્યું. એ ઠરાવને માટે મોજણીના વરસની પાછલા ૧૯ વરસના દરેક શેહેર અને ગામના ભાવ શોધાવ્યા, ને તેની સરાસરી કરાવી, જે રકમ આવી તે માલને બદલે લેવી ઠરાવી. ગામમાં ખરેખરા ચાલતા ભાવ ઉપર નજર રાખી, કોઇ સ્થળે સરાસરીપરથી આવેલા આંકડામાં ફેરફાર કરવામાં આવ્યો હતો; અને તે ઉપરાંત એવો ધારો કર્યો હતો કે, ખેડુતને એમ લાગે કે ઠરાવેલી નાણાની રકમ વાજબીથી વધારે છે, તો તે પોતાના ખેતરમાં પાકેલા માલમાંથી ભાગ આપી શકે.

આ સઘળી જમાબંદી પ્રથમ દર વરસે કરવામાં આવતી; પરંતુ પ્રતિ વર્ષે એમ કરવામાં વિટંબણા પડવાથી, પાછલાં દશ વર્ષની જમાબંદીની સરાસરી કાઢતાં જે રકમ દરેક ખેડુતને માથે આવી, તે તેણે દશ વરસ સુધી આપવી એવો ઠરાવ કર્યો. આ ઠરાવથી વરસવારી જમાબંદીથી થતી ખરાબી ઓછી થઈ; કેમકે ખેતરમાં પક-

વેલા માલની જાત પ્રમાણે આકાર લેવામાં આવતો, તેથી ઊંચા મૂલના માલથી નફો વધારે રહે તોપણ તેને માટે કર વધારે ભરવો પડે, માટે તેવો માલ પકવવાને ખેડુતો ખુશી નહોતા.

ઉપર કહેલી મોજણી અને વર્ગવારી સંભાળથી સરકારી દફ્તરમાં નોંધાવી હતી. જમીનની વહેંચણ, ખાતેદારોનાં નામ, પ્રતિવર્ષે ઉપજમાં વધારો ઘટારો, એ સર્વ એ મુજબ દરેક ગામના દફ્તરમાં નોંધાતું. આ પદ્ધતિ ઉપયોગી હોવાથી, જે પ્રાંતો અકબરના તાબામાં નહોતા ત્યાં પણ તે દાખલ થઇ.

જમીનના વેરામાં અકબરે એ સુધારો કર્યો તેજ વેળા બીજા પીડાકારક પુષ્કળ કરો અને અમલદારોની હકસાઇઓ હતી તે કાઢી નાંખી રૈયતના માથાનો ભાર ઓછો કર્યો.

વસુલાતના આંકડા પ્રમાણે તેણે રાજ્યના નવા ભાગ કર્યા. જેટલા ભાગમાંથી એક કરોડ દામ એટલે અઢીલાખ રૂપિયા ઉપજે તેટલાને જીલ્લો ઠરાવ્યો, અને એવા દરેક જીલ્લાના વસુલાતખાતાના ઉપરી અધિકારીને (કલેકટરને) 'ક્રોરી' એવી પદવી આપી. આ ગોઠવણ લાંબી મુદ્દત ન ચાલતાં જૂના હિંદુ વિભાગ પુનઃસ્થાપન થયા.

આ ઉપચારનું પરિણામ એ થયું કે ખેડુતો પાસેથી સરકારને લેવાની રકમ ઓછી થઇ; પણ તેથી ભરણું કમી થયું નહિ. પેહલાં કરનો બોજો ભારે હોવાથી ઘણા ખાતેદારો લેહેણી રકમ આપી શકતા નહિ, ને બાકી બહુ રહેતી. હવે લેહેણું બરોબર આવવાથી સરકારને ઉપજ લગભગ તેટલીજ રહી ને રૈયતને માથે કર વેરાનો ભાર ઓછો થયો. અબુલ ફઝલે લખ્યું છે કે, 'શીરશાહનો ધારો ચોથો હિસ્સો લેવાનો હતો, તોપણ તેથી ખેડુતોને માથે આ કરતાં વધારે બોજો પડતો; કેમકે તેના એક ચતુર્થાંશની જોડે બીજા કર અને હકસાઇઓ આપવાની હતી. અકબરના સરકારી એક તૃતીયાંશની જોડે બીજો બોજો ન હોવાથી ખેડુતોને વાસ્તવિક ઓછું આપવું પડતું.'

અકબરે પોતાના વસુલાતખાતાના અમલદારોને ઉઘરાવવાની રીત જણાવી છે, તે ઉપરથી તેની રૈયત ઉપર સખ્તાઇ ન થવા દેવાની ફિકર, અને પ્રજાના સુખ ચેનને સારૂ તેની આતુરતા જણાયછે. એ

ફ્રૂકમોમાં વસુલાતખાતું ચલાવવાની કેટલીક વિગત લખી છે. હરકો-ઈ કર વેરો ઈજારદારોની મારફત ઉઘરાવવો નહિ, પણ પ્રત્યેક ખાતે-દારની કબૂલાત લેવી અને તેની પાસેથી બરોબર કર લેવો. મુખી પટે-લો અને તલાટીઓને બધું કામ સોંપી તેમના કહેવાપર કેવળ ભરો-સો રાખવાની મના કરી છે.

ફારસી ગ્રંથોમાંથી મળેલો ઉપલો હેવાલ આપી એલ્ફિન્સ્તન સાહેબ લખેછે કે સામટે મેળે જોતાં આ મોટા સુધારાથી તે કાળના લોકના સુખમાં ઘણો વધારો થયો; પરંતુ એથી આગળ ખેતીના કા-મમાં સુધારો વધે તેવું નહોતું. ખાતર વગેરેથી જમીન સુધારે અને કૂવા વગેરે પાણી પાવાનાં સાધનપર ખેડુતો નાણાં ખરચે તેથી જે નફો થાય, તેમાંથી થોડાં વરસમાં સરકાર ત્રીજો ભાગ લે અને ખરચ-માં ભાગ ન આપે, તો તે ખરચ કરવાનું રૈયતને મન ન થાય. વ-ળી ખેતીના કામમાં લાગેલા લોકમાંના કેટલાકને બીજા ધંધા કરવાનું મન થાય એવું ઉત્તેજન મળે એમ એમાં નહોતું. અકબરની તરફ-થી એટલું કહી શકાય કે જમીનની વહેંચણ વારસાના હકથી બધા દી-કરામાં થાય અને તેથી દરેક ખેડનારને હાથ થોડી થોડી જમીન આ-વે એવું હોય, ત્યાંસૂધી સરકારી વસુલાતખાતાના કોઇ તરેહના નિયમો-થી એ ખોડ મટી શકે નહિ; કેમકે થોડી થોડી જમીન ખેડનારને ખે-તી સુધારવામાં મોટો ખરચ કરવો પાલવે નહિ. કુટુંબના પ્રત્યેક આ-દમીને ખેડવાની જમીન મળવાથી ખેડવાનું કામ છોડી વેપારાદિક બી-જા ધંધા કરવાની કોઇને જરૂર પડે નહિ, એટલે ખેતીની મજૂરીનું તથા પાકનું મૂલ વધે નહિ.

વસુલાતખાતાના સુધારા કરવામાં સૂચના અને સલાહ આપનાર તથા ગોઠવણ કરનાર રાજા ટોડરમલ હતો, અને આખા રાજ્યમાં તેના નામથી એ જમાબંદી ઓળખાતી હતી; ને જ્યાં તે હજી ચાલેછે ત્યાં અદ્યાપિ તે ટોડરમલની જમાબંદી કહેવાયછે. આ મહાપુરૂષના લશ્કરી પરાક્રમનું વર્ણન પાછળ કરી ગયા છીએ. અબુલ ફઝલ લખેછે કે તેને પૈસાની લાલચ જરાએ નહોતી, ને તે કેવળ પ્રમાણિક, પણ દ્વેષી અને ખારીલો હતો. તે અપવાસ કરવામાં, વ્રત પાળવામાં, અને હિંદુધર્મના

બીજા વેહેમોમાં એટલો ચુસ્ત હતો કે અકબરે પણ તેને ઠપકો દીધેલો. પોતાની ધર્મ સુધારાની ટોળીમાં તે સામીલ નહોતો, તોપણ અકબરના અનુગ્રહ અને ભરોસો તેના ઉપર સંપૂર્ણ હતા.

વસુલાતખાતાની પેઠે રાજકારભારનાં બીજાં ખાતાંઓ વિષે વિશેષ ખુલાસા નોંધવામાં આવ્યા નહોતા; તથાપિ અકબરે પોતાના અમલદારોને ફરમાવેલા હુકમોની નોંધ છે તે ઉપરથી તે સંબંધી સામાન્ય જ્ઞાન મેળવી શકીએ.

રાજ્યના પંદર ભાગ કર્યા હતા, અને તેમાંના દરેક ભાગને સૂબો કહેતા. એમાંના બાર હિંદુસ્તાનમાં હતા અને ત્રણ દક્ષિણ દેશમાં હતા.* હિંદુસ્તાનમાં બાર હતા તેમનાં નામ—૧. અલ્લાહાબાદ, ૨. આગ્રા, ૩. દિલ્હી, ૪. કાબુલ, ૫. લાહોર, ૬. મૂલતાન, ૭. અયોધ્યા (આઊદ), ૮. અજમેર, ૯. ગૂજરાત, ૧૦. માળવા, ૧૧. બહાર, ૧૨. બંગાળ; દક્ષિણદેશમાં ૧. વરાડ, ૨. ખાનદેશ, ૩. અહમદનગર, એ ત્રણ હતા. એમાંના દરેક સૂબા ઉપર અમલ કરનારા મુખ્ય અધિકારીને સિપાહસાલર કહેતા, ને તે પાદશાહના હૂકમ પ્રમાણે તમામ મૂલકી અને લશ્કરી અમલ બજાવતો. ઉપર કહેલા વસુલાતખાતાના અમલદારો તથા જીલ્લાના ફોજદારો તેના નીચે હતા. દરેક જીલ્લામાં રાખેલી ફોજના ઉપરીને ફોજદાર કહેતા. એ ફોજના બે પ્રકાર હતા—જીલ્લાની અને પાદશાહી. એ બંને પ્રકારના લશ્કરનાં થાણાં ફોજદારને તાબે હતાં, ને જીલ્લાની હદમાં ફિતૂર કે બખેડા થાય તેનો બંદોબસ્ત કરવો એ તેનું કામ હતું. અકબરના વખત પછી સિપાહસાલરને સૂબેદાર કહેતા, અને તેના હાથ નીચે વસુલાતખાતાનું કામ કરવાને પાદશાહ તરફથી દીવાનની નીમણુક થતી. દરેક સૂબાના કેટલાક મોટા ભાગ કરી તે દરેક ભાગને સરકાર કહેતા, ને દરેક સરકારના વિભાગને પરગણું કે મહાલ કહેતા. વળી કેટલાક પરગણાના જથાને દસ્તૂર કહેતા. અકબરના વખત પેહેલાં પરગણાથી મોટા ભાગને શાક્ક, ખિત્તા, ઉર્સા, દિયાર, કે વિલાયત કહેતા, ને તે ભાગ

* આલમગીર ૧ લાએ (ઔરંગજેબે) બીજાપુર અને ગોલકોંડાનાં રાજ્યો જીત્યાં, ત્યારે એ ત્રણમાં બીજા ત્રણ ઉમેર્યા. તેનાં નામ બીદર, હૈદ્રાબાદ, અને બીજાપુર.

અમીરોની ફોજના ખરચને માટે ઠરાવ્યો હોય તો તેને ઈકતા કહેતા. સૂબેદાર એ ઇલકાબ ઘણાને આપવામાં આવતો નહિ; એ અમલદારને ઘણું ખરૂં નાજીમ પદ આપતા.

ઇનસાફ કરવાને મીર ઇ અદલ અને કાજી કચેરીમાં બેસતા. કામની તજવીજ કરવી અને કાયદો જણાવવો, એ કાજીનું કામ હતું; અને ઠરાવ કરવો કે ફેંસલો આપવો એ મીર ઇ અદલનું કામ હતું, કેમકે ઉપરી અધિકારી તે હતો. મુસલમાની કાયદાની માહેતગારી કાજીને હતી, ને તેમાં પાદશાહના હૂકમથી કે દેશના રિવાજથી જે ફેરફાર થયો હોય તેનું જ્ઞાન મીર ઇ અદલને હતું. શેહેરોમાં અને કસબામાં પોલીસ અને માજીસ્ટ્રેટનું કામ કરનાર મુખ્ય અધિકારીને કોટવાલ કહેતા. મોટાં ગામોમાં વસુલાતખાતાના અમલદારો તે કામ કરતા, અને નાનાં ગામોમાં ગામના અધિકારીઓને હાથ તે કામ હતું. હિંદુઓમાં કાયદા સંબંધી ઠરાવ બ્રાહ્મણ પાસે કરાવતા.

અધિકારીઓને સૂચના અને હૂકમો લખ્યા છે તે બધામાં ન્યાય અને લોકના ભલા ઉપર નજર રાખી છે; પરંતુ તેમાં કેટલેક ઠેકાણે અસ્પષ્ટતા અને નાદાની જેવું યૂરોપી પંડિતોને લાગેછે. હિંદનો ઇતિહાસ લખનાર એલ્ફિન્સ્તન સાહેબ કહેછે કે એશિયાના લોકના આ પ્રકારના લખાણમાં એ સ્વાભાવિક છે.

કોટવાલોના ઉપર મોકલેલી યાદીઓમાં સ્વેચ્છિક રાજ્યરીતિ પ્રમાણે ગુપ્ત બાતમી રાખવાની અને ખાનગી કામમાં હાથ ઘાલવાની સૂચનાઓ છે, બજારમાં જતો માલ ત્યાં પહોંચ્યા પેહેલાં ખરીદવા દેવાની મના કરી છે, અને કેટલાક ડહાપણવાળા નિયમોની જોડે એક ધારો એવો છે કે, ગુનેગારોના વધ કરનારના લોટામાંનું પાણી પીનારનો હાથ કાપી નાંખવો. એલ્ફિન્સ્તન સાહેબ લખેછે કે આવો કાયદો મનુને શોભે, અકબરને ન શોભે. ઇનસાફ કરવાના સઘળા નિયમો રચવામાં ઉદારતા અને દયાપર નજર રાખેલી છે, તે જોતાં આ નિયમ વધારે વિસ્મય ઉપજાવેછે. ગૂજરાતના સૂબેદાર ઉપર લખેલું એક આજ્ઞાપત્ર તે પ્રાંતના ઇતિહાસમાં નોંધી રાખ્યું છે, તેમાં તેને બેડી પહેરાવવાનો, ફટકા મારવાનો, અને ગરદન મારવાનો એ ત્રણ

સજા માત્ર કરવાનો અધિકાર આપ્યો છે; તેની જોડે તેને ફરમાવ્યું છે કે મોતની સજા જેમ બને તેમ ઓછી કરવી, અને તે અમલમાં લાવ્યાની પૂર્વે કામના કાગળ દરબારમાં મોકલી પાદશાહની મંજૂરી મંગાવવી; માત્ર ભયકારી બંડાખોરોને માટે એ મંજૂરીની રાહ જોવી નહિ. મોટી સજા કરવામાં હાથ, પગ, નાક, કાનાદિક કાપવાની, તથા બીજી ક્રૂરતા કરવાની મના કરી છે.

બીજા ખાતાના સુધારાની જોડે લશ્કરમાં પણ અકબરે સુધારો કર્યો. તેને હૂકમ માનતું કરવાને જેમ લાંબા અને ભયંકર ઝઘડા કરવા પડ્યા, તેમ પછી તેના વહીવટમાં કરકસર અને કાર્યસિદ્ધિ આણવામાં ભાગ્યે ઓછી મેહેનત પડી. ફોજના પગાર અને બીજા ખરચને પેટે જાગીર અને ઉપજનો ભાગ આપવામાં આવતો, અને તે ઉઘરાવવાનું કામ જાગીરદાર પોતાની નજરમાં આવે તેમ કરતો, કેમકે તે ઉપર કોઇની દેખરેખ નહોતી. સ્વારોની હાજરીમાં અનિયમિતપણું અને દગલબાજી ચાલતાં. હાજરીને માટે માગી આણેલા ઘોડાપર નોકરોને અને છાવણીમાં કામે આવેલા માણસોને બેસાડી દેખાડવામાં આવતા. આ બંને બાબતોમાં અકબરે સુધારો કર્યો. જ્યાં બની શકે ત્યાં સરકારી જામદારખાનામાંથી પગાર આપવાનો રિવાજ ચલાવ્યો, અને જે જાગીરો રહી તેની દેખરેખનો બંદોબસ્ત કર્યો. હાજરીમાં સુધારાને માટે ચેહેરાપત્રક કરાવ્યાં. તેમાં દરેક સ્વારના ચેહેરાનું અને અંગનું વર્ણન નોંધાવવું અને એવી નોંધવિના પગાર અપાય નહિ એવો ધારો કર્યો. સરકારી નોકરીમાં વાપરવાના પ્રત્યેક ઘોડાને ડામવડે પાદશાહી નિશાન કરાવ્યાં. ઊંટ, બળદ, ગાડાં, વગેરે ફોજને માર્ગમાં જોઈએ તેઓની નોંધ કરાવી, અને તેના દર ઠરાવી પૈસા અપાવ્યા. ફોજમાં સુધારો કરવાનું કામ પૂરૂં થયું ત્યારે પણ તેની ગોઠવણ બહુ સારી નહોતી. તેમાં પલટણો એટલે અમુક સંખ્યાના વિભાગ, અને તે વિભાગને માટે અમુક પ્રમાણમાં અમલદારોની ગોઠવણ નહોતી. પાદશાહને જરૂર જણાય તેટલા અમલદારો નીમવા એવી પદ્ધતિ હતી. એ અમલદારોને મન્સબદાર કહેતા, અને તેઓ દશ હજાર ઘોડાના નાયકથી દશ ઘોડાના નાયક સૂધી હતા. એ સર-

દારો પોતાને માટે ઠરાવેલી ઘોડાની સંખ્યા રાખતા નહિ, પણ તે સંખ્યા પ્રમાણે તેમને પગાર મળતા. છેક નીચલા વર્ગના મન્સબદારોને તો નામ પ્રમાણે ઘોડેસ્વાર રાખવા પડતા. ઉપલા વર્ગના મન્સબદારો જેટલા સ્વાર રાખવાનો હુકમ થાય તેટલા તેઓ રાખતા, ને તેટલાની હાજરી પૂરાવી તેમનો પગાર લેતા. એ મન્સબદારોના માણસોની સંખ્યાનો સરવાળો થાય તેટલી ફોજની સંખ્યા થાય. દરેક સ્વારીમાં સેનાપતિ તથા કેટલાક તેના હાથ નીચેના સરદારોને પાદશાહ નીમતા. બાકીના અમલદારો મન્સબદારો પોત પોતાની ટૂકડીમાં નીમતા હશે. પાંચ હજારથી વધારે ઘોડાની મન્સબદારી પાદશાહના પુત્રો સિવાય બીજા કોઇને મળતી નહિ. પાદશાહી કુટુંબના શાહજાદા અને રજપૂત રાજા રાણા સુદ્ધાંત પાંચ હજારના મન્સબદારો ત્રીશ હતા. બસેં ઘોડા સુધીના મન્સબદારોને અંદર ગણતાં તેઓ સાડી ચારસેંથી ઓછા હતા. દરેક મન્સબદાર જેટલા ઘોડેસ્વાર રાખે, તેથી અર્ધા પાળા રાખે એવો હુકમ હતો. એ પ્યાદલમાંના ચોથા ભાગે બંદૂક રાખવી અને બાકીના તીર કામઠાં રાખી શકે. એ સ્વારોમાંના જેઓ સિંધુ નદીની પેલીમેરના હોય તેઓને ઘોડા ખરચ સુદ્ધાંત પચીશ રૂપિયાનો પગાર અને જેઓ હિંદના હોય તેમને વીશ રૂપિયાનો પગાર આપવો એવો ઠરાવ હતો. બંદૂકવાળા પાળાને વધારેમાં વધારે છ રૂપિયા, અને તીરંબાજોને ઓછામાં ઓછા અઢી રૂપિયાનો મહિનો મળતો. મન્સબદારના સ્વારો ઉપરાંત તેઓથી ઊંચા પ્રકારના છૂટક સ્વારો રાખવામાં આવતા, ને તેમને અહદી (એટલે એક એક છૂટક) કહેતા. તેમને ગુણ પ્રમાણે મુસારા મળતા, પણ મન્સબદારોના સાધારણ સ્વારોથી તે વધારે હતા. મન્સબદારોને પણ સારા પગાર મળતા, પરંતુ તેમના પગાર હોદ્દા વગેરે વંશપરંપરા ન હોતા. મન્સબદારનું મરણ થયે પાદશાહ તેના દીકરાને કોઈ ઉતરતી પંક્તિની પદવી અને બાપે સારી નોકરી કરેલી હોય તો કાંઇક પેન્શન પ્રથમ આપતા. એ મન્સબદારોના પગાર વિષે એલ્ફિન્સ્તન સાહેબ લખેછે કે આયીની અકબરીમાં જે આંકડા લખ્યા છે તે તેમનો પંડનો પગાર હોઇ શકે નહિ. પણ બર્નિયર નામે ગ્રંથકર્ત્તાએ લખ્યું છે કે તેનો

મુરબ્બી દાનીશમંદખાન નામનો પાંચ હજારી મન્સબદાર હતો; પરંતુ વાસ્તવિક પાંચસેં સ્વારોનો નાયક હતો ને તેનો માસિક પગાર પાંચ હજાર ક્રાઉન (સાડાબાર હજાર રૂપિયા) નો હતો.

અકબરની ફોજમાં સ્વારોની સંખ્યા કેટલી હતી તે જાણવાનું સાધન નથી. પાછલા વખતમાં પેહેલા આલમગીર (ઔરંગઝેબ)ના અમલમાં બે લાખ સારા લઢી શકે તેવા સ્વાર હતા એમ બર્નિયરે જણાવ્યું છે. વળી તે ઉપરાંત તોપખાનું અને બીનકવાયતી પ્યાદલ હતું. અકબરની સેનામાં એટલી સંખ્યા હોવાનો સંભવ નથી. અબુલ ફઝલે પ્રાંતોના જોદ્ધાની સંખ્યા ૪૪ લાખ લખી છે, તે અમુક પ્રસંગે નોકરીની શરતે જમીન ભોગવનારા રાજા, રાણા, કસબાતીઓ, ગરાસીયા, કોળી ઠાકરડા, ડુંગરોના ભીલાદિકની હશે, અને તે પણ વાસ્તવિકથી વધારે કહેલી જણાયછે. એમાં થોડાજ લાંબી મુદ્દત લગી કામે લાગે એવા હશે; વખતે જંગલોમાં શિકારની વખતે એક બે દિવસ નોકરી બજાવે તેવા ઘણાખરા હશે.

અટક ઘઢ તથા બીજા કિલ્લા, અને લશ્કરી તથા બીજા કામની સરકારી ઇમારતો અકબરે કરાવી હતી. એમાં આગ્રાનો કોટ અને કિલ્લો બીજા સર્વેથી સરસ છે. એમાં ઘડેલા પત્થરની ભીંતોના પડદા અને બૂરજો છે ને તેઓને મિનારા, ઘૂમટો, અને કાંગરાથી શણગારેલા છે, તથા તેઓની આસપાસ ઊંડી ખાડીઓ કરીછે. રાજમેહેલને ઘટે તેવા દરવાજા તથા તે ઉપરની ઇમારતોછે. ફતેહપુરસીક્રી તેણે વસાવ્યું ને તેના કિલ્લા કોટ ચણાવ્યા. તેના રહેવાના ધામોમાં મુખ્ય તે હતું. એ શેહેર હાલ ઉજ્જડ છે, તથાપિ હિંદમાં જે ભારે શોભા પેહેલાં હતી તેના અતિ ઉત્તમ નમૂનામાં એની ગણના થઈ શકેછે. એ ડુંગર ઉપર બાંધેલું છે તેથી દૂરથી દેખાયછે. તેની ભાગોળના બૂરજની સીઢીનાં પગથીઆંની શોભા, રાજમંદિરનું ઉમદા નકશી કામ અને તે નકશી કામનો વિસ્તાર વખાણવા જોગ છે.વળી એ સઘળાથી સરસ ત્યાંની મસીદ (મસજીદ) છે. તેની અંદરના ચોગાનની ઇમારત બહુ ભવ્ય છે. આગ્રામાં ધોળા આરસની મસીદ છે તેનું નકશી કામ પણ બહુ સાદું અને સુંદર છે. આગ્રાનો મેહેલ પણ ઘણોખરો એજ પત્થરનો

બનાવેલો છે, અને તેમાં કેટલાક ઘણા મઝાના ઓરડા છે. મોટા દીવાનખાનાનો ભભકો ભારેછે. તેમાંના ધોળા આરસના થાંભલા અને કમાનોની સાદાઈ બહુ શોભાયમાન છે, અને તેઓ દિલ્હીના તેજ જાતના કામથી સરસ છે. નાના ઓરડાઓમાં નકશી અને મીનાકારી કામ છે, તે પણ બહુ ઊંચી જાતનું અને વખાણવા જોગ છે. દિલ્હીમાં પોતાના પિતા હુમાયુંનો રોજો અકબરે બંધાવ્યો છે, તે મોટી અને સંગીન ઇમારત છે. તે આસપાસની જમીનથી ઊંચી જગાએ છે, અને તેની ઉપર ધોળા આરસનો મોટો ઘૂમટ છે.

જેમ વસૂલાતખાતામાં, ન્યાયખાતામાં, અને ફોજખાતામાં સુધારો કરી નિયમો ઠરાવ્યા, તેમ બીજાં બધાં ખાતામાં કર્યું. ટંકશાળ અને ત્રિજોરીથી તે રાજમેહેલને લગતાં મેવા, ફળ, ફૂલ, સુવાસિત પદાર્થો, અને જનાવરો રાખવાનાં સ્થળો, અને તે કામ પર રાખેલા નોકરો સંબંધી ધારા પણ આઈની અકબરીમાં અબુલ ફઝલે નોંધ્યા છે. બધાં કામ કાયદેસર અને મોટા દમામથી ચાલતાં હતાં. મોટાં ખાતાં પર અને તેઓમાંના પુષ્કળ સેવકોપર જાપતો રાખવામાં આવતો, અને ભારે ખરચ કરકસરથી ચાલતો.

અકબર જાતે સાદો છતાં પાદશાહી ડોળ ભારે રાખતો, અને તેનો ખરચ પણ ઘણો થતો. તેની પાસે પાંચ હજાર હાથી અને પોતાને ચઢવાના બાર હજાર ઘોડા હતા; ને તે ઉપરાંત શિકારી કૂતરા, શકરા, વગેરેનું મૃગયા રમવાનું મોટું ખાતું હતું. મુસાફરીના તંબુઓ મોટાં ઘર જેવા હતા. તેની આસપાસ ઊંચા કોટ જેવો કંતાનનો પડદો રાખવામાં આવતો તેની માંહે લગભગ ૨૩૦૦૦ ચોરસ ગજ જમીન રોકાતી. તેમાં દીવાનખાનાં, જમવાના, રમવાના, કસરતના, સૂવાના, વગેરે મોટા અને સુંદર ઓરડા હતા; અને તેમાં ભારે કીમતી સામાન રાખવામાં આવતો. ડેરાતંબુની કનાતોનો રંગ બહારથી લાલ હતો; અને તેઓ માંહેથી ભાતભાતના સુંદર રંગ અને બુટ્ટાવાળી હતી. તંબુની ટોચે મૂકેલા સોનેરી ગોળા દેવાલયનાં શિખરોની પેઠે શોભતા. લશ્કરી છાવણીમાં કિલ્લા જેવો પાદશાહનો મુકામ દેખાતો. છાવણી મોટા શોભાયમાન નગરના જેવી દિશતી;

રંગ બેરંગી તંબુઓ સીધી હારમાં અને મેહેલ્લાવાર ગોઠવતા અને વચમાં નિયમિત પહોળા રસ્તા રાખતા. મોટી છાવણીની લંબાઈ પાંચેક મૈલની થતી. કોઈ ઊંચી જગાએથી જોતાં તેનો દેખાવ બહુ રમણીય લાગતો. વસન્તોત્સવમાં અને પાદશાહની શાલગીરીને સમયે ભારે ઠાઠમાઠ થતો, ને તે કેટલાક દિવસ સૂધી પહોંચતો. એ જોવાને બહુ માણુસ આવતાં, તેથી મોટો મેળો ભરાતો. દબદબા ભરેલી મોટી સ્વારીઓ, રોશની, જાફતો, સાઠમારી, તથા બીજી રમત ગમત થતી; પાદશાહ જે મૂલ્યવાન તંબુમાં આવી મુકામ કરતા, તેથી ચારેક વીંધા જમીન રોકાતી; અને તેપર રેશમી અને સોનેરી શેતરંજીઓ અને ગલીચા પાથરવામાં આવતા, તથા તેમાં મોતી અને રત્નોવાળી કસબી મખમલના પડદા ઝળઝળી રહેતા. અમીરોના ડેરા પણ તેવાજ હતા. તેઓ એક એકને મળવા જતા; અને પાદશાહની પધરામણી તેમને મુકામે થતી. તેઓ પાદશાહને નજરાણાં કરતા; અને પાદશાહ તેમને દુશાલા, શેલાં, પાઘડી, વગેરે પોશાક, તથા શીરપેચ, બાજુબંધ, કંઠા આદિક ઘરેણાં, અને હાથી ઘોડાની બક્ષીસ આપતા. પાદશાહની તુલા થતી, તેમાં એક ધારણ સોનાથી, બીજી રૂપાથી, ત્રીજી અત્તરાદિક સુગંધમય વસ્તુઓથી, એમ અનેક પદાર્થોથી થતી, અને તે સર્વે તમાશગીરોમાં વહેંચી દેવામાં આવતું. સોનારૂપાની બદામ, ચારોળી, વગેરે મેવાની મૂઠીઓ ભરી પાદશાહ ફેંકતા, તેની લૂટાલૂટ અમીર ઉમરાવો પણ કરતા. તેહેવારને મુખ્ય દિવસે શાહ આરસના મેહેલમાં તખ્ત ઉપર બિરાજતા, અને તેની આસપાસ સરદારો સુંદર મૂલ્યવાન પીછાં, તથા શીરપેચવાળી પાઘડીઓ, અને ઉમદા પોશાક પહેરી ઉભા રહેતા. સ્વારીના શણગારેલા સેંકડો હાથી ઘોડા તેની આગળથી ચાલી જતા. હાથીઓની ટોળીઓ કરી હતી, તેમાંની દરેક ટોળીના મુખ્ય હાથીને કુંભસ્થળે અને પડખે સોનાનાં પત્રાંની પાખર હતી. હાથીની પછી સ્વાર વગરના પણ સોના રૂપાની પાખર અને કસબી જીનોથી શણગારેલા ઘોડાની મોટી હાર આવતી. ત્યાર પછી ગેંડા, સિંહ, વાઘ, દીપડા, શિકાર કરવાને શીખવેલા ચિત્તા, શિકારી કૂતરા, અને શકરા આવતા; ને આખરે કિન-

ખાબ અને તાસનાં વસ્ત્ર પહેરેલા અગણિત ઘોડેસ્વારો ઘોડા નચાવતા ચાલી જતા.

આ બધા દમામમાં અકબરશાહનો દેખાવ જેવો પ્રતાપી હતો તેવોજ સાદો હતો. નજરે જોનાર બે યૂરોપી ગૃહસ્થોએ તેનું બ્યાન કર્યુંછે, તેનો ઉતારો એલ્ફિન્સ્તન સાહેબે પોતાના પુસ્તકમાં કર્યોછે. તેમાં લખ્યું છે કે, "તે એશિયાના પાદશાહોથી ઓછો આડંબર રાખેછે, રાજ્યાસનની નીચે ઊભા રહીને કે બેશીને ઇનસાફ કરેછે, મળતાવડો, રાજતેજોમય, દયાળુ, અને સખ્ત સજા કરનાર છે; વળી બંદૂકો અને તોપો બનાવવા વગેરે શિલ્પ કામમાં ચતુર, અલ્પાહારી, માત્ર ત્રણ કલાક ઊંઘનાર, વિસ્મયકારક ઉદ્યોગી, હલકા લોક જોડે હળી મળી જનાર, તેમના ઉપર માયા રાખનાર, અને ઉમરાવોની ભેટ કરતાં તેમની ભેટને વધારે માન પૂર્વક સ્વીકારનાર, પોતાની રૈયતને વહાલો, અને શત્રુને ભયંકર હતો."

હિંદના મુગલાઇ રાજ્યની ઉત્પત્તિ બાબરથી થઇ, અને બાબરની ગાદીએ હુમાયું આવ્યો; તથાપિ જે રાજ્યપદ્ધતિને લીધે એ રાજ્ય લાંબી મુદ્દત લગી ટક્યું, ને બીજાં મુસલમાની રાજ્યોને મુકાબલે વખણાયું, તે પદ્ધતિ મહાન અકબરે સ્થાપી. રાજ્યમાં બધે ઠેકાણે ન્યાયાધીશ રાખ્યા હતા; તેમ છતાં પંડે પણ પ્રતિ દિવસે એક વાર અને ઘણીક વખત બે વાર ખુલ્લા દરબારમાં પ્રજાની ફરિયાદ સાંભળતા. એ ચાલ એની પછી પેહેલા આલમગીર (ઔરંગજેબ)ની પછી થયલા બાદશાહોએ બંધ પાડ્યો; તેથી તેમના વિષે પ્રજાનું માન ઘટી ગયું. અકબરે ખેડુતના ભલાને અર્થે વીંઘોટી બાંધી અને વસૂલાતના ધારા કર્યા; લશ્કરના પગાર અને હાજરીનો બંદોબસ્ત કર્યો; રાજસેવાના સંબંધમાં ધર્મભેદ કાઢી નાંખ્યો; ધર્મ વિષેના જૂલમનો નાશ કર્યો; અને બીજા સુધારા કર્યા. તે ઘણા વખત લગી તેના વંશજોએ પાળ્યા. એ ઉપરથી અનુમાન થઇ શકેછે કે જો તેણે બીજા સુધારા કર્યા હોત તો તેપણ જારી રહેત. પોતાનો ધર્મ સ્થાપવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો; પણ માત્ર જૂઠા ઠાઠમાઠને માટે રાખેલા હજારો હાથી ઘોડાનો તથા બીજા નકામા દમામનો ખરચ ઓછો કરી, તે ધન પ્રજાના ભલાને અર્થે ખરચવાનો

ચાલ પાક્યો હોત, તો તે નીભવાનો સંભવ હતો. રૈયતપર થતો જૂલમ અટકાવવાને કરેલી કોશીશની નોંધ એના ઇતિહાસમાં છે. પણ લોકના વેપાર રોજગારમાં અને દોલતમાં કેટલો વધારો થયો, તેની તજવીજ સંબંધીની નોંધ, અરે! તેનાં પત્રકો પણ જડતાં નથી. પૃથ્વીની ભિન્ન ભિન્ન પ્રજાઓના ધર્મ, અને તત્વજ્ઞાનની શોધ તેણે કરી; પણ તેમના સંસારી રિવાજોની અને રાજરીતિઓની ખોળ કરેલી જણાતી નથી. જે વિચક્ષણ મહાપુરૂષે ગોવાના યૂરોપી ખ્રિસ્તી પાદ્રીઓને તેડાવી તેમના ધર્મ વિષે તપાસ કરી, અને તેમના બાઇબલનો તરજુમો કરાવ્યો, તેણે તેમને યૂરોપની સંસારી રૂઢીઓ, નૌકાસેના, અને રાજનીતિ વિષે કાંઈ પૂછ્યું નહિ, એ નવાઇ જેવું છે! પોતાના ચતુર કારભારીઓ અને સોબતીઓમાંના કોઇને યૂરોપ જોવા મોકલ્યો નહિ, તેનું કારણ સમજાતું નથી.

એ સમયે ઉપલા વર્ગના મુસલમાનોમાં સ્ત્રીઓને ભણાવવાનો ચાલ હશે એમ જણાયછે; કેમકે જહાંગીરની પ્રખ્યાત અને માનીતી બેગમ નૂરજહાન એટલું ભણેલી હતી કે ફારસીમાં નવી કવિતા જોડી પોતાના પતિનું મન રંજન કરતી, એવું તે કાળના ઇતિહાસમાં નોંધાયલું છે. પરંતુ એક પત્નીવ્રતના લાભનો વિચાર યૂરોપી લોકના ધારાપરથી તેના મનમાં ઊતરત. ઘણી પત્નીઓ પરણી તેમને જનાનામાં પૂરી ન મૂકતાં, યૂરોપના પાદશાહો અને રાજા રાણા એક એક પત્ની માત્ર પરણતા; અને તે નારીઓને પડદામાં કેદ ન રાખતાં, બહાર ફરવા હરવા અને સંસારમાં મહાલવા દેતા, એનું તેને જ્ઞાન થાત. કુંવારો પુરૂષ જે કન્યાપર મોહિત થયો હોય, તેને પરણવાને તેની આજીજી કરતો, અને સ્ત્રીઓ બહુધા જુવાનીમાં આવે ત્યારેજ સ્વેચ્છાવર કરતી, એ તેના જાણવામાં આવત. એશિયા અને યૂરોપની એ સમેની બીજી સંસારી રૂઢીઓ, ધારા, અને રાજ્ય પદ્ધતિઓના તફાવત વિષે અકબરના કોઇ ખબડદાર દરબારીએ યૂરોપમાં પ્રવાસ કરી ગ્રંથ લખ્યો હોત, તો તે ઘણો મનોરંજક અને ઉપયોગી થાત. એ વેળા એશિયાને મુકાબલે યૂરોપમાં કેટલો સુધારો હતો તે એવા સાક્ષીથી જણાત.

નૌકાસેનાથી યૂરોપની સમુદ્રકાંઠે વસનારી પ્રજાઓને કેટલો ફાયદો

છે, અને હિંદને એવી ફોજની કેટલી બધી જરૂર છે, તેપણ તજવીજ કરવા જોગ વિષય હતો. મક્કે હજ કરવા જનારાને પોર્તુગીઝ અધિકારીઓનો પરવાનો લેવો પડતો, અને તે મુગલ સરકાર તરફથી મેળવી આપવામાં આવતો. આ અપમાનથી પણ અકબરશાહના મનમાં નૌકા બનાવવાનો પ્રયત્ન કરવાનું આવ્યું નહિ, તેનું કારણ શું હશે? હિંદના પૂર્વ અને પશ્ચિમ કાંઠાનાં ઘણાંક બંદરો મુગલ સરકારને તાબે હતાં. એ બંદરોમાં વહાણો બંધાતાં, અને ખલાસીઓ પણ પુષ્કળ હતા. ઇસ્તાંબુલના સુલતાનને તથા આફ્રિકાના ઉત્તર કિનારાપરના મુસલમાની રાજ્યોને દરિયાઈ લશ્કરો હતાં; અને અકબરશાહે મનપર લીધું હોત, તો હિંદને માટે પણ બની શકત; ને તેમ થવાથી કેટલાક રજપૂત સરદારો નાખુદા અને નૌકાસેનાધિપતિ થાત, અને તેઓની સોબતમાં અને તેમના રક્ષણ નીચે હિંદુ મુસાફરો અને વેપારીઓ બીજા ખંડોના દેશો જોવાને કે ત્યાં વેપાર કરવાને જાત. જેમ અટક નદી ઓળંગવાનો વેહેમ રાજા માનસિંહ અને બીજા રાજપુત્રોના દાખલાથી ત્રુટ્યો, તેમ સમુદ્રપ્રયાણ તથા યૂરોપ અને અમેરિકા જવાનો વેહેમ નાશ પામ્યો હોત; અને હાલના સાંકડા મનના વેહેમીઓ સ્વદેશપીડક થવા પામત નહિ. એથી દેશાવરનો વેપાર વધવાનો તથા વિદ્યાકળામાં ઊમેરો થવાનો સંભવ હતો. આ બાબતમાં મહાન આલ્ફ્રેડે જેવી મોટી સેવા ઇંગ્લાંડની બજાવી તેવી અકબરશાહ હિંદની બજાવી શકત.

કેટલાક સંસ્કૃત ગ્રંથોના ફારસી તરજુમા આ સમયમાં થયા, તે પરથી સિદ્ધ થાયછે કે સંસ્કૃત અને ફારસી એ બંને ભાષા ભણેલા વિદ્વાનો અકબરના દરબારમાં હતા. અજબ છે કે એ પંડિતોનું લક્ષ એ બે ભાષાના સંબંધપર ગયું નહિ! અકબરના દરબારમાં હિંદી કવિઓ હતા, એવું, "કવિ ગંગ કહે સુણો શાહ અકબર," એવા વાક્યોવાળાં કવિતો પરથી જણાય છે. એ કવિઓનાં અને તેમના ગ્રંથોનાં નામનો પત્તો મને મળ્યો નથી.

ગોવાના પોર્તુગીઝ પાદ્રીઓને દરબારમાં બોલાવી માન સહિત પરોણા રાખ્યા હતા. તેમને જેમ તેમના ધર્મ સંબંધી મત અને હકીકત પૂછી ખ્રિસ્તી ધર્મનું જ્ઞાન અકબરે મેળવ્યું, તેમ પોર્તુગાલની રાજ્ય-

પદ્ધતિ વિષે પૂછ્યું હોત તો કોર્તે (કે કોર્તેસ) નામે તે દેશમાં કાયદા બાંધનારી રાજસભા હતી તેનું જ્ઞાન થાત. જેમ કુરાન અને બાઇબલનો મુકાબલો કરાવી મુસલમાની અને ખ્રિસ્તી ધર્મો વિષે સંવાદ કરાવ્યો તેમ મુગલાઈ અને પોર્તુગીઝ રાજ્યરીતિઓને સરખાવી એક નિરંકુશ આધિપત્ય અને પ્રજાસંમત રાજ્યપ્રદ્ધતિ વિષે ચર્ચા કરાવી હોત તો એક નવી રાજનીતિના જ્ઞાનની જોડે એ બેમાંની રાજા પ્રજાને વાસ્તવિક લાભકારી અને સુખદાયક કયી છે, તે તેના જાણવામાં આવત. એ પાદ્રીઓથી તથા બીજી તજવીજથી ઈંગ્લાંડ અને સ્કાટ્લાંડની પાર્લામેંટનું, ફ્રાન્સ સ્તેટ્સ જનરલનું, જર્મનીની ડાયેટ નામે રાજસભા વગેરેનું તેને જ્ઞાન થાત; અને તેથી તેના મનપર થયલી રૂડી અસર આખા હિંદના લોકોને ફાયદો કરત. અકબરશાહે પંડે જે જે સારા કાયદા કર્યા, જકાતો માફ કરી,અને બંદોબસ્ત કર્યા, તેઓ તેની પછી ચાલુ રહેશે તેનો શો ભરોસો ? તે કાયમ રાખવા કે બંધ પાડવા એ એક પુરૂષને હાથ હતું.તેની પછી જે માણસ પાદશાહ થાય તેની મરજીપર હતું. પણ પાર્લામેંટ જેવી રાજસભા તેના અધિકારને કાયદાના બળે ખાળનાર હોય, તો તે ઓછું નુકસાન કરી શકે. નિરંકુશ અધિપતિને રૈયતની અવસ્થાનું જ્ઞાન ઘણું કરીને તેના કારભારીઓ અને અમલદારો કરે તેટલું અને તેવું થાયછે. પ્રજાની રાજસભા હોય તો લોકને રાજકાજમાં રસ લાગે ને તેઓ રાજકાજ સંબંધી વિચાર કરતાં શીખે; રાજ્યના જૂદાજૂદા ભાગોમાં વહીવટદારો, ન્યાયાધીશો, અને બીજા સરકારી નોકરો કેમ વર્ત્તેછે તે, તથા રૈયતનાં દુઃખ અને રૈયતની ફરિયાદ, એ સભાથી ભૂપતિના જાણવામાં આવે, અને તેમની સલાહ પ્રમાણે તેનો નિકાલ થઇ શકે; રાજા પ્રજા એકત્ર થઇ જાય; રાજાના શત્રુ તે પ્રજાના શત્રુ મનાઇ, તે શત્રુનો પરાજય કરવાને, તેમને દેશમાંથી હાંકી કાઢવાને, પ્રજા ભૂપાળની વહારે ચડે; સ્વદેશાભિમાન કે એક પ્રજાભાવ બંધાય; અને રાજ્યનો પાયો મજબૂત જામે. જે રચનાનો આરંભ હાલના સમયમાં લાર્ડ રિપને છેક નીચલા પગથીઆથી કરવા માંડ્યો છે, તે કરવાનું અકબરશાહ ધારત તો કરી શકત. એ રાજનીતિ સ્થાપવાને તેની પાસે અધિકાર અને

સાહિત્યો જોઈએ તેટલાં હતાં. મોટા હિંદુ રાજા રાણા, અને વંશપરંપરા મોટી જાગીરો ભોગવનારા મુગલ, પઠાણ, તુર્કાદિક મુસલમાન ઉમરાવોની એક સભા નામે 'દીવાને ખાસ' (હાઉસ આવ્ લાર્ડ્ઝ), અને શેહેરોના મહાજનો અને ગામોના મુખી મતાદારોની બીજી સભા નામે 'દીવાને આમ' (હાઉસ આવ્ કામન્સ) બની શકત; ને એમ હિંદી પાર્લામેંટનો પાયો નંખાત. પછી એ સભાઓ બોલાવવાનો દસ્તુર પડત, અને તેઓમાં સુધારો થતો જાત. પાદશાહ અમુક પ્રસંગે અને અમુક કામે દરબાર ભરતા; પરંતુ તેમાં કાયદા કરવાનું કે પાદશાહના મંત્રીઓએ કરેલા કાયદાના ખરડાની ચર્ચા કરવાનું કામ ચાલતું નહિ. આયીની અકબરીમાં નોંધેલા ધારાના ખરડા વખતે વખતે અકબર અને તેના કારભારીઓ બનાવતા. તે એવા દરબારમાં વાંચી સંભળાવી, 'તેઓ વિષે કોઇને કાંઈ સૂચના કરવી હોય તો કરે,' એવું પાદશાહે ફરમાવ્યું હોત, તો પાર્લામેંટનો આરંભ થાત. દીવાને આમ કે સાધારણ લોકની (કામન્સની) સભા સ્થાપવામાં મુશ્કેલી હતી; પણ મોટા રાજા, જાગીરદારો, અને સરદારોની સભા સ્થાપવાનું કામ સેહેલું હતું. આગળ જતાં તેમાં બેસવાનો હક કોને છે તે, તથા મળવાનો વખત મુકરર થાત; અને ત્યાં જવામાં અને મત આપવામાં મોટી આબરૂ ગણાત. એમ પાદશાહ અને રાજ્યના મુખ્ય આગેવાન પુરૂષોએ મળી કાયદા કરવાનો તથા રાજકાજપર નીઘા રાખવાનો રિવાજ પડી જાત. આ વિષે વિસ્તારથી લખીએ તો એથી થતા ઘણા ફાયદા બતાવી શકાય. હાલ આપણા વખતમાં જે દેશી રાજ્યો છે, તેઓના અધિપતિઓને અને કારભારીઓને આ બાબત ધ્યાનમાં લેવા જોગ છે. રાજકાજ સંબંધીના અજ્ઞાન સાગરમાં પ્રજા ડૂબેલી છે, તેને તારવાનો ઉપાય હવે એજ માત્ર છે. એ કામ શીખવશે તો લોકમાં શીખવાની શક્તિ છે. એ શીખવ્યાથી દેશને ભારે લાભ છે. ઉદાર મનના જે ભૂપતિઓ તથા દીવાન, વજીર, કામદાર, વગેરે આ કામ કરશે તેમનાં નામ અમર થશે, ને તેમની સુકીર્તિ ચિરંકાળ લગી પહોંચશે.